६० मांन परिगणिताः गृहहोराद्रेष्काणा ।
नव भाग द्वादशांशक त्रिंशाः ॥३१॥

ભાવાર્થ—સમાંશમાં સાત ભાગ કરવા. તેમાં ૪ અંશ, ૧૭ ઘડીનો એક ભાગ થાય છે, પહેલો મેષ સમાંશક કહેવાય છે. તે મેષ રાશીના ૪ અંશ, ૧૭ ઘડી સુધી મંગળનો સમાંશક હોય છે પછી શુક્રનો વરખ લગ્ન, બુધનો મીથુન, ચંદ્રમાનો કર્ક, રવીનો સીંહ, બુધનો કન્યા, શુક્રનો તુલા, અને વરખ રાશીમાં પહેલા ભાગમાં વૃશ્ચિકનો મંગળ, બીજામાં ધનનો ગુરૂ, ત્રીજામા મકરનો શની, ચોથામાં કુંભનો શની, પાચમામાં મીનનો ગુરૂ, પછી મેષનો મંગળ, વરખનો શુક્ર, એવી રીતે સમાંશક થાય છે. વિશેષ યંત્રમાં જોવાથી જણાશે. નવમાંશકની રીત ઉપર કહેલી છે. વળી દ્વાદશાંકમાં ૧૨ અશનો ભાગ લેવો એટલે ૨ અંશ, ૩૦ ઘડી સુધી ૧ ભાગ આવે છે. સ્પષ્ટ ગ્રહ પોતાની રાશીથી જે ભાગમાં આવે તે ભાગ સુધી ગણતા જે રાશી આવે તે દ્વાદશાંશક સમજવો, અને ત્રીશાશકમા સમ રાશી તથા વિષમ રાશીમાં જુદા જુદા અધિપતિ સમજવા. ત્રીશાંશકમાં વિશમ રાશી મેષ, મીથુન, સીંહ, તુલા, ધન ને કુંભ રાશીમાં ૫ અશ સુધી મેષ રાશી મંગળની લેવી, ૧૦ અશ સુધી શનીની રાશી કુંભ લેવી, ૧૮ અંશ સુધી ગુરૂની રાશી ધન લેવી, ૨૫ અશ સુધી મીથુન રાશી બુધની લેવી, અને ૩૦ અંશ સુધી તુલા રાશી શુક્રની લેવી. હવે સમ રાશીમાં ૫ અશ સુધી વરખ રાશી લેવી, ૧૨ અંશ સુધી કન્યા રાશી લેવી, ૨૦ અશ સુધી મીન રાશી લેવી, ૨૫ અંશ સુધી મકર રાશી લેવી, અને ૩૦ અંશ સુધી વૃશ્ચિક રાશી લેવી એવી રીતે ત્રીશાંશક કરવો. ॥ ૩૦–૩૧ ॥

## षड्वर्ग शुद्धि विचार.

इत्यार्या चतुष्टयस्यात्मीयकृतविंशति भिरार्याभिः
षड्वर्गशुद्धयेचाख्या गृहहोरा द्रेष्काणान्नव भाग द्वादशांशक ।
त्रिंशात् मत्येकं राशीनांवक्षेमुग्धाविबोधाय ॥ ३२ ॥

पंचद्वियमेमेषःपद्माणमुगे २५६ वृषस्तदनुफ । न'पंचवत
वहने २०५ मिथुनः शशि । मारिमिवहिमि २४१ कर्को ॥२३॥
भुज जलनिधिदहि संस्थे ३४२सिंह कन्याः कुलोक दहनैव ।
३११ अथःपलैस्फरे तेगौर्झेरमाने न विस्थाता ॥२४॥
तत् क्रमितो विज्ञेय कुलादि षट्क प्रमाण वस्तवेर्व ।
पथा भक्त पलांकालम्बे नाम्यौ मर्मत्सम ॥२५॥
मगळकविबुध चन्द्रादित्येंदुम शुक्र भौमधिपणानां ।
शनियम दव गुरूणा क्रमेणगेहानि मेषाद्या ॥२६॥
समस्तार्द्ध होराख्याम्यौ मस्मात्पलाकता लग्नैः ।
होराके पष्टि हते शेषे द्वि हतेषु विषमानि ॥२७॥
रवि चन्द्रो विषमांके राशौ भवत समे च चंद्र रवि ।
होराधिपति सलग्नौ राशिपतेः सर्वदा ख्यातौ ॥२८॥
अथवाहि हते राशौ लग्ने द्रेष्काणो माहुराचार्यों ।
लच्छेषे पष्टि हते वहि हते लम्बेतो बर्णाः ॥२९॥
क्रमवस्तेषा मीशा आदिमपञ्च मनवर्सैनायास्तु ।
होराधिपते बलवत्तरानि मान्यूरयः मोच्युः ॥४०॥
राशि पलांके नवैर्मक्त लब्धं नवांशकस्व स्यात् ।
पष्टिघ्नेऽयौ शेषे नंद हते पांस विषमानि ॥४१॥
अथ सर्पे पुनरिशम भागाःकुजः१ । शुक्र २ सौम्य ३
चन्द्र मांस ४ रवि ५ ॥ बुध ६ कवि ७ कुज ८
गुरुच ९ शनि १०। शनि ११ गुरुवो १२ विपास्तेषो ॥४२॥
मेषाद्याय सिंहाद्या चापाद्या ४ राशयः क्रमेण स्युः ।
चसारः २ छगमकर तुला कुलीराद्याः ॥४३॥
पूर्वेभ्य इमे फलदा भवंति लग्ने अधिकाधिक नृण ।
जाया नवमे मन्य निक्षिप्त बलवत स्युरिमाएव ॥४४॥
द्वावश भक्त पलांकालम्बं सद्वादशांशको भवति ।
पष्टिघ्ने रवि भक्ते लम्ब कथयंति न द्वर्णा ॥४५॥

अभिमतिराशिपतिः प्राग्वद्गणय ।
इति द्वादशांशकाधीशाः कुज १ कवि २ ॥४६॥
बुध ३ विधु ४ रवि ५ बुध ६ कवि ७ कुज ८ ।
गुरु ९ मद १० शनि ११ गुरुव १२ ॥४७॥
आदिमवर्गेशेभ्यो बहु फलदा द्वादशांशकाधीशाः ।
कैरवपतिस्त्रु फलदो विशेषतो द्वादशांशकस्थः ॥४८॥
अथ सून्यवह्नि ३० भक्ते त्रिंशांशलब्धितो विदुर ।
राशौ रवि रसैर्हतेऽथ शेषे त्रिंशद्भक्तेतु वर्णाः स्यु' ॥४९॥
पचे५षु वसु ८ हये७ द्रिये ५ भागे कुज मंद जीव
बुध शुक्राः। विषमेषु पुनर्व्यत्य यतस्तत्रतत्पतय ॥५०॥
पूर्वतमपंच वर्ग्याधिपेभ्यएतेबलाधि ज्ञेयाः ।
सागरचंद्रेणैषामाख्याता भाग संज्ञेति ॥५१॥
षड्वर्ग शुद्धि रेषागवेषणीयासुधीभिरादरतः ।
पृच्छा लग्ने जन्मनि विवाह दीक्षां प्रतिष्टादौ ॥५२॥

ભાવાર્થ—ઉપર કહેલા શ્લોક પ્રમાણે ષડ્ વર્ગ શુદ્ધિ પંડિતોએ કહી છે. તે પ્રશ્ન લગ્નમાં, જન્મ લગ્નમા, વિવાહમા, દિક્ષામાં, દેવ પ્રતિષ્ટામા તથા ગ્રહ વાસ્તુમાં વિચારવી, અને ષડ્ વર્ગમાં ગ્રહ બળવાન હોય તે જોઇને લગ્ન શુદ્ધિ લેવી. એ ષડ્ વર્ગ વિચાર લગ્ન શુદ્ધિને માટે કહેલો છે ॥ ૩૨–૫૨ ॥

વિશમ ત્રીશાંશ યંત્ર.

| રાશી | અંશ | અંશ | અંશ | અંશ | અંશ |
|---|---|---|---|---|---|
| ૦ | ૫ | ૧૦ | ૧૮ | ૨૫ | ૩૦ |
| ૦ | ૧ | ૧૧ | ૯ | ૩ | ૭ |
| ૨ | ૧ | ૧૧ | ૯ | ૩ | ૭ |
| ૪ | ૧ | ૧૧ | ૯ | ૩ | ૭ |
| ૬ | ૧ | ૧૧ | ૯ | ૩ | ૭ |
| ૮ | ૧ | ૧૧ | ૯ | ૩ | ૭ |
| ૧૦ | ૧ | ૧૧ | ૯ | ૩ | ૯ |

સમ ત્રીશાંશ યંત્ર.

| રાશી | અંશ | અંશ | અંશ | અંશ | અંશ |
|---|---|---|---|---|---|
| ૦ | ૫ | ૧૨ | ૨૦ | ૨૫ | ૩૦ |
| ૧ | ૨ | ૬ | ૧૨ | ૧૦ | ૮ |
| ૩ | ૨ | ૬ | ૧૨ | ૧૦ | ૮ |
| ૫ | ૨ | ૬ | ૧૨ | ૧૦ | ૮ |
| ૭ | ૨ | ૬ | ૧૨ | ૧૦ | ૮ |
| ૯ | ૨ | ૬ | ૧૨ | ૧૦ | ૮ |
| ૧૧ | ૨ | ૬ | ૧૨ | ૧૦ | ૮ |

## सक्रांती नाम फल विचार

स्यादिषु सक्रांतिर्घोरा ध्वांक्षी महोदरी च तथा ।
मंदाकिनी च मदा मिश्रानांन्माथ राक्षिसरी ॥५३॥
मंदा च कुरुते वृष्टि मंदाकिनी रस क्षयं ।
ध्वांक्षीवीवि महावाता घोरा शस्त्र भयंकरी ॥५४॥
महोदरा घोर भयं मिश्रका च जने शुभां ।
सर्वेषां कार्याणां च राक्षशी विफल मदा ॥५५॥

भावार्थ।—मेषादिक बार सक्रांतीनां नाम कहे छे ते नाम ज्यादिक ऋतुना आधारे थाय छे ते प्रकार आगळ आवी गयेल छे वळी विशेष तेनुं नाम तथा फल कहे छे १ घोरा, २ ध्वांक्षी, ३ महोदरी ४ मंदाकिनी, ५ मंदा, ६ मिश्रा ७ राक्षसी इत्यादिक नाम कह्यां छे वळी ऋतुमां मंदा सक्रांती होय तो वरसाद सारो थाय मंदाकिनी सक्रांती होय तो रस वस्तुनो नाश करे, ध्वांक्षी नामनी सक्रांती होय तो घणो पवन करे घोर सक्रांती शस्त्रनो भय करे, महोदरी सक्रांती चोरनो भय करे मिश्रा सक्रांती मनुष्यने फळ आपे अने राक्षसी सक्रांती फलनो नाश करे ॥ ५३-५५ ॥

## दीनमान विचार

मस्तायदिम प्रमाणं मृगादिनं नाम्यौ गौमरे ।
षड्विंशविः सद्राक्षपका घ्रुद्रो पलमेर्क द्वादशसराः ॥५६॥
षड्विंशतिर्घटिकामाष्टघटु पल्म रौयुता ।
घ्रुद्रो पल द्विक सर्णान्त त्रिपचा रात्रिदतिटि ॥५७॥
मीमेष्ठा विंशति नाम्यौभत्तुर्दश पलान्विता ।
इद्री पल मिक चातुर्दा मिश्रर्द्धेन सयुता ॥५८॥
फयलं घन्किा त्रिं शम्मेप संक्रांति वासरा ।
पल्म मिक ततो घ्रुद्धेडा मिश्रदसराणि च ॥५९॥

षट चत्वारिं च त्फलानिचैक त्रिंशद् घटी वृषे ।
वृद्धौ पल द्विक वर्णाः द्विपंचाशत् प्रकीर्तिताः ॥६०॥
त्रित्रिंशन्मिथुने नाम्य' फल द्वादशकान्विताः ।
पल मेक ततौ वृद्धौ प्रत्यहं द्वादशाक्षरा ॥६१॥
वह्नि त्रिंशद घटि कर्केऽष्ट चतुः फल संयुतः ।
पल मेक ततोहीन द्वादशाक्षर सयुतं ॥६२॥
शब्दादश पला घट्टाः सिंहे त्रित्रिंशतिर्मताः ।
हानौ फल द्विकवर्णा द्विपचाशत् प्रकीर्त्तिता. ॥६३॥
एक त्रिंशद् घट्टाः षट् चत्वारिंशत्पलानि च ।
कन्या यांहां निशदिश्वाद त्रिपली द्वादशशाक्षराः ॥६४॥
केवलं घटिका त्रिंशतुलायां मुख्यवासर ।
पल त्रिकं ततौहानौ द्वात्रिंशर्द्वर्ण सयुतं ॥६५॥
अष्टाविंशति नाम्यौलौचतुरदशा पलान्विताः ।
हानौ पल द्विक तस्मात् द्विपंचाशत्तथाक्षराः ॥६६॥
षड्विंशति घटीचापे.ऽष्ट चतुः पल संयुताः ।
एक पल ततोहानौ द्वादशाक्षर संयुत ॥६७॥
रात्रौ त्रिंशद्भक्ते षष्टिघ्न शेषमघ ततः कुर्यात् ।
त्रिंशद्भक्तं पुनरपि दिन भोगो दिनकरहिस ॥६८॥
मकरादौ षट् त्रिंशत्याडशति षड द्विक शतंन्वयना' ।
उत् क्रमतौ मेषादौ दिन वृद्धौ मकरा षट्के च ॥६९॥
दिन हानौ कर्काद्ये षट् केष्वेचविदुःपलानि बुधा ।
अभिमत दिवशस्य कृते भुक्तादिवसवसात् ॥७०॥
द्विमुनिंद्रियहि मरोचिपी १५७२ । ध्रुवकेमेकरादिके गणकः
निक्षिप्य षष्टि भक्ते लब्ध ॥ दिनमानमभि विद्यात् ॥७१॥
उदयास्त भोग युक्ते षष्टि हृते मध्य राशि पल मिलि ।
ते लब्ध दिन घटिका. स्यु पलानि वर्णाश्च दिनमानं ॥७२॥

गणिते भुक्ति भोग्याद्यैः सर्वाद्योर्विभजेषवल्लन्ते ।
भोग्यं च भुक्तं च पष्टि घ्राप्लपयो वर्णाः ॥७३॥
रेसस्वरयुमवार्द्धे दिने पल । मिश्रिते मघिरी न घस्त ग्रहुणा ॥
पट पचासयुवपा ससां गुल सक्रान्तपया भक्तो ॥७४॥
लब्धं गतं शेप दिन शेप पघ्रावर्तपया भक्त ।
पल पर्णाय विघा दिनमानममिष्टकाष्ठ फालस्प ॥७५॥
पुनरपि पष्टि हतं सपपनभिव सुस्प राशि फलहीनं ।
शेपयस्पुनरभिमत लम पलानि दिन द्विद्वि ॥७६॥

ભાવાર્થઃ—ગુજરાત દેશમાં મકર સંક્રાંતીમાં તથા કુંભ સંક્રાંતીમાં ૨૬ ઘડીનો દીનમાન હોય છે મકર સંક્રાંતીના દિવસે ૨૬ ઘડી ૧૨ પળનો દીનમાન હોય છે તે દિવસથી ૧ પળ ને ૧૨ અક્ષર (વિપળ) દીન પ્રતિ વધે, ને કુંભ સંક્રાંતીના દિવસે ૨૬ ઘડી ૪૮ પળનો દીનમાન હોય છે તે કુંભ સંક્રાંતીથી ૨ પળ ને ૫૨ વિપળ નિત્ય વધે. વધતાં વધતાં મીન સંક્રાંતીના દિવસે ૨૮ ઘડી ૧૪ પળ દીનમાન હોય મીન સંક્રાંતીમાં ૩ પળ ને ૩૨ વિપળ નિત્ય વધે. તે વધતાં વધતાં મેષ સંક્રાંતીના દિવસે ૩૦ ઘડી ૦ પળનો દિવસ હોય રાત દિવસ સરખો થાય; તે મેષ સંક્રાંતીથી ૩ પળ, ૩૨ વિપળ નિત્ય વધે. તે વધતાં વધતાં વરખ સંક્રાંતીના દિવસે ૩૧ ઘડી ૪૬ પળ દીનમાન હોય અને વરખ સંક્રાંતીથી ૩ પળ ૫૨ વિપળ રોજ વધે. એમ વધતાં વધતાં ૩૩ ઘડી, ૧૨ પળ મિથુન સંક્રાંતીના દિવસે દીનમાન હોય અને મિથુન સંક્રાંતીથી ૧ પળ ને ૧૨ વિપળ રોજ વધે મિથુન સંક્રાંતીથી વધતાં વધતાં કર્ક સંક્રાંતીના દિવસે ૩૩ ઘડી ૪૮ પળ દિનમાન હોય. કર્ક સંક્રાંતીથી ૧ પળ ૧૨ વિપળ ઘટતાં ઘટતાં સીંહ સંક્રાંતીના દિવસે ૩૩ ઘડી ૧૨ પળનો દિન માન હોય. સીંહ સંક્રાંતીથી ૨ પળ ૫૨ વિપળ રોજ ઘટતાં

કન્યા સંક્રાંતીથી દિવસે ૩૧ ઘડી ૪૬ પળનો દિનમાન હોય, અને કન્યા સક્રાતીથી ૩ પળ ને ૩૨ વિપળ રોજ ઘટે તે ઘટતાં ઘટતા તુલા સક્રાંતીના દિવસે ૩૦ ઘડી ૦ પળનો દિનમાન હોય એટલે રાત્રી દિવસ બરાબર જાણવો. તુલા સંક્રાંતીથી ૩ પળ, ૩૨ વિપળ નિત્ય ઘટતા વૃશ્ચિક સક્રાંતીના દિવસે ૨૮ ઘડી ૧૪ પળનો દીનમાન હોય, વૃશ્ચિક સંક્રાંતીમા ૨ પળ ને ૫૨ વિપળ નિત્ય ઘટતા ધન સંક્રાંતીના દિવસે ૨૬ ઘડી ૪૮ પળનો દિનમાન હોય, ધન સંક્રાંતીમાં ૧ પળ ને ૧૨ વિપળ નિત્ય ઘટતાં મકર સંક્રાંતીના દિવસે ૨૬ ઘડી ૧૨ પળનો દિનમાન હોય. હવે રાત્રી ઘડી પળ જાણવાની રીત કહે છે'—દિનમાનને સાઠમા બાદ કરવાથી રાત્રીની ઘડી હોય. મકરના સૂર્યથી ૬ મહિના કર્કના સૂર્ય સુધી દિવસ વધે ને રાત્રી ઘટે, અને કર્કના સૂર્યથી ૬ માસ મકરના સૂર્ય સુધી રાત્રી વધે ને દિવસ ઘટે. એવી રીતે રાત્રીનો તથા દિવસનો દિનમાન સમજવો. હવે દિનમાન ગણીત કહે છે—૧૫૭૨ તેમા જે જે રાશીનો ધ્રુવ હોય તે મૂકીને ૬૦ નો ભાગ દેવાથી દિનમાન થાય. વળી તેને બીજી રીત કહે છે. ઉદય રવીની અંશ કલા વિકલાનુ ભુક્ત ભોગ્ય (ગણીત) કરવુ ને ૬૦ નો ભાગ દેવાથી દીનમાન ઘટીકા આવે. હવે દિવસનો માપ કરવાનો શંકુ (લાકડીના કકડા વડે મપાય તે) કહે છે. સાત આગળનો શંકુ લઈને છાંયા માપવી, તેમા ૬ ઉમેરવા અને ધ્રુવાંકુ ભાગ દેવાથી આવે તે ઘડી ને રહે તે પળ. ધ્રુવાંકુ એટલે માસ માસ અંક. આસો અને ચૈત્ર માસમા ૧૪૪ ને ભાગ દેવાથી આવે તે ઘડી અને રહે તે પળ. ॥ ૫૬—૭૬ ॥

## મેષાદિક રાશી મધ્યપાદ વિચાર.

त्रिद्व्येक खेंदु पक्षाग्नि युगेषु पट् सुरायुगाः ।
क्रमान्मीनादि राशीनां मध्यपादा प्रकीर्तिताः ॥७७॥

गमिते भुक्ति भोग्यादेः सर्वार्धैर्विभजेच्चतस्त्रे ।
भोरग्यं च भुक्तं च पष्टि प्राप्तछपतो पर्णाः ॥७३॥
रेसवरगुणतार्द्ध दिने पस । मिथिते मघिही न वद्ध गुणया ॥
पट पधासगुवपा सर्ता गुल सङ्कुच्छपया भक्तो ॥७४॥
लब्ध गतं क्षप दिनं शेष पग्रार्धवपया भक्तं ।
पल वर्णाय विधा दिनमानममिष्टकाष्ट कालस्य ॥७५॥
पुनरपि पष्टि हतं वधपनन्वित मुस्य राशि फलहीनं ।
शेषपत्पुनरमिमत छम पलानि दिन ग्रिद्धि ॥७६॥

ભાવાર્થ—ગુજરાત દેશમાં મકર સંક્રાંતીમાં તથા કુંભ સંક્રાંતીમાં ૨૬ ઘડીનો દીનમાન હોય છે મકર સંક્રાંતીના દિવસે ૨૬ ઘડી ૧૨ પળનો દીનમાન હોય છે તે દિવસથી ૧ પળ ને ૧૨ અક્ષર (વિપળ) દીન પ્રતિ વધે; ને કુંભ સંક્રાંતીના દિવસે ૨૬ ઘડી ૪૮ પળનો દીનમાન હોય છે તે કુંભ સંક્રાંતીથી ૨ પળ ને ૫૨ વિપળ નિત્ય વધે. વધતાં વધતાં મીન સંક્રાંતીના દિવસે ૨૮ ઘડી ૧૪ પળ દીનમાન હોય મીન સંક્રાંતીમાં ૩ પળ ને ૩૧ વિપળ નિત્ય વધે તે વધતાં વધતાં મેષ સંક્રાંતીના દિવસે ૩૦ ઘડી ૦ પળનો દિવસ હોય, રાત દિવસ સરખો થાય; તે મેષ સંક્રાંતીથી ૩ પળ, ૩૨ વિપળ નિત્ય વધે. તે વધતા વધતાં વૃષભ સંક્રાંતીના દિવસે ૩૧ ઘડી ૪૬ પળ દીનમાન હોય અને વૃષભ સંક્રાંતીથી ૩ પળ ૫૨ વિપળ રોજ વધે એમ વધતાં વધતાં ૩૩ ઘડી, ૧૨ પળ મિથુન સંક્રાંતીના દિવસે દીનમાન હોય અને મિથુન સંક્રાંતીથી ૧ પળ ને ૧૨ વિપળ રોજ વધે મિથુન સંક્રાંતીથી વધતાં વધતાં કર્ક સંક્રાંતીના દિવસે ૩૩ ઘડી ૪૮ પળ દિનમાન હોય. કર્ક સંક્રાંતીથી ૧ પળ ૧૨ વિપળ ઘટતાં ઘટતાં સીંહ સંક્રાંતીના દિવસે ૩૩ ઘડી ૧૨ પળનો દિનમાન હોય. સીંહ સંક્રાંતીથી ૨ પળ ૫૨ વિપળ રોજ ઘટતાં

કન્યા સંક્રાંતીથી દિવસે ૩૧ ઘડી ૪૬ પળનો દિનમાન હોય, અને કન્યા સક્રાંતીથી ૩ પળ ને ૩૨ વિપળ રોજ ઘટે તે ઘટતાં ઘટતા તુલા સંક્રાંતીના દિવસે ૩૦ ઘડી ૦ પળનો દિનમાન હોય એટલે રાત્રી દિવસ બરાબર જાણવો. તુલા સંક્રાંતીથી ૩ પળ, ૩૨ વિપળ નિત્ય ઘટતાં વૃશ્ચિક સક્રાંતીના દિવસે ૨૮ ઘડી ૧૪ પળનો દીનમાન હોય, વૃશ્ચિક સંક્રાંતીમાં ૨ પળ ને ૫૨ વિપળ નિત્ય ઘટતા ધન સંક્રાંતીના દિવસે ૨૬ ઘડી ૪૮ પળનો દિનમાન હોય; ધન સંક્રાતીમાં ૧ પળ ને ૧૨ વિપળ નિત્ય ઘટતાં મકર સક્રાંતીના દિવસે ૨૬ ઘડી ૧૨ પળનો દિનમાન હોય. હવે રાત્રી ઘડી પળ જાણવાની રીત કહે છે—દિનમાનને સાઠમા બાદ કરવાથી રાત્રીની ઘડી હોય. મકરના સૂર્યથી ૬ મહિના કર્કના સૂર્ય સુધી દિવસ વધે ને રાત્રી ઘટે, અને કર્કના સૂર્યથી ૬ માસ મકરના સૂર્ય સુધી રાત્રી વધે ને દિવસ ઘટે એવી રીતે રાત્રીનો તથા દિવસનો દિનમાન સમજવો. હવે દિનમાન ગણીત કહે છે—૧૫૭૨ તેમા જે જે રાશીનો ધ્રુવ હોય તે મૂકીને ૬૦ નો ભાગ દેવાથી દિનમાન થાય. વળી તેને બીજી રીત કહે છે. ઉદય રવીની અંશ કલા વિકલાનુ ભુકત ભોગ્ય (ગણીત) કરવુ ને ૬૦ નો ભાગ દેવાથી દીનમાન ઘટીકા આવે. હવે દિવસનો માપ કરવાનો શકુ (લાકડીના કકડા વડે મપાય તે) કહે છે. સાત આગળનો શકુ લઇને છાંયા માપવી, તેમા ૬ ઉમેરવા અને ધ્રુવાકુ ભાગ દેવાથી આવે તે ઘડી ને રહે તે પળ. ધ્રુવાકુ એટલે માસ માસ અંક. આસો અને ચૈત્ર માસમા ૧૪૪ ને ભાગ દેવાથી આવે તે ઘડી અને રહે તે પળ. ॥ ૫૬–૭૬ ॥

## मेषादिक राशी मध्यपाद विचार.

त्रिद्वेक खंदु पक्षाग्नि युगेषु पद् सुरायुगाः ।
क्रमान्मीनादि राशीनां मध्यपादा मकीर्तिताः ॥७७॥

इत्यनेनानुमानेन नवांशस्यानुसारत ।
काया षट् वर्ग सशुद्धि स्थापनादशयो शुभा ॥७८॥
यथा २ सोमनवर्गत्वार्मस्तथा ? स्थापन मुदर्भस्यात् ।
नवांशकस्तावदवश्यमत्रसौम्यग्रहस्यैवविलोकनीया ॥७९॥
मृगोकोदम धारांश सुवनेक्षण पचके ।
चन्द्रासोदयधारेच दरसनेचननदीक्षयत् ॥८०॥
अग्रकया मिश्र पाठौ पश्यति समास्तमस्तवशुद्धिस्यात् ।
अशमपतिस्तुलग्न यदि पश्यस्तुदय शुद्धि स्यात् ॥८१॥
मतिष्टा दिक्षयोर्प्रांशा विशुद्धि स्दयास्तयो ।
अयनोदय सशुद्धि केवलैव निरीक्षवे ॥८२॥

ભાવાર્થ—મેષના ૨, વરખનો ૧ કર્કનો ૧ સીંહના ૨, કન્યાના ૩ તુલાના ૪ વૃશ્ચિકના ૫, ધનના ૬, મકરના ૫, કુંભના ૪, મીનના ૨ એ પ્રકારે અંશ પાદ સમજવા. એ અનુ માને લગ્ન લઇને શુદ્ધિ તથા નવમાંશ ષડવર્ગ શુદ્ધિ દિક્ષા પ્રતિષ્ટાદિ કરવા. જે લગ્ન ઉપર શુભ ગ્રહની દૃષ્ટિ હોય તથા શુભ લગ્ન હોય તો સ્થાપન મુહુર્ત્ત સારૂં સમજવું. શુક્રનો નવ માંશક તથા કૃષ્ણ પક્ષનો ચંદ્રમા હોય તો દીક્ષામાં નજ કરવો. નવમાંશકમાં સાતમી દૃષ્ટિ લગ્ન ઉપર શુભ હોય તો નવમાંશક શુદ્ધિ સમજવી. પ્રતિષ્ટા અને દીક્ષામાં ઉદય અસ્ત શુદ્ધિ લેઇને મુહુર્ત્ત કરવું ॥ ૭૭—૮૨ ॥

## दिक्षा, प्रतिष्टा मुहूर्त्तमां चन्द्रबल विचार

सौरार्कक्षिति सूनवक्षि रिपुगाश्रिमि स्थित चन्द्रमा ।
एक द्वि मिस्र पंच षघुपुपुघुप्तस्व मविष्टा विधौ ॥
जीव केंद्र नवस्वपीपु भृगुनो व्योम मिकोणे तथा ।
पातालोदयर्यौ सराहु श्रिखिनः सर्वपयांत्य स्थिता ॥८३॥

खेर्कः केंद्रमवारिगः शशिधर· सौम्यो नवास्तारिगः ।
षष्टो देव गुरु सितस्त्रि धन गोमध्या प्रतिष्टा क्षणे ॥
अर्के दुक्षितिजासुते सहज गोजीवोऽव्ययास्तारिग ।
शुक्रो व्योम शुतेवि मध्यम फलः शौरिश्च सद्भिमतः ॥८४॥
भोमे लग्न कलत्रनै धन गते शुक्रोरि लग्नाष्टके ।
चद्र रंध्रवि लग्न षष्ट निरते लग्नास्तगे भास्वति ॥
तद्वद्भानुसुते गुरु निधनगे सौम्येष्टया मित्रगा ।
जायां भो निधि लग्न भाजितमसिमाहुर्नपाणिग्रहः ॥८५॥
सर्वे परत्र वर्ज्यां जन्म स्मरगः शिखिशशियुतश्च ।
शुभदस्त्रिशतु सस्थ परत्र मध्योविधुंतुदस्तद्वत् ॥८६॥
भौमेनार्केणवायुक्ते दृष्टेचाग्नेर्भय भवेत् ।
पंचत्वशनिनायुक्ते समृद्धि स्त्रिदुजन्मना ॥८७॥
सिद्धार्चि तत्वं जायेत् गुरुणायुत वीक्षते ।
शुक्र युक्ते चद्र प्रतिष्टायां समृद्धयः ॥८८॥

**ભાવાર્થ**—દિક્ષા તથા પ્રતિષ્ટાના મુહૂર્તમા શની, રવી, મંગળ લગ્નથી ત્રીજે તથા છઠે હોય, અને બીજે, ત્રીજે, પાચમે, ચોથે કેંદ્રસ્થાને ચદ્રમા હોય તો શુભ જાણવો. ગુરૂ ૧, ૪, ૭, ૧૦માં કેંદ્રસ્થાનમા હોય અને શુક્ર ૯, ૧૦, ૧૧મા કેદ્રમાં હોય તો શુભ જાણવો. રાહુ તથા કેતુ તે શિવાય પાપગ્રહ તથા શુભગ્રહ ૧૧મા ભવનમા બધા સારા કહેવાય છે જો રવી ૧૨ મે, છઠે હોય તથા તે શિવાય બીજા ગ્રહો પણ ૧૨ મે, છઠે હોય તો શુભ જાણવા, અને ગુરૂ, શુક્ર, ત્રીજે છઠે હોય તો, રવી, ચંદ્ર, મંગળ ને ગુરૂ એ ગ્રહો ૧૨મે, છઠે હોય તો અને શુક્ર બારમે હોય તો મધ્યમ ફળ સમજવુ હવે દિક્ષા પ્રતિષ્ઠામા વર્જવા યોગ્ય લગ્ન કહે છે મંગળ લગ્નમા હોય તથા ૭મે ૮મે હોય તો વર્જ કરવો. શુક્ર ૬ઠે, ૭મે ૮મે હોય તો

વર્જ્ય કરવો ચંદ્રમા ૮ મે હોય, લગ્નમાં હોય, ૬ ઠે હોય તથા સાતમે હોય તો વર્જ્ય કરવો. શનિ ૭ મે લગ્નમાં હોય તો વર્જવો. શુક્ર ૮ મે હોય તથા સૌમ્ય ગ્રહ પણ ૮ મે હોય તથા ૭ માં ભુવનમાં સૌમ્ય તથા પાપગ્રહ હોય તો વિવાહ, દિક્ષા, પ્રતિષ્ઠામાં વર્જવા. વિશેષ ગુરૂથી સમજવું. વળી સંપૂર્ણ ગ્રહ લગ્નમાં ચંદ્રમા ને કેતુ હોય તો અશુભ ફળને આપવાવાળા જાણવા. ૭ મે તથા ૬ ઠે ચંદ્રમાનું ફળ અશુભ જાણવું. જો મંગળ તથા શની એક સ્થાનમાં હોય અથવા લગ્ન ઉપર દૃષ્ટિ પડતી હોય તો અગ્નિનો ભય થાય, અને ચંદ્રમા શનીથી યુક્ત હોય તો ધનની હાની કરે. જો ગુરૂની દૃષ્ટિ ચંદ્રમા ઉપર હોય અથવા ગુરૂએ સહિત ચંદ્રમા હોય તેમજ ચંદ્રમા બુધ, ગુરૂ શુક્રથી સહિત હોય તો શુભ ફળ સમજવું ॥ ૮૭-૮૮ ॥

દિક્ષા પ્રતિષ્ઠા ઉત્તમ લગ્નયંત્ર

| | | |
|---|---|---|
| ચં. શુ. બુ. | બુ. શુ. ગુ. | |
| ર. ચં. મ. શ. | | ર. ચં. મં. બુ. ગુ.શુ.શ.રા.કે |
| બુ. ગુ. શુ. | | બુ. ગુ. શુ. |
| બુ. શુ. ગુ. | ગુરૂ | ગુ. શુ. |
| ર. મં. ગુ. શ. | | • |

દિક્ષા પ્રતિષ્ઠા મધ્યમ લગ્નયંત્ર

| | | |
|---|---|---|
| શુક્ર | ચંદ્ર | શુક્ર |
| બુ. ગુ. | | ર. ચં. મં. બુ. ગુ. શુ. શ. રા. |
| ચંદ્ર | | ર. મ. શ. |
| ર. ચં. મં. શ. | ચં. બુ. ગુ. | ચં. બુ. |
| બુ. ગુ. ચં. | | |

દિક્ષા પ્રતિષ્ઠા અધમ લગ્નયંત્ર

| | | |
|---|---|---|
| | ર. ચં. મ. શ. રા. કે. | |
| | | |
| રા. કે. | | |
| | ર. ચં. બુ. ગુ. શ. રા. કે. | |
| ચં. બુ. | | ર.મં.બુ.શ.શુ. |

ગ્રહયુક્ત યંત્ર

| | |
|---|---|
| ર. ચં. શ. | અતિ ભય. |
| ચં. શ. | મસ્ત્ય. |
| મ. બુ. | સપ્રાપ્ત. |
| ચં. ગુ. | મહાપ્રભા |
| ચં. શુ. | સમદ્ર. |

## ગ્રહ હીન બલ ફલ યંત્ર.

| | |
|---|---|
| રવિ હીન બલે | ગ્રહપનિ મરણ |
| ચંદ્ર હીન બલે | ભાર્યા મૃત્યુ |
| શુક્ર હીન બલે | ધન નાશ |
| ગુરૂ હીન બલે | સુખ નાશ |

## ग्रह निर्बळ फळ विषे.

सूर्येविवले गृहयो गृहणी मृग लछने धनं भृगुजे ।
चावस्यतौसुसौरुयं नियमानाशसमुपयति ॥८९॥
उदयनभस्तल१० हिबुके४ श्वस्वमये ७ द्वत्रिकोणसंज्ञे ९ ।
५ सूर्य शनैश्वर वक्राः प्रासाद विनाशन प्रकुर्वंति ॥९०॥
क्रूर ग्रह संयुक्ते दृष्टवाशशिनि सूर्य ।
सुषरोति कर्तु कृत्वा प्रतिष्टाऽयनेयाम्ये ॥९१॥
अश्वैव राहु भास्कर केतवः।भृगुपुत्र समायुक्ता स्त्रिकाग्रहा॥९२॥
स्थपति स्थापक कर्तॄणां सयोजका ।
तस्मात्सर्व प्रयत्ने न सप्तमस्थान् ॥९३॥
बलीयशी सहृद्दष्टे केंद्रस्थे रवि नदने ।
त्रिकोणगेचनेष्यंते शुभारंभामनीषिभि ॥९४॥
निधन ८ व्यय १२ धर्मस्थः केंद्र गोवाधरासुतः ।
अपि सौरुय सहस्राणि विनाशयति पुष्टिमांन् ॥९५॥
गुण शत मपि दोप कश्चिदेकोपि दृष्ट्रि ।
स्थगयति यदि नान्यस्त.द्विरोधी गुरुस्ति ॥
पदमिव परिपूर्ण पंचगव्ये न पुतं ।
मलिनयति सुरायाविदुरेकोपि सर्वः ॥९६॥
वलवति सूर्यस्य सुते वलहीने गारके बुद्धेचैव ।
मेप वृपस्थे सूर्यक्षपाकारे चार्हंति स्थाप्या ॥९७॥

न तिथिर्न च नक्षत्रं नवारो न च चन्द्रमाः ।
लग्नमेक प्रशसति त्रिषडेकादशेरवी ॥९८॥
हिबुके ४ दय १ नवम ९ चर १० पंचम शुभगः सितश्च्या ।
जीवा अधुहति अमदोषांस्तम्रुहस्वनिम्नगायेगा ॥९९॥
त्रिषडेकादशे सस्था सितिसुत रवि चंद्र सूर्य ।
सुतसितिन सनिष्यदेवानां निवमकाले प्रकुर्वति ॥१००॥
शुभ भार्गव जीवानामेकोपिहि केंद्रमाश्रितो बलवान् ।
यच क्रूर सहायसयोऽरिष्टस्य नाशाय ॥१॥
लग्न दोषशते न दूषितमहो चंद्रारमसो लग्न ।
केंद्रोपाविमलीमकरोति शुचिरंयथर्क ॥
त्रिवाध्युष शुक्रस्त द्विगुण सनिर्मल्वपुर्लग्नस्थितोनाशये ।
दोषाणामथ लक्ष मप्यपहरे लग्न स्थितो वाक्पति ॥२॥
येलग्नदोषाः नवांशदोषा पापैकृता दृष्टिनिपातदोषाः ।
लग्नेस्तान्विमलीकरोति फलोयर्थामाफलफक्षुमस्य ॥३॥
अनिष्टस्थान सस्थोपि लमा क्रुरो न दोष कृत् ।
शुभ भार्गव जीवास्तु दृष्टि केंद्र त्रिकोणगे ॥४॥
सुतरिपुकपिपत्रिकमपर्मेषमरगुरुर्यदिदामपाचितोवा। यदि
शुभमुपयाति तच्छुभस्य शुभमपि वहिसुपैत्वि ममावात् ॥५॥
कार्यमात्यंतिकचत्स्याथदा घडु गुणान्वितं ।
स्वल्पदोष समाभस्पत्स सक्तसर्वमाचरेत् ॥६॥
मविष्टा ग्रह वर्क ग्रहु दोष गुणाः ।
मस्तावात क्रुरेस्तत्नुगैर्मर्म च ॥
पंचम सप्तमे च कटक भवति दसम ।
चतुर्थे शस्यया मित्रे मवतिवच्छिद्रं ॥७॥
मर्मणि विद्धे मरणं कटकविधे च रोग परिवृद्धिः ।
शल्ये शस्त्रनिपात छिद्रेछिद्र च मभिगण ॥८॥

त्रिषडष्टगतः सूर्यः सूर्यपुत्रस्तथैव च ।
धनत्रिलाभे चद्रश्च भोम षट् त्रिनवस्थितः ॥९॥
लग्नाद्या षष्ट पर्यंत धर्म कर्मा युगेषु च ।
गुरुश्चौददतूरेषा गुरुरस्तेकियन्मतं ॥१०॥
व्यायास्त सप्त सप्त षप्टे च एतद्वर्जं शुभप्रद ।
शुक्रो रषाप्रदो ज्ञेया एतज्ज्ञात्वा फल वदेत् ॥११॥

ભાવાર્થ—સૂર્ય નિર્બળ હોય તેમા પ્રતિષ્ટા કરે તો ઘરધણીનું મૃત્યુ થાય, ચંદ્રમા નિર્બળ હોય તેમાં વિવાહ કરે તો સ્ત્રીનું મૃત્યુ થાય, શુક્ર નિર્બળમાં શુભ કાર્ય કરે તો ધનનો નાશ થાય, અને ગુરૂ નિર્બળમાં દિક્ષા લે તો સુખનો નાશ થાય. જો રવી તથા શની સાથે ૧૦ મે, ૪ થે, ૭ મે, ૯ મે, ૫ મે હોય તો શુભ કામમાં વિનાશ થાય. ક્રૂર ગ્રહે સહિત ચદ્ર હોય અથવા ક્રુર ગ્રહની દ્રષ્ટિ ચદ્ર રવી પર હોય તો પ્રતિષ્ટા અને દિક્ષામાં વર્જ કરવો, મૃત્યુદાયક છે. જો મંગળ, શની, રાહુ, કેતુ, શુક્ર એ સાત ગ્રહ સાથે એક રાશી ઉપર હોય તો દિક્ષા લેનાર તથા પ્રતિષ્ટા કરનાર-કરાવનારનુ મૃત્યુ સમજવુ તે માટે સપ્ત ગ્રહ યોગ વર્જ કરવો. વળી જો શની કેંદ્રસ્થાને બેઠા હોય અને તેના ઉપર મિત્રની દૃષ્ટિ હોય અથવા શની ૯ મે, ૫ મે સ્થાને હોય અને મગળ ૮ મે, ૧૨ મે, ૯ મે હોય તો હજારો-ગણા સુખનો નાશ કરનાર છે. જેમકે, કોઈ માણુસમા સો ગુણુ સારા હોય પણુ જો એક અવગુણુ ભારે હોય તો સો સારા ગુણુનો નાશ કરી એક અવગુણુ પોતાનું પરીબળ દેખાડે છે, જેમ પચામૃતના પાત્રમા એક મદિરાનું બિંદુ નાખવાથી પંચા-મૃતની પવિત્રતાનો નાશ કરે છે, તેવી રીતે ઉપર કહેલા અશુભ ગ્રહ હોય તો સર્વે શુભ ગ્રહોની હાની કરે છે વળી જો શનિ-શ્ચર બળવાન હોય અને મંગળ, બુધ બળહીન હોય તથા મેષ વરખ રાશી ઉપર સૂર્ય સ્થિત હોય તો ઉપરનુ મુહૂર્ત લેવુ સારૂ છે. જે લગ્ન શુદ્ધિમા ૩, ૬, ૧૧ મે રવી હોય તો તે લગ્ન ઘાત્ર

સારૂં કહેવાય છે એવા લગ્નમાં ત્રીજી, બાર, નક્ષત્ર એ સર્વેના દોષ દૂર થાય છે વળી, ૧ લે, ૪ થે ૫ મે ૯ મે ૧૦ મે શુક્ર તથા ગુરૂ હોય તો લગ્ન વખતે આવેલા દોષો પણ દૂર કરે છે ને ૩ જે, ૬ ઠે ૧૧ મે મંગળ હોય તથા રવી, ચંદ્ર, શની, કેતુ એ પાપગ્રહ હોય તો સારૂં કહેવાય છે ॥ ૮૯-૧૦૦ ॥

બુધ, ગુરૂ શુક્ર એ ત્રણ ગ્રહમાં એક પણ ગ્રહ જો બળવાન કેંદ્રસ્થાનમાં હોય તો ક્રુર ગ્રહોનો દોષ નાશ કરવાવાળો થાય છે જો બુધ કેંદ્રમાં વા લગ્નમાં બળવાન હોય તો સો દોષને દૂર કરે છે, શુક્ર કેંદ્રસ્થાનમાં બળવાન હોય તો બસો દોષનો નાશ કરવાવાળો છે અને ગુરૂ લગ્નમાં તથા કેંદ્રસ્થાનમાં બળવાન હોય તો લાખ દોષને દૂર કરવા સમર્થ છે વળી લગ્નના દોષ, નવમાંશના દોષ, પાપગ્રહ દ્રષ્ટિના દોષ એ સર્વે દોષોને ગુરૂ દૂર કરે છે જો અનિષ્ટ ગ્રહ લગ્નમાં બેઠા હોય અને લગ્ન પર તેની દ્રષ્ટિ હોય, તે અનિષ્ટ દોષને બુધ શુક્ર, ગુરૂ ત્રીકોણ (૯ ૫ મે) બેઠા હોય અથવા કેંદ્રસ્થાનમાં રહેલા હોય તો સર્વ દોષને દૂર કરે; જો ૫ મે ૪ થે શુક્ર હોય અને લગ્નમાં ગુરૂ હોય તો સર્વ અશુભ દોષને દૂર કરીને શુભ ફળ આપે છે વળી જે કામ ઉતાવળું કરવાનું હોય અને તેમાં ઘણા શુભ ગ્રહ મળતા હોય અને સ્વલ્પ દોષ હોય તો તે દોષને ગણવા નહીં, ને શુભ કામ કરવું પ્રતિષ્ઠા અને દિક્ષામાં ગ્રહ બલ જોવું અને ગ્રહના દોષ તથા ગુણને વિસ્તારપૂર્વક સમજવા. પાપગ્રહ લગ્નમાં હોય તો મર્મવેધ સમજવો તથા ૯ મે, ૫ મે, પાપગ્રહ હોય તો કંટક વેધ સમજવો. ૧૦ મે ૪ થે પાપગ્રહ હોય તો શલ્ય વેધ સમજવો અને સાતમે પાપગ્રહ હોય તો છીદ્ર વેધ સમજવો.

હવે ઉપરના વેધનું ફળ કહે છે મર્મ વેધ હોય તો મૃત્યુ થાય, કંટક વેધ હોય તો રોગ થાય શલ્ય વેધ હોય તો શસ્ત્રનો ઘા થાય અને છિદ્ર વેધ હોય તો મનીજનમાં સ્નેહ ઓછો થાય ૭ ૧ ૮ મે સૂર્ય હોય તથા શની બીજે ત્રીજે, ૧૧ મે

હોય અને ચંદ્રમા, મંગળ છઠે, ત્રીજે, ૯ મે હોય તો સારો. વળી લગ્નથી ૬ ઠ્ઠા ભાવ પર્યંત અને ૯ મા, દશમા ભાવમાં ગુરૂ તથા બુધ હોય તો સારૂં ફળ આપે. જો ૧૨ મે, ૮ મે, ૭ મે, છઠે એ ભાવને વર્જ કરી શુક્ર હોય તો સારૂં ફળ સમજવું. ॥ ૧-૧૧ ॥

## ग्रह वसा विषे.

रवौशार्द्धस्त्रयोभागाश्चंद्रे पंचगुरो त्रयं ।
द्वौशुकै द्वौवुद्धे चैव एते भागा विशोपमा ॥१२॥
मदे भोमे तथा राहौ सार्द्ध प्रत्येक मिद्वच्यते ।
दुर्वलवलं च लग्न ज्ञातव्य ज्ञानवेदिभि ॥१३॥
षटद्वैकादश पंचमोदिनकरस्त्रि ध्याय पष्ट शशी ।
लग्नात्सौम्य कुजो शुभात्वपचये केंद्र त्रिकोणे गुरु ॥
शुक्रऽष्टमशुतद्वयेकादशोमंदगोलग्नांसादि गुरु ।
ज्ञंचंडमह सासौरश्च दिक्षा विद्धौ ॥१४॥
रविस्त्रतीयोदशमःशशांकोजीवेंदुजावंतिमनासवर्ज्यौ ।
केंद्राष्टवर्ज्योभृगुजस्त्रिशत्रूसस्थःशनिःमत्रजनेमतोन्येः ॥१५॥
शुक्रां गोरकमंदानांनाभिष्टः सप्तमः शशीतमः ।
केतुतु दीक्षायां प्रतिष्टाव शुभाशुभौ ॥१६॥
कलह भय जीवनासधनहानिविपत्तिनृपतिभित्तिकर ।
प्रवर्ज्यायांनेष्टौ भौम्यादियुतः क्षपानाथ ॥१७॥
लग्नांद्वाधवच्चित्तवैरिपुशशि शुक्रो शुभांनेषु च ।
प्रवर्जाचकुजेंदुजावुपचयेकेंदु त्रिकोणे गुरुः ॥
मंदोधीधनने धनत्र्यरिगतो धर्मे त्रिपष्टव्यये शुक्रः ।
केतु विधुतु दौत्रिरिपुगोलाभेनवाप्युत्तमाः ॥१८॥

ભાવાર્થ—રવીના ૩॥, ચંદ્રમાના ૫, ગુરૂના ૩, શુક્રના ૨, બુધના ૨ અને શની, મંગળ, રાહુના દોઢ દોઢ વસા જ્ઞાની પુરૂષો કહે છે. રવી ૬ ઠે, ૨ જે, ૧૧ મે, ૫ મે, અને ચંદ્રમા

त्रीजे ६ ठे हसमथी होय; बुध ने मंगळ केंद्रमां (६, ५ मे) होय, अने शुक्र, गुरु, ८ मे ११ मे तथा शनी हसमां नव मासमां होय तो वर्ज्य करी दिक्षामां चंद्र बळ शुद्ध लेवुं स्त्री ३ जे, १० मे होय; चंद्रमा तथा गुरु केंद्रमां होय; ८ मा भावमां कोई ग्रह न होय; शुद्ध होय, अने शनी ३ जे ६ ठे होय तो ते शुभ फळ आपे छे गुरु, मंगळ, ने शनी ए शुभ स्थानमां होय तथा ७ मे शुभ ग्रह होय तो दिक्षा प्रति ष्ठामां शुभ फळ आपे छे अने चंद्रमा पापग्रह (मंगळ) सहीत होय तो कलह, भय, जीवनो नाश, धननी हानी, विपत्ता, राज भय एवुं फळ आपवावाळो छे लग्नमां ४ थे ६ ठे, २ जे चंद्रमा गुरुनी साथे होय तेने प्रव्रज्या योग कहे छे, मंगळ तथा चंद्रमा उपचय स्थानमां वा केंद्रमां होय तथा गुरु त्रीकोण स्थानमां होय; शनी ५ मे, २ जे, ३ जे ६ ठे, होय तो शुभ फळ आपे छे अने गुरु ९ मे, ३ जे ६ ठे १२ मे होय तो उत्तम समजवो. एवी रीते उत्तम ग्रह बळ लग्न बळ जोईने दिक्षा देवानुं मुहूर्त जाणवुं ॥ १२-१८ ॥

## ध्रुव चक्र विषे

ध्रुव चक्रे स्थितेतिर्यक् मविशावी क्षणादिकं ।
चर्द्धस्थिते ध्वजारोप स्वातमग्रुपमाचरेत् ॥१९॥
किंचिपरदयेविरिवमठोमयमयोदयध्रुवोशाः ।
मणुराहुदयतिरिंयमीचमदयंमिग्रदोय ॥२०॥
शनौ शुक्रे च सोमे च सार्वान्यप्नो मकीर्तिताः ।
होप्दौङ्जेनवगुरौ सतेकावध भास्करे ॥२१॥
फ्दानि सिद्दिच्छाया स्युस्ता शुभकार्याणि साधयेत् ।
तिथि वारसंग्रीतांशुविचादिर्नमिश्रोयेत् ॥२२॥
उदयाङ्गव लग्न सत्त्वं संक्रांति योग हिन सल्पा च ।
सैकां विविध विभुध पृथक् पंचधावि ग्निस्येत् ॥२३॥

क्षिप्त्वा तत्र क्रमशस्तिथि १५ रवि १२
दश १० वसु ८ मुनि ७ सभजेन्नचभिः ।
शेषांक सरसख्यो यदि भवति तदादे निपुण ॥२४॥
कलहः कृशानुमिति भूपभयं चैारविद्रवो मरण ।
क्रमशोभवेत् प्रतिष्टा परिणयनादै तदारिष्ट ॥२५॥
इत्येवं खेचरेंद्र प्रवल युते दोप मुक्ते च लग्ने ।
शास्त्रोद्देशानुसारिस्फुटशकुनबलेत्युज्वलेडागरुक्रेपीयुपा ॥
गुद्रवाहेक्षितिसलिलगते कार्यमाचन्नतेयैस्तेपां ।
प्रक्षीण लक्ष्मी परिवय रुचिरावासराः सभवति ॥२६॥

**ભાવાર્થઃ**—ધ્રુવ ચક્ર દિક્ષા, પ્રતિષ્ટાના અને ધ્વજા રોપણુના મુહુર્તમા જોવુ, અને તે ધ્વજાકાર ચક્રમા સ્વાતિ નક્ષત્રથી લઇને ફળ વિચારવુ. કૃતિકા નક્ષત્રથી આઠ નક્ષત્ર એટલે મઘા સુધી, અને મઘાથી આઠ નક્ષત્ર અનુરાધા સુધી, અને અનુરાધાથી આઠ નક્ષત્ર સતભિષા સુધી, એમ ગણુતા ઉત્તમ, મધ્યમ, સમજવા. એટલે પ્રથમ આઠ ઉત્તમ, બીજા આઠ મધ્યમ, એમ અનુક્રમે સમજવા, ને સ્થિર લગ્ન લેવા.

**છાયા લગ્નઃ**—શનિ શુક્ર, અને સોમવારના દિવસે પોતાના શરીરની છાયા ભરતા ૮॥ પગલા છાયા થાય તે વખતે શુભ કાર્ય કરવુ, તે છાયા લગ્ન કહેવાય છે, અને બુધવારે ૮ પગ, મગળ અને ગુરૂવારે ૭ પગ, રવીવારે ૧૧ પગ છાયા થાય તે વખતે શુભ કામ કરવું તે છાયા લગ્ન શુદ્ધિ હોય તો તીથી, વાર, નક્ષત્ર, ભદ્રા, કોઈ પણુ દોષને જોવા કારણુ નથી.

**બુધ પચકઃ**—સક્રાંતિના અંશને પાંચ જગ્યાએ લખવા, પછી એક જગ્યાએ ૧૫ થી ગુણુવા, બીજી જગ્યાએ ૧૨થી, ૩જી જગ્યાએ ૧૦થી, ૪થી જગ્યાએ ૮થી, ૫મી જગ્યાએ ૭થી ગુણુવા અને ૯નો ભાગ દેવો (પાચ જગ્યાએ), તેમા શેષ ૫ જે જગ્યા રહે તે બુધ પંચક સમજવો. તે શુભ કામમા કલેશ કરે.

૧લી જગ્યાએ પાંચ રહે તેને કલહ બાણુ, ૨જી જગ્યાએ

ઉપરની દિક્ષા કુંડલીના બાર ભુવનમાં જે ગ્રહો દેખાડવામાં આવ્યા છે તે જ પ્રમાણે દિક્ષા વખતે લગ્નમાં ગ્રહ હોય તો ઉત્તમ મુહૂર્ત સમજવુ, તે ન મળે તો જોડે મધ્યમ કુડલી આપી છે તે જોઇ દિક્ષા દેવી.

इति श्री सागरचंद्रस्य पारंये माप्नुमिच्छति ।
गृह्यतांतत्तरीतुल्पं यंत्रकोद्दार दिप्पन ॥२७॥

॥ इति श्री नरचन्द्र जैन ज्योतिष प्रथम अने द्वितिय किर्ण समाप्तम् ॥

ભાવાર્થઃ—શ્રી નરચંદ્ર આચાર્ય રચિત આ નરચંદ્ર જૈન જ્યોતિષ નામે ગ્રથ જ્યોતિષરૂપી સમુદ્રમાંથી ઉદ્ધાર કરી રચ્યો છે, માટે આ ગ્રંથ પણ સમુદ્રતુલ્ય છે. જે ભવ્ય જીવોને જ્યોતિષરૂપી સમુદ્ર પાર પામવાની ઇચ્છા હોય તેમણે આ ગ્રથ યંત્ર, અર્થ સહિત મનન ( અવલોકન ) કરવો જેથી પાર પામશે. ॥ ૨૭ ॥

શ્રી સાગરચદ્રસુરિકૃત શ્રી નરચદ્ર જૈન જ્યોતિષ પ્રથમ
અને દ્વિતીય કિર્ણ યત્ર સહિત સમાપ્ત.



## શ્રી ઠાણાંગ, જંબુદ્રીપપન્નત્તિ સૂત્રોને આધારે પાંચ સંવત્સર, તીથિ વિગેરે



પાંચ સંવત્સરના નામઃ—૧ નક્ષત્રસંવત્સર, ૨ જુગ સંવત્સર ૩ પ્રમાણસંવત્સર. ૪ લક્ષણસંવત્સર. ૫ શનિશ્ચરસંવત્સર

પ્રથમ નક્ષત્રસંવત્સરના બાર ભેદ—૧ શ્રાવણ, ૨ ભાદરવો ૩ આસો, ૪ કારતક ૫ માગશર ૬ પોષ, ૭ માહ ૮ ફાગણ. ૯ ચૈતર ૧૦ વૈશાખ ૧૧ જેઠ ૧૨ આષાઢ એ બાર. અથવા બ્રહસ્પતિ નામે ગ્રહ બાર વર્ષે સર્વ નક્ષત્રના મંડલ ભોગવીને પૂર્ણ કરે તેને નક્ષત્ર સંવત્સર કહે છે

બીજા જુગસંવત્સરનાં પાંચ ભેદ—૧ ચંદ્ર, ૨ ચંદ્ર ૩ અભિવર્ધન ૪ ચંદ્ર ૫ અભિવર્ધન એ પાંચ ભેદ. પ્રથમ ચંદ્ર સંવત્સરના ચોવીશ પખવાડીઆં, એમ ત્રણ ચંદ્ર સંવત્સરના થઈને ચોવીસ તરી બહોંતેર પખવાડીઆં, અને અભીવર્ધન સંવત્સરના છવીસ પખવાડીઆં; એમ બે અભિવર્ધનનાં મળીને બવી હુ બાવન પખવાડીઆં જાણવાં. એકંદરે પાંચનાં થઈને ૧૨૪ એકસો ચોવીસ પખવાડીઆંનું માપ. તેને જુગ સંવત્સર કહે છે

ત્રીજા પ્રમાણ સંવત્સર તથા ચોથા લક્ષણ સંવત્સરના પાંચ ભેદ—૧ નક્ષત્ર, ૨ ચંદ્ર ૩ ઋતુ ૪ આદિત્ય ૫ અભિવર્ધન. નક્ષત્ર સરખા આવે એટલે જે વખતે જે નક્ષત્રનો ચંદ્રમા સાથે જોગ જોડવો જોઈએ તે નક્ષત્ર જોગ જોડે. જેમકે કાર્તકી પુનમે કૃતિકા, માગશરની પુનમે મૃગશર, પોષે પુષ્પ, માહાએ મઘા ફાગણે ઉત્તરાફાલ્ગુણી ચતરે ચિત્રા વૈશાખે વિશાખા જેઠે જેષ્ઠા, અષાઢે ઉત્તરાષાઢા શ્રાવણે શ્રવણ, ભાદરવે ઉત્તર ભાદ્રપદ અને આસોએ અશ્વની એ પ્રમાણે માસને નામે નક્ષત્ર આવે તે સમ નક્ષત્ર કહીએ, તથા સમ ઋતુ સરખી પરીણમે

એટલે ટાઢ વખતે ટાઢ, અને તાપ વખતે તાપ, વરસાદ વખતે વરસાદ હોય તેને નક્ષત્ર સંવત્સર કહે છે.

બીજો ચંદ્ર સવત્સર ઉપર કહ્યુ તેથી વિપરીત (બીજીરીતે) હોય. જેમકે, પુનમે ચદ્રમા સાથે, તે પુનમના નામ પ્રમાણે નક્ષત્ર ન હોય, પણ બીજુ હોય; તથા તાપ ઘણો, ટાઢ ઘણી, ઘામ ઘણો, વરસાદ ઘણો વરસે તેને ચંદ્ર સંવત્સર કહે છે.

ત્રીજો ઋતુ સંવત્સર વનસ્પતિના પ્રવાળ વીશમ રીતે પરીણમે; ઋતુ વિનાના ફળપુલ આપે, વરસાદ સરખી રીતે ન વરસે તેને ઋતુ તથા કર્મ સવત્સર કહે છે.

ચોથો આદિત્ય સંવત્સર તે થોડા વરસાદે કરી પૃથ્વી, પાણી ફલપુલનો રસ આપે, સમ્યક્ પ્રકારે ધાન્ય નીપજે, તે આદિત્ય સવત્સર કહે છે

પાચમો અભિવર્ધન સંવત્સર તે સૂર્યના તાપે કરી તપ્યા થકા ક્ષણ, લવ, દિવસ, ઋતુ, પરીણમે, અને નીચા સ્થાનક જળે કરી ભરાય, તેને અભીવર્ધન સવત્સર કહીએ. એ ત્રીજો પ્રમાણ, તથા ચોથો લક્ષણ સંવત્સર જાણવો.

પાંચમો શનિશ્ચર સવત્સર અભિજીતાદિ ૨૮ નક્ષત્રને શનિશ્ચર મહાગ્રહ ૩૦ વર્ષે ભોગવી લે. એ સંવત્સર અભિજીત, શ્રવણ, ધનિષ્ટા, જાવત ઉત્તરાષાઢા; એ અઠ્ઠાવીશ પ્રકાર જાણવા એ સંવત્સરના બાર માસ તેના બે પ્રકાર-તે લૌકીક અને લોકોત્તર લૌકીક એટલે વેદાત, બ્રાહ્મણ શાસ્ત્ર આશ્રી, અને લોકોત્તર તે જૈન શાસ્ત્ર આશ્રી જાણવુ લૌકીક બાર માસ—શ્રાવણ, ભાદરવો આસો, કારતક, માગશર, પોષ, મહા, ફાગણ, ચેતર, વૈશાખ, જેઠ, અને અષાઢ લોકોત્તર એટલે જૈન પક્ષે બાર માસ—૧ અભિનદી એટલે શ્રાવણ માસ, ૨ પ્રતીષ્ટિત, ૩ વિજય, ૪ પ્રીતિવર્ધન, ૫ શ્રીયાશ, ૬ સીવ, ૭ શીશીર, ૮ હીમત, ૯ વસંત, ૧૦ કુસુમ સભવ, ૧૧ નીદાઘ, અને ૧૨ વનવિરોધ

એક માસના બે પક્ષ-૧ બહુલ પક્ષ, અને ૨ શુકલ પક્ષ.

એક પક્ષના ૧૫ દિવસ-૧ પુર્વાંગ, ૨ સિદ્ધ મનોરમ, ૩ મનોહર, ૪ યશોભદ્ર, ૫ યશોધર, ૬ સર્વ કામ સમ્ધ ૭ ઇંદ્રમુદ્ધી સિધક્ત, ૮ સોમનુશ, ૯ ધનંજય, ૧૦ અર્થસિદ્ધ, ૧૧ અભિજીત ૧૨ અત્યાશન, ૧૩ સતંજય ૧૪ અગ્નિવેશ્મ ૧૫ ઉપશમ એ ૧૫ દિવસ કૃષ્ણપક્ષના હવે તેજ પક્ષની તીથીઓનાં નામ-૧ નંદા ૨ ભદ્રા ૩ જયા ૪ રીક્તા ૫ પૂર્ણા એ રીતે પાંચને ત્રણ વાર ગણતાં ૧૫ તીથી થાય.

હવે એ પક્ષની ૧૫ રાત્રીનાં નામ-૧ ઉત્તમા, ૨ સુનક્ષત્રા ૩ એલાપત્યા ૪ યશોધરા સોમનુશા ૬ શ્રી સંભૂતા, ૭ વિજયા ૮ વિજયંતી ૯ જયંતી ૧૦ અપરાજીતા ૧૧ ઇચ્છા, ૧૨ સમાહારા, ૧૩ તેજા ૧૪ અતીતેજા અને ૧૫ દેવાનંદા એ ૧૫ રાત્રીની ૧૫ તીથીઓનાં નામ-૧ ઉગ્રવતી, ૨ ભોગવતી, ૩ યશોવતી, ૪ સર્વંસિદ્ધા, ૫ શુભનામ, એ પાંચ ત્રણ વાર ગણતા ૧૫ રાત્રીની તીથી જાણવી. એક રાત્રી—દીવસના ૩૦ મુહુર્ત થાય તેનાં નામ-૧ રૌદ્ર, ૨ શ્વેત ૩ મીત્ર, ૪ વાયુ ૫ સુપીન ૬ અભીચંદ્ર ૭ માહેંદ્ર ૮ બળવાન, ૯ બ્રહ્મ ૧૦ બહુસત્ય, ૧૧ ઇશાન ૧૨ ત્વષ્ટા, ૧૩ ભાવિતાત્મા ૧૪ વૈશ્રમણ, ૧૫ વારૂણ ૧૬ આનંદ ૧૭ વિજય ૧૮ વિશ્વેશન ૧૯ પ્રજાપત્ય, ૨૦ ઉપશમ ૨૧ ગંધર્વ ૨૨ અગ્નિ વૈશ્ય ૨૩ શત વૃષભ ૨૪ આતપવાન, ૨૫ અમમ ૨૬ ઋણવાન, ૨૭ ભોમ ૨૮ વૃષભ, ૨૯ સર્વાર્થ અને ૩૦ રાક્ષસ

અગીઆર કરણનાં નામ—૧ બવ ૨ બાલવ ૩ કોલવ ૪ સ્ત્રિવિલોચન, ૫ ગરાદી ૬ વણીજ ૭ વિષ્ટી, ૮ શકુની ૯ ચતુષ્પદ ૧ નાગ અને ૧૧ કીસ્તુઘ્ન. તેમાં પ્રથમના સાત કરણ ચર અને છેલ્લાં ચાર કરણ સ્થિર છે શુક્લપક્ષની એકમની રાત્રે બવ કરણ હોય, બીજને દીવસે બાલવ કરણ હોય, અને રાત્રે કોલવ કરણ હોય એમ તીથીના દીવસ રાત્રી ને કરણ

એક પછી એક લેતાં-મુકતાં જાવત્ પુનમના દીવસે વીષ્ટી અને રાત્રે બવ કરણ આવે. કૃષ્ણપક્ષના પડવાને દીવસે બાલવ અને રાત્રે કૌલવ કરણ આવે. એમ દીવસ રાત્રીનાં અનુક્રમે કરણ લેતાં મુકતા જાવત્ ચૌદશને દીવસે વીષ્ટી અને રાત્રે શકુની કરણ આવે, અમાવાસ્યાને દીવસે ચતુષ્પદ અને રાત્રે નાગ કરણ આવે. શુકલ પક્ષના પડવાના દીવસે કીસ્તુઘ્ન ચર કરણ બદલાય અને સ્થિર કરણ હંમેશા તેજ તીથીએ આવે.

ઉપર કહેલી બીનાઓમાં મુખ્ય કોણ છે તે કહે છે—સંવત્સરમા મુખ્ય ચદ્ર સંવત્સર, આયનમા મુખ્ય દક્ષીણાયન, ઋતુમાં મુખ્ય પ્રાવૃટ્, માસમાં મુખ્ય શ્રાવણ, પક્ષમાં મુખ્ય કૃષ્ણ પક્ષ, અહોરાત્રીમાં મુખ્ય દીવસ, મુહુર્ત્તમા મુખ્ય રૌદ્ર, કરણમાં મુખ્ય બાલવ અને નક્ષેત્રમા મુખ્ય અભીજીત.

એક યુગના પાંચ સવત્સર, દશ આયન, ત્રીશ ઋતુ, સાઠ માસ, એકસોવીશ પક્ષ. એક હજાર આઠસેં ને ત્રીશ અહોરાત્રી, અને ચોપન હજાર નવસે મુહુર્ત થાય.

ઉપર બતાવેલાં નક્ષત્ર અશ્વનીથી ગણ્યા છે, અને સૂત્રમાં અભીજીત નક્ષત્રથી ગણ્યા છે હવે તેનાં નામ—૧ અભીજીત, ૨ શ્રવણ, ૩ ધનિષ્ટા, ૪ સતભીષા, ૫ પૂર્વાભાદ્રપદ, ૬ ઉત્તરા-ભાદ્રપદ, ૭ રેવતી, ૮ અશ્વની, ૯ ભરણી, ૧૦ કૃતિકા, ૧૧ રોહિણી, ૧૨ મૃગશર, ૧૩ આર્દ્રા, ૧૪ પુનર્વસુ, ૧૫ પુષ્ય, ૧૬ અશ્લેષા, ૧૭ મઘા, ૧૮ પૂર્વાફાલ્ગુણી, ૧૯ ઉત્તરાફાલ્ગુણી, ૨૦ હસ્ત, ૨૧ ચિત્રા, ૨૨ સ્વાતિ, ૨૩ વિશાખા, ૨૪ અનુ-રાધા, ૨૫ જ્યેષ્ટા, ૨૬ મૂળ, ૨૭ પૂર્વાષાઢા, ૨૮ ઉત્તરાષાઢા: એ અઠ્ઠાવીસ નક્ષત્ર કહ્યા. તેમાંથી છ નક્ષત્ર ચંદ્રમાને બાહીરલે પદરમે માડલે દક્ષિણ તરફ જોગ જોડે છે, તેનાં નામ—૧ મૃગશર, ૨ આર્દ્રા, ૩ પુષ્ય, ૪ અશ્લેષા, ૫ હસ્ત, ૬ મૂલ એ છ.

ચદ્રમાંથી ઉત્તર દિશે બાર નક્ષત્ર જોગ જોડે છે તેનાં નામ:—૧ અભીજીત, ૨ શ્રવણ, ૩ ધનિષ્ટા, ૪ સતભીશા, ૫

પુર્વાભાદ્રપદ ૬ ઉત્તરાભાદ્રપદ ૭ રેવતી, ૮ અશ્વની, ૯ ભરણી ૧૦ પુર્વાફાલ્ગુની ૧૧ ઉત્તરાફાલ્ગુની ૧૨ સ્વાતિ

ચંદ્રમાને ઉત્તર અને દક્ષિણ દિશે સાત નક્ષત્ર જોગ જોડે છે તેના નામ—૧ કૃતિકા ૨ રોહિણી, ૩ પુનર્વસુ, ૪ મઘા, ૫ ચિત્રા ૬ વિશાખા ૭ અનુરાધા તેમજ ૧ પૂર્વાષાઢા અને ૨ ઉત્તરાષાઢા એ બે નક્ષત્ર સર્વ બાહીરલે માંડલે રહીને ચંદ્રમાને પ્રમર દીને જોગ જોડે છે અને જ્યેષ્ટા નક્ષત્ર સદા ચંદ્રમાને પ્રમર દીને જોગ જોડે છે અઠ્ઠાવીસ દેવનાં નામ તે આગળ કહ્યાં છે ત્યાંથી જોવું

અભીજીત નક્ષત્રથી તારાની સંખ્યા—૩ ૩ ૫ ૧૦૦ ૨ ૨ ૩૨ ૩ ૩ ૬ ૫ ૩ ૧ ૫ ૩ ૬ ૭ ૨ ૨ ૫ ૧ ૧ ૫ ૪ ૩ ૧૧ ૪ ૪ એ અઠ્ઠાવીસ નક્ષત્રના અનુક્રમે તારા જાણવાં.

અઠ્ઠાવીસ નક્ષત્રનાં ગોત્ર—૧ મુદ્દગલાયન ૨ સંખ્યાયન ૩ અગ્રભાવ ૪ કર્ણલોચન, ૫ જાતુકર્ણ ૬ ધનંજય, ૭ પુષ્પાયન ૮ અશ્વાયન ૯ ભાર્ગવેશ ૧૦ અગ્નિવેશ ૧૧ ગૌતમ ૧૨ ભારદ્વાજ ૧૩ લોહિત્ય ૧૪ વાસીષ્ટ ૧૫ અવમ જ્ઞાયન ૧૬ માંડવ્યાયન ૧૭ પીંગલાયન ૧૮ ગોવલ્લાયન, ૧૯ કાશ્યપ, ૨ કૌશીક ૨૧ દર્ભાયન, ૨૨ ચામરછાય ૨૩ શુંગાયન ૨૪ ગોલવ્યાયન ૨૫ તીગીછાયન ૨૬ કાત્યાયન ૨૭ અવધ્યાયન અને ૨૮ વ્યાઘ્રાપત્ય નક્ષત્રની આકૃતિ તેમજ નક્ષત્રની મુર્તિ આગળ કહી છે ત્યાંથી જોવી.

અઠ્ઠાવીસ નક્ષત્રમાં બાર કુળ નક્ષત્ર છે તેના નામ—૧ ધનિષ્ટા ૨ ઉત્તરાભાદ્રપદ ૩ અશ્વની ૪ કૃતિકા ૫ મૃગશર, ૬ પુષ્ય ૭ મઘા ૮ ઉત્તરાફાલ્ગુની ૯ ચિત્રા ૧૦ વિશાખા, ૧૧ મૂળ ૧૨ ઉત્તરાષાઢા અને ચાર નક્ષત્ર કુલોપકુળ છે તેનાં નામ—૧ અભીજીત ૨ શતભિષા, ૩ આર્દ્રા ૪ અનુરાધા. અને બાકી રહ્યા તે ઉપકુલ જાણવાં.

કઈક પુનમે નક્ષત્ર જોગ જોડે તેનાં નામ—શ્રાવણ માસની પુનમે ત્રણ નક્ષત્રમાંથી એક નક્ષત્ર જોગ જોડે, તે ૧ અભીજીત,

૨ શ્રવણ, ૩ ધનિષ્ટા. એ ત્રણમાથી એક હોય, એમજ ભાદર-વાની પુનમે પણ ત્રણમાથી એક હોય, તે ૧ સતભીશા, ૨ પૂર્વાભાદ્રપદ, ૩ ઉત્તરાભાદ્રપદ એ ત્રણમાથી એક હોય આસોની પુનમે બેમાથી એક હોય તે ૧ રેવતી, ૨ અશ્વની, કાર્તકી પુનમે ૧ ભરણી, ૨ કૃતિકા, માગશરે રોહિણી કે મૃગશર, પોષે આર્દ્રા, પુનર્વસુ કે પુષ્ય, મહાએ અશ્લેષા કે મઘા; ફાગણે પૂર્વા-ફાલ્ગુણી કે ઉત્તરાફાલ્ગુણી, ચતરે હસ્ત કે ચિત્રા, વૈશાખે સ્વાતિ કે વિશાખા, જેઠે અનુરાધા, જયેષ્ટા કે મુળ, અષાઢે પૂર્વાષાઢા કે ઉત્તરાષાઢા, એ નક્ષત્ર કહ્યા તેમાથી ગમે તે એક નક્ષત્ર પુનમે જોગ જોડે

અમાસના નક્ષત્ર—શ્રાવણ વદી અમાસે અશ્લેષા કે મઘા એ બેમાથી એક હોય, ભાદરવા વદી અમાસે પૂર્વાફાલ્ગુણી કે ઉત્તરાફાલ્ગુણી હોય, આસો વદી અમાસે હસ્ત કે ચિત્રા હોય, કારતક વદી અમાસે સ્વાતિ કે વિશાખા હોય, માગશર વદી અમાસે અનુરાધા, જેષ્ઠા કે મુળ હોય, પોષ વદી અમાસે પૂર્વા-ષાઢા કે ઉત્તરાષાઢા હોય, મહા વદી અમાસે અભીચ, શ્રવણ કે ધનિષ્ટા હોય, ફાગણ વદી અમાસે સતભીષા, પૂર્વાભાદ્રપદ કે ઉત્તરાભાદ્રપદ હોય, ચૈત્ર વદી અમાસે રેવતી કે અશ્વની હોય, વૈશાખ વદી અમાસે ભરણી કે કૃતિકા હોય, જેઠ વદી અમાસે રોહિણી કે મૃગશર હોય, અશાડ વદી અમાસે આર્દ્રા, પુનર્વસુ કે પુષ્ય હોય. જયારે શ્રાવણની પુનમે જે નક્ષત્ર હોય તે જ નક્ષત્ર મહા વદી અમાસે હોય, એમ જ મહાની પુનમે જે નક્ષત્ર હોય તે જ નક્ષત્ર શ્રાવણની અમાસે હોય, એ પ્રમાણે પુનમે પુનમે તથા અમાસે અમાસે એમ બબ્બે મહીનાને આતરે એના એ જ નક્ષત્ર આવે

**જ્ઞાન ભણવાનાં દસ નક્ષત્રનાં નામઃ**—૧ મૃગશર, ૨ આર્દ્રા, ૩ પુષ્ય, ૪ પૂર્વાષાઢા, ૫ પૂર્વાભાદ્રપદ, ૬ પૂર્વાફાલ્ગુણી, ૭ મુલ, ૮ અશ્લેષા, ૯ હસ્ત, ૧૦ ચિત્રા, એ દસ નક્ષત્રમા

જ્ઞાન ભણવાનો અભ્યાસ કરે તો જ્ઞાનની વૃદ્ધિ થાય અને વિઘ્નનો નાશ થાય. માટે એ નક્ષત્રમાં જ્ઞાન ભણવું શ્રેષ્ઠ છે એમ આગમ સૂત્રમાં કેવળજ્ઞાનીએ ફરમાવ્યું છે

---

## रात्रि दिवसनी पोरशी भरवानुं मान

आसाढे मासे दुपया । पोष मासे चउप्पया ॥
चित्ता सोएसु मासेसु । तिपया हवइ पोरसी ॥१॥

ભાવાર્થ—દક્ષિણ દીશા તરફ મોં રાખી ઉભા રહેવું. પછી ડાબો પગ જરા આગળ જમીન ઉપર ઉભો રાખવો, અને ઢીંચણ ઉપર આંગળી મુકવી; તે પગ અને આંગળીની નીશાનીનો છાંયો પશ્ચિમ દીશા તરફ પડે તે છાંયાની નીશાની રાખી જમણા પગથી છાંયો ભરવો એટલે જો અષાઢ મહીનાની પુનમ હોય તો પગલાંની છાંયાએ પોરશી આવી જાણવી. એમ પોષ શુદી પુનમે ચાર પગલે પોરશી, આસો અને ચૈત્રે ત્રણ પગલે પોરશી એ ગાથાના અનુસારે સંક્ષેપથી પોરશી કહી. હવે વિસ્તારથી કહે છે તે એવી રીતે કે અષાઢથી પોષ મહિના સુધી દરેક મહિને ચાર આંગળ છાંયો વધારવો, અને પોષથી અષાઢ મહિના સુધી દરેક મહિને ચાર ચાર આંગળ છાંયો ઘટાડવો. જેમકે, અષાઢ શુદી પુનમે બે પગલે પોરશી, અને અષાઢ વદી અમાસે બે પગલાં ને બે આંગળે પોરશી આવે શ્રાવણ શુદી આઠમે બે પગલા ને ત્રણ આંગળે પોરશી આવે અને શ્રાવણ શુદી પુનમે બે પગલાં ને ચાર આંગળે પોરશી આવે; એમ ભાદરવા શુદી પુનમે બે પગલાં ને આઠ આંગળે પોરશી આવે અને આસો શુદી પુનમે બે પગલાં ને બાર આંગળે પોરશી આવે એટલે ત્રણ પગલાં થયાં એક પગલાના બાર આગળ સમજવા એમ જ કાર્તક શુદી પુનમે ત્રણ પગલાં ને ચાર આંગળ, માગશર શુદી પુનમે ત્રણ પગલાં ને આઠ આંગળ; પોષ શુદી પુનમે ત્રણ પગલાં ને બાર આંગળ એટલે ચાર પગલાં

મહા શુદિ પુનમથી ચાર ચાર આંગળ ઘટાડવા, એટલે મહા શુદિ પુનમે ત્રણ પગલાં ને આઠ આંગળે પોરશી આવે; ફાગણ શુદિ પુનમે ત્રણ પગલાં ને ચાર આંગળે પોરશી આવે; ચૈત્રશુદિ ત્રણ પગલે પુનમે અને વશાખ શુદિ પુનમે બે પગલા ને આઠ આંગળે પોરશી આવે, જેઠ સુદિ પુનમે બે પગલાં ને ચાર આંગળે પોરશી આવે, અને અષાડ શુદિ પુનમે બે પગલે પોરશી આવે.

પોરશી ભરવાની બીજી રીત—દક્ષિણ દીશા તરફ મોં રાખી જમીન ઉપર બેસવુ, અને ડાબા હાથની વેંત પશ્ચિમ દીશા તરફ જમીન ઉપર ઉભી રાખવી, તે વેતનો જે છાંયો હોય તેને જમણા હાથની આગળીએ નીશાન રાખવુ, પછી તેજ વેંત જમીન ઉપર ઊંધી વાળવી, તેમા અષાઢ સુદિ પુનમે એક વેંત છાંયે પોરશી સમજવી. એમ મહિને મહિને બબ્બે આગળ છાંયા પોષ સુદિ પુનમ સુધી વધારવી, એટલે પોષ સુદિ પુનમે બે વેત છાંયે પોરશી આવે, અને પોષ સુદિ પુનમ પછી દરેક મહિને બબ્બે આંગળ છાયો ઘટાડવો, એટલે અષાડ સુદિ પુનમે એક વેત છાયે પોરશી આવે

પોરશીનુ વિસ્તારથી માપ—અષાડ સુદિ પુનમે એક વેત છાંયે પોરશી આવે એક વેતના બાર આગળ સમજવા. અષાઠ વદી આઠમે એક વેંત ને અડધા આંગળે પોરશી આવે, અષાઠ વદી અમાસે એક વેત ને એક આંગળે પોરશી આવે, શ્રાવણ સુદિ આઠમે એક વેત ને દોઢ આગળે પોરશી આવે, શ્રાવણ સુદિ પુનમે એક વેત ને બે આંગળે પોરશી આવે, ભાદરવા સુદિ પુનમે એક વેત ને ચાર આગળે પોરશી આવે, આશો સુદિ પુનમે એક વેત ને છ આંગળે પોરશી આવે, કારતક સુદિ પુનમે એક વેત ને આઠ આગળે પોરશી આવે, માગશર સુદી પુનમે એક વેત ને દશ આગળે પોરશી આવે, અને પોષ સુદિ પુનમે એક વેત ને બાર આગળે ( બે વેતે ) પોરશી આવે.

પોષ મહીનાથી આગળ ઘટાડવા એટલે મહા સુદી પુનમે

એક વેંત ને દશ આંગળે; ફાગણ સુદી પુનમે એક વેંત ને આઠ આંગળે; ચૈતર સુદી પુનમે એક વેંત ને છ આંગળે, વૈશાખ સુદી પુનમે એક વેંત ને ચાર આંગળે જેઠ સુદી પુનમે એક વેંત ને બે આંગળે, અને અષાઢ સુદી પુનમે એક વેંતે પોરસી આવે

દીવસની ઘડી લાવવાની રીત એટલે કેટલી ઘડી દીવસ ચઢયો તેની સમજ કહે છે—પ્રથમની રીતે વેંતનો છાંયો લાવ્યો જેમકે છાંયો લાવ્યા એક વેંત ને આઠ આંગળ છાંયો છે, ત્યારે કેટલી ઘડી દીવસ ચઢયો તેની રીત—વેંતના બાર આંગળ અને ઉપર આઠ આંગળ ઉમેરવા, એટલે બાર ને આઠ વીસ આંગળ થયા તે વીસમાંથી આઠયા બાદ કરવા એટલે દશ રહ્યા; એ દશમાં બીજા સાત ઉમેરવા એટલે સત્તર થયા તેને એકસો વીસે ભાગતાં સત્તર સતા ઓગણીયાસો એટલે સાતનો આંક આવ્યો; તો સમજવું કે સાત ઘડી દીવસ ચઢયો હવે બીજુ ઉદાહરણ કહે છે—એક વેંત ને ચાર આંગળ છાંયા છે તેના આંગળ સોળ થયા, તેમાંથી આઠયા બાદ કરતાં આઠ રહ્યા તેમાં સાત ઉમેરતા પંદર થાય, તેને એકસો વીસે ભાગતાં પંદર આઠુ વીસુસો એટલે આઠનો આંક આવ્યો માટે આઠ ઘડી દીવસ ચઢયો જાણવો હવે ત્રીજુ ઉદાહરણ કહે છે જેમકે, બે વેંત છાયા છે એટલે ચોવીસ આંગળ છાંયા થઇ તેમાંથી આઠયા બાદ કરતાં બાર રહ્યાં; તેમાં સાત ઉમેરતાં ઓગણીશ થયા; તેને એકસો વીસે ભાગતાં ઓગણી છક ચોરાતેરસો એટલે છ ઘડી દિવસ ચઢયો સમજવો; એ પ્રમાણે દિવસની ઘડીઓ પ્રમાણ સમજવું

કયે મહિને કેટલી ઘડીનો પહોર થાય તે કહે છે—અષાઢ સુદી પુનમે છત્રીસ ઘડીનો દિવસ અને ચોવીસ ઘડીની રાત્રી છે * તે અષાઢ સુદિ ૧૫ થી ગણતાં દરેક મહીને બે ઘડી દિવસ ઘટા ચો અને બે ઘડી રાત્રી વધારવી જેથી પોષ સુદી

* આ ગણત્રી સામાન્ય છે વિશેષ આગળ જણાવેલ છે

૧૫મે ચોવીસ ઘડીનો દીવસ, અને છત્રીસ ઘડીની રાત્રી થાય એમ પોષ સુદ ૧૫ થી અષાડ સુદ ૧૫ સુધી બબ્બે ઘડી દરેક મહિને વધારવી અને રાત્રી બબ્બે ઘડી ઘટાડવી એટલે અષાડ સુદિ ૧૫ ને દિવસે છત્રીસ ઘડીનો દીવસ અને ચોવીસ ઘડીની રાત્રી થાય. તે દિવસ ને રાત્રીના પ્રમાણમા ચોથા ભાગની પોરશી સમજવી એટલે અષાડ સુદી ૧૫મે છત્રીસ ઘડીનો દિવસ છે ત્યારે નવ ઘડીની પોરશી અને અષાડ વદી અમાસને દિવસે પોણા નવ ઘડીની પોરશી સમજવી. શ્રાવણ સુદી પુનમે સાડા આઠ ઘડીની પોરશી. એમ ભાદરવા સુદી પુનમે આઠ ઘડીની પોરશી. આસો સુદી પુનમે સાડાસાત ઘડીની પોરશી, અને એ પ્રમાણે પોષ સુદિ પુનમે છ ઘડીની પોરશી સમજવી. પોષ સુદી પુનમથી દિવસ વધે છે માટે મહિને બે ઘડી વધારતા અષાડ સુદ પુનમે નવ ઘડીની પોરશી થાય. એવીજ રીતે દિવસ પ્રમાણે ચોઘડીયા પણ સમજવા પોષ સુદિ પુનમે ત્રણ ઘડીનુ ચોઘડીયુ અને અષાડ સુદી પુનમે સાડાચાર ઘડીનુ ચોઘડીઉ જાણવુ

નક્ષત્રને આધારે રાત્રીની પોરશીનુ અનુમાન—જે મહિને જે નક્ષત્રો રાત પુરી કરે એટલે પશ્ચિમ દિશાએ સૂર્ય અસ્ત થાય તેની સાથેજ પૂર્વ દીશામા નક્ષત્ર ઉદય થાય. તેને આધારે સમજવુ કે, ચોથે ભાગે નક્ષેત્ર આવ્યુ હોય તો સમજવુ, કે પહોર રાત્રી ગઇ, મધ્યમાં આવ્યુ હોય તો મધ્ય રાત્રી સમજવી, અને ચોથે ભાગે રહ્યુ હોય તો પાછલી રાત્રી સમજવી. એને આધારે મહાત્માઓ ધર્મકરણી, નિદ્રા વગેરે પોતાના ધર્મ કૃત્યો કરે છે.

કયે મહીને કેટલા નક્ષત્રો રાત્રી પુરી કરે તે કહે છે — શ્રાવણ મહિને ચાર નક્ષેત્ર રાત્રી પુરી કરે તેના નામ—૧ ઉત્તરાષાઢા ચૌદ દિવસ સુધી રહે, ૨ અભિજીત સાત દિવસ સુધી, ૩ શ્રાવણ આઠ દિવસ સુધી, ૪ ધનિષ્ટા એક દિવસ સુધી, એમ ચાર નક્ષેત્ર મળી એક મહિનો પુરો કરે. ભાદરવા મહિને ચાર નક્ષેત્ર રાત્રી પુરી કરે તેના નામ—૧ ધનિષ્ટા ચૌદ દિવસ, ૨ સતભીષા

સાત દિવસ, ૩ પૂર્વા ભાદ્રપદ આઠ દિવસ ૪ ઉત્તરા ભાદ્રપદ એક દિવસ. આસો મહીને ત્રણ નક્ષત્ર રાત્રી પુરી કરે. તેનાં નામ— ૧ ઉત્તરા ભાદ્રપદ ચૌદ દિવસ ૨ રેવતી, પંદર દિવસ ૩ અશ્વની એક દિવસ. કાર્ત્તક મહીને ત્રણ નક્ષત્ર રાત્રી પુરી કરે તેના નામ— ૧ અશ્વની ચૌદ દિવસ, ૨ ભરણી પંદર દિવસ, ૩ કૃત્તિકા એક દિવસ. માગશર મહિને ત્રણ નક્ષત્ર રાત્રી પુરી કરે તેનાં નામ—૧ કૃત્તિકા પંદર દિવસ ૨ રોહિણી ચૌદ દિવસ, ૩ મૃગશીર એક દિવસ પોષ મહિને ચાર નક્ષત્ર રાત્રી પુરી કરે તેનાં નામ—૧ મૃગશીર ચૌદ દિવસ ૨ આર્દ્રા આઠ દિવસ ૩ પુનર્વસુ સાત દિવસ ૪ પુષ્ય એક દિવસ મહા મહિને ત્રણ નક્ષત્ર રાત્રી પુરી કરે તેનાં નામ— ૧ પુષ્ય ચૌદ દિવસ ૨ અશ્લેષા પંદર દિવસ ૩ મઘા એક દિવસ. ફાગણ મહિને ત્રણ નક્ષત્ર રાત્રી પુરી કરે તેનાં નામ—૧ મઘા ચૌદ દિવસ. ૨ પૂર્વાફાલ્ગુણી ૧૫ દિવસ, ૩ ઉત્તરા ફાલ્ગુણી એક દિવસ ચૈતર મહિને ત્રણ નક્ષત્ર રાત્રી પુરી કરે તેનાં નામ— ૧ ઉત્તરા ફાલ્ગુણી ચૌદ દિવસ, ૨ હસ્ત પંદર દિવસ. ૩ ચિત્ર એક દિવસ વૈશાખ મહિને ત્રણ નક્ષત્ર રાત્રી પુરી કરે તેનાં નામ—૧ ચિત્ર ચૌદ દિવસ, ૨ સ્વાતિ પંદર દિવસ ૩ વિશાખા એક દિવસ. જેઠ મહિને ચાર નક્ષત્ર રાત્રી પુરી કરે તેનાં નામ— ૧ વિશાખા ચૌદ દિવસ ૨ અનુરાધા આઠ દિવસ, ૩ જ્યેષ્ઠ સાત દિવસ. ૪ મુળ એક દિવસ અષાઢ મહિને ત્રણ નક્ષત્ર રાત્રી પુરી કરે તેનાં નામ—૧ મુળ ચૌદ દિવસ ૨ પૂર્વાષાઢા પંદર દિવસ, ૩ ઉત્તરાષાઢા એક દિવસ એ પ્રમાણે નક્ષત્રના આધારે પોરસી સમજવી, શ્રી ઉત્તરાધ્યયન સૂત્રને આધારે આ અનુમાન લખ્યું છે.

---

## દીક્ષા વિષે.

દીક્ષા દેવાના નક્ષત્ર—૧ પુનર્વસુ, ૨ પુષ્ય, ૩ સ્વાંતી, ૪ અનુરાધા, ૫ હસ્ત, ૬ શ્રવણ, ૭ ધનિષ્ટા, ૮ રેવતી, ૯ રોહિણી, ૧૦ અશ્વની, ૧૧ સતભીષા, ૧૨ ઉત્તરાષાઢા, ૧૩ ઉત્તરાભાદ્રપદ, ૧૪ ઉત્તરાફાલ્ગુણી; એ ચૌદ નક્ષેત્રોમાં દીક્ષા દેવી.

દીક્ષા દેવાની તીથી—એકમ, બીજ, ત્રીજ, ચોથ, પાચમ, દશમ, અગીઆરશ, બારશ, અને તેરશ.

દીક્ષા દેવાના વાર—શનિવાર, સોમવાર, બુધવાર, ગુરૂવાર અને શુક્રવાર. એ વાર અને ઉપર બતાવેલી તીથીમા આગળ બતાવેલા ચદ્રનું બળ જોઇને દીક્ષા દેવી, એમ મ્હોટા પુરુષો કહે છે. ( કોઇક પાનામા લખ્યું છે. ) વિશેષમાં ચૈતર અને જેઠ માસમાં દીક્ષા આપવી નહી આપે તો વિઘ્ન થાય એમ અનુભવીઓ કહે છે.

---

## ગરોળી વિચાર.

૧ જમતા ભાણામા ગરોળી પડે તો તે માણસ મહા સુખ પામે. ૨ ધોળી ગરોળી માથા ઊપર પડે તો છત્ર ધરાવે એટલે રાજ્ય તરફથી સુખ મળે. ૩ કાળી ગરોળી માથા ઊપર પડે તો કોઇ જાતનું દુખ ભોગવવુ પડે. ૪ કાળી કે ધોળી ગમે તે ગરોળી કપાળ ઉપર પડે તો ધનનો લાભ થાય. ૫ આંખ ઉપર પડે તો પોતાના ધણી, સ્વામી કે પોષકનો નાશ થાય. ૬ ઉપલા હોઠ ઉપર પડે તો ધનનો નાશ થાય. ૭ નીચેના હોઠ ઉપર પડે તો હાથ બધાવે ૮ નાક ઉપર પડે તો રાજા તરફથી દુઃખ થાય ૯ જમણે કાને પડે તો ધનની હાની થાય. ૧૦ ડાબે કાને પડે તો ધનની પ્રાપ્તિ થાય ૧૧ કેડ ઉપર પડે તો કોઇ પણ જાતનું નુકશાન થાય. ૧૨ જમણા હાથ ઉપર પડે તો ક્લેશ, વઢવાડ થાય. ૧૩ ડાબા હાથ ઉપર પડે તો બધન કરાવે ૧૪ ગળા ઉપર પડે તો બાળકનો નાશ થાય. ૧૫ પેટ ઉપર પડે તો

પુત્ર તરફથી દુ:ખ થાય ૧૬ જમણી કેડ ઉપર પડે તો પુત્રી તરફથી પીડા તથા કલેશ થાય. ૧૭ પુઠ ઉપર પડે તો રોગ થાય. ૧૮ કુખ ઉપર પડે તો વિઘ્નનો નાશ થાય. ૧૯ ખોળામાં પડે તો પુત્રની આશા પુરી થાય ૨ ભરડા ઉપર પડે તો રાજ્ય તરફથી માન મળે ૨૧ જમણા પગની મુઠી ઉપર પડે તો પોતાના વડીલને માથે દુઃખ આવે. ૨૨ ડાબા પગની મુઠી ઉપર પડે તો વડીલોને સુખી રાખે. ૨૩ પગની આંગળી ઉપર પડે તો સારૂ મળે. ૨૪ પગના તળીઆ ઉપર પડે તો દૂર મુસાફરી કરવાનું થાય.

ઉપર કહ્યા પ્રમાણે સર્વે ભાગ સમજવા; પણ એટલો ફેર છે કે સર્વે ઠેકાણે પીળી ગરોળી પડે તો સારી અને કાળી ગરોળી પડે તો અનિષ્ટ જાણવી

---

## ફોકટુ અથવા ચોઘાના ઘર વિષે

એકમ ને શનીવાર, બીજ ને શુક્રવાર, ત્રીજ ને ગુરૂવાર, ચોથ ને બુધવાર, પાંચમ ને મંગળવાર, છઠ્ઠ ને સોમવાર અને સાતમ ને રવિવાર હોય તો એ દીવસે ફોકટુ અથવા ચોઘાનું ઘર કહે છે તે દિવસે શુભ કામ ન કરવું વિહાર ન કરવો, ચાતુર્માસ જવું હોય તો તે દીવસે ગામમાં ન પેસવું. તે સિવાય કોઇ પણ શુભ કામ ન કરવું. ચંદ્રમા સન્મુખ હોય તો પણ શુભ કામ ન કરવું એમ કેટલાક આચાર્યો કહે છે.

ચોઘાનું ઘર ગણવાની રીત—મુસલમાનની જે તારીખ હોય તે તારીખ લેવી.× એ તારીખમાં બીજના બે ઉમેરવા અને રવીવારથી વાર ઉમેરવા. એ સર્વેને ભેગા કરી આઠે ભાગવા. જે વધે તેટલાનું ઘર સમજવું કાંઇ ન વધે તો ચોઘાનું ઘર સમ

× મુસલમાનની તારીખ લેવાનું કારણ એટલું છે કે આપણામાં તીથી વધે તથા ઘટે તે વખતે માલુમ પડવામાં મુશ્કેલ તેથી તે તારીખ લીધી છે, બાકી તો જે બે ઉમેરવાના છે તે એકમ ને બીજ સમજવી.

જવુ તેમા પરગામ જવુ હોય તો, પહેલાનું ઘર શ્રેષ્ટ, ગામમાં અથવા ઘરમા પ્રવેશ કરવો હોય તો બીજાનું ઘર શ્રેષ્ટ, અને રાજકાજના કામમા ત્રીજાનુ ઘર શ્રેષ્ટ સમજવુ. જો ચોથાના ઘરમાં જાય અથવા કામ કરે તો મરે નહીં તો માંદો પડે.

---

## ग्रह शान्ति करवानो जाप.

માણુસોને એક પછી એક નવ ગ્રહ હમેશાં સારા માઠા આવે જાય છે તે વખતે માઠા ગ્રહમા માણુસ આકુળવ્યાકુળ બની આમતેમ દોડાદોડ કરે છે, પણ તેમ ન કરતા જાપ કરવાથી ગ્રહ શાન્ત થાય છે. તે જાપ કરવાની રીત નીચે પ્રમાણેઃ—

**સુર્યની દશાનો જાપઃ**—રાતાં વસ્ત્ર તથા રાતી નવકારવાળી ધારણ કરી પૂર્વ તથા ઉત્તર દીશા તરફ બેસી સવારમાં સૂર્યની દશા હોય ત્યાં સુધી ॐ ह्रीं पद्मप्रभु नमस्तुभ्यम् मम शान्ति शान्ति આ મત્ર ભણી એક મણકો મુકવો, અને એમ એક આખી નવકારવાળી ફેરવવી.

**ચંદ્રની દશાનો જાપઃ**—ધોળાં વસ્ત્ર તથા ધોળી નવકારવાળી ધારણ કરી ઉપરની વિધિ પ્રમાણે ॐ ह्रीं चंद्रप्रभु नमस्तुभ्यम् मम शान्ति शान्ति એ પ્રમાણે મત્ર ભણી એક નવકારવાળી ફેરવવી.

**મંગળની દશાનો જાપઃ**—રાતાં વસ્ત્ર તથા રાતી નવકારવાળી ધારણ કરી ઉપરની વિધિ પ્રમાણે ॐ ह्रीं वासुपूज्य प्रभु ममस्तुभ्यम् मम शान्ति शान्ति એ પ્રમાણે મંત્ર ભણી એક નવકારવાળી ફેરવવી.

**બુધની દશાનો જાપ**—પીળાં વસ્ત્ર તથા પીળી નવકારવાળી ધારણ કરી ઉપરની વિધિ પ્રમાણે ॐ ह्रीं शान्तिनाथ प्रभु नमस्तुभ्यम् मम शान्ति शान्ति એ પ્રમાણે મંત્ર ભણી એક નવકારવાળી ફેરવવી.

**ગુરૂની દશાનો જાપ**—પીળાં વસ્ત્ર તથા પીળી નવકાર-

વાળી ધારણ કરી ઉપરની વિધિ પ્રમાણે ॐ ह्रीँ ऋषभदेव प्रभु नमस्तुभ्यम् मम शान्ति शान्ति એ પ્રમાણે મંત્ર ભણી એક નવકારવાળી ફેરવવી

શુક્રની દશાનો જાપ—પીળાં વસ્ત્ર તથા પીળી નવકાર વાળી ધારણ કરી ઉપરની વિધિ પ્રમાણે ॐ ह्रीँ सुविधिनाथ प्रभु नमस्तुभ्यम् मम शान्ति शान्ति એ પ્રમાણે મંત્ર ભણી એક નવકારવાળી ફેરવવી.

શનિની દશાનો જાપ—પીળાં વસ્ત્ર તથા કાળી નવકાર વાળી ધારણ કરી ઉપરની વિધિ પ્રમાણે ॐ, ह्रीँ, मुनीसुव्रत प्रभु नमस्तुभ्यम् मम शान्ति शान्ति, એ પ્રમાણે મંત્ર ભણી એક નવકારવાળી ફેરવવી

રાહુની દશાનો જાપ—પીળાં વસ્ત્ર તથા પીળી નવકાર વાળી ધારણ કરી ઉપરની વિધિ પ્રમાણે ॐ ह्रीँ नेमीनाथ प्रभु नमस्तुभ्यम मम शान्ति शान्ति એ પ્રમાણે મંત્ર ભણી એક નવકારવાળી ફેરવવી

કેતુની દશાનો જાપ—લીલાં વસ્ત્ર તથા લીલી નવકાર વાળી ધારણ કરી ઉપરની વિધિ પ્રમાણે ॐ ह्रीँ पार्श्वनाथ प्रभु नमस्तुभ्यम् मम शान्ति शान्तिः એ પ્રમાણે મંત્ર ભણી એક નવકારવાળી ફેરવવી.

---

# अथ श्री ग्रह दर्पण फळ विषे.

---

## સૂર્યના બારે ભાવનું ફળ.

૧ સૂર્ય પહેલાં ભાવ ( લગ્ન )માં બેઠો હોય તો શરીર થોડું, સ્ત્રી અને વારસોથી દુઃખી, વાતપિત્તનો રોગી પોતાની તબીયતનો, સ્વભાવે ક્રોધી રક્ત વર્ણનો, અને ઘડી ઘડીમાં ચીડાઈ જનારો ( મિથ્યા ચીડાઈ દખલગીર કરનારો ), પણ ઉચ્ચનો અથવા સ્વગૃહી એટલે પોતાની રાશીમાં બેઠો હોય તો તે મનુષ્ય

કીર્તિવાળો, બળવાળો, અને લાંબી નજરવાળો જાણવો, અને નીચનો હોય તો પ્રતાપી હોય પણ જ્ઞાનનો દ્વેષ કરે, દારિદ્રી તથા નેત્રના રોગવાળો હોય, અને ચંદ્રના ઘરમાં એટલે કર્ક રાશીમા બેઠો હોય તો જ્ઞાની અને પાણીથી ટપકતી આંખોવાળો જાણવો. અને તે શનિના ઘરમાં એટલે મકર અગર કુંભ રાશીનો હોય તો છાતીની પીડાવાળો જાણવો ગુરૂના ઘરમાં એટલે ધન અગર મીન રાશીનો હોય તો સ્ત્રીની સેવા કરનારો જાણવો. જો બુધના ઘરમાં એટલે મીથુન કે કન્યા રાશીનો હોય તો તેને કન્યાની પ્રજા હોય તેમજ સ્ત્રીહીન એટલે સ્ત્રીના સુખ વગરનો, અને જો શુક્રના ઘરનો એટલે વરખ યા તુલા રાશીનો હોય તો કુલદ્ધિ અને સ્ત્રીના સુખ વગરનો, અને મગળના ઘરનો એટલે મેષ યા વૃશ્ચિક રાશીનો હોય તો પ્રતાપી, વાચાળ, વેપારમાં કુશળ અને અતરગળના રોગવાળો જાણવો.

૨ સૂર્ય બીજે ભાવે બેઠા હોય તો કુટુબમાં કલેશ કરનાર, અપજશ પામનાર, અને ગરમીની પીડાવાળો જાણવો. મુખમા રોગ, રાજાના દડથી ધનનો નાશ, પણ તેમાં સ્વગ્રહી અથવા ઊચનો હોય તો ધનવાન, વિદ્વાન, અને નેત્રનો રોગી, વેપારમાં કુશળ અને તેજસ્વી જાણવો તેમજ પોતાના પરાક્રમથી ધન પેદા કરે, વાચાળ, તથા જ્ઞાની જાણવો જો ગુરૂના ઘરમાં બેઠો હોય તો ધનવાન, વાચાળ, કુટુંબના સુખવાળો, તથા મિત્રને સારૂ ધન ખર્ચ કરનારો જાણવો. બુધના ઘરમા બેઠો હોય તો જ્ઞાની, કુટુબના કલેશવાળો, અને તેની પાસે ધન આવે જાય. જો શુક્રના ઘરમાં બેઠો હોય તો કુટુંબનો કલેષી, તથા ધન આવે તે ખર્ચી નાખે તેવો જાણવો, શનીના ઘરમાં બેઠો હોય તો ધન નાશ પામે કુટુંબનો કલેશી જાણવો, અને જો ચદ્રના ઘરમાં બેઠો હોય તો કુટુબમા સુખી જાણવો, મગળના ઘરમાં બેઠો હોય તો પોતાના પરાક્રમથી ધન મેળવે તથા વાચાળ જાણવો.

૩ સૂર્ય ત્રીજા ભાવે સ્વગ્રહી અથવા ઊચનો હોય તો બુદ્ધિ-શાળી, ભાડુના અને ચાકરના સુખવાળો જાણવો. જો શુક્રના ઘરમાં

બેઠો હોય તો ભાંડુના કલહવાળો અને ચાકરના દુઃખવાળો જાણવો. ચંદ્રના ઘરમાં બેઠો હોય તો ભાંડુના સુખવાળો, સારા વૈભવવાળો, ચાકરવાળો સારા આચરણવાળો, સારા કર્મ કરનારો અને સારી કાન્તિવાળો જાણવો. જો બુધના ઘરમાં બેઠો હોય તો સુરતનથી કીર્તિવાળો બુદ્ધિવાળો, અને થોડા ભાંડુવાળો જાણવો. જો મંગળના ઘરમાં બેઠો હોય તો તેને ભાંડુ હોય નહીં અથવા હોય તો ભાંડુ સાથે કુસંપ જાણવો ગુરૂના ઘરમાં બેઠો હોય તો ભાંડુ સાથે મિત્રતા હોય ચાકર દુઃખ મળે ને પોતાનું ધન પોતે ભોગવનારો જાણવો. જો શનીના ઘરનો હોય તો ભાંડુનો નાશ થાય, ચાકરો દુઃખ મળે અને નાસ્તિક થાય.

૪ સૂર્ય ચોથા ભાવે બેઠો હોય તો, સુખ શાન્તિ વિનાનો, ઉપાધીઓથી ભરપુર અને માતા પિતાથી દુઃખી જાણવો. પણ સૂર્ય સ્વગૃહી અથવા ઉંચનો હોય તો વાહનના સુખવાળો, વૈભવી માતા પીતાના સુખવાળો અને ભાગ્યશાળી જાણવો. એ ચોથા ભાવમાં મિત્ર ઘર, ખેતર, વાડી, સુખ, માતા, વાહન, પશુ, આય, ક્લેશ, કુવા, નવાણ એટલી બાબતોનું જોવાય છે એ બાબતોનો સુખી જાણવો. જો શુક્રના ઘરનો હોય તો માતા પિતાનો દુઃખી, પશુની હાનવાળો અને સ્થાનક નાશ પામે. જો બુધના ઘરનો હોય તો માતા પિતાનો સુખી, વૈભવવાળો, હમેશાં ગાયાના શોખવાળો, અહંકારી અને ગુપ્ત પીડાવાળો જાણવો. જો ચન્દ્રના ઘરનો હોય તો ખેતર, વાડી તથા ઘરના સુખવાળો જાણવો. મગળના ઘરમાં બેઠો હોય તો મિત્ર ઘણા હોય પણ તેનાથી વિરૂદ્ધ થાય. જો શનિના ઘરમાં બેઠો હોય તો શરીરે ખોડવાળો, અહંકારી વિરોધ બાંધનારો, અને તેનું શરીર ગરમ રહે તથા ઇંદ્રીની પીડાવાળો જાણવો.

૫ સૂર્ય પાંચમા ભાવે બેઠો હોય તો સ્વભાવે ક્રોધી, સત્વ ધીમતા, અને સતતીથી દુઃખી જાણવો. પણ પોતાની રાશીનો અથવા ઉંચનો હોય તો તે માણસ પાંચમા ભાવનો સુખી જાણવો. અને એ પાંચમા ભાવમાં બુદ્ધિ, વિદ્યા, સતાન મંત્ર,

विवेक, शक्ति, विगेरे जोवाय छे. ए तमाम बाबतनो सुखी जाणवो. अने जो शुक्रना घरमां बेठो होय तो पुत्र वगरनो, भ्रम बुद्धिवाळो, क्रोधी, थोडी विद्यावाळो जाणवो जो बुधना घरमां बेठो होय तो मंद बुद्धिवाळो जाणवो, अने पुत्र साथे अणबनाव थाय. जो चंद्रना घरमा बेठो होय तो उतावळी बुद्धिवाळो अने तेने कन्यानी प्रजा थाय, मंगळना घरमां बेठो होय तो एकाद पुत्र थाय, पण ते पुत्र पराक्रमी होय. जो शनिना घरमां बेठो होय तो एक अथवा बे पुत्र होय. उतावळी बुद्धिवाळो, पुत्र साथे कोइ कोई वखते विरोध थाय, म्लेच्छ राजानी विद्या थकी धन प्राप्ति थाय. अने जो गुरुना घरमां बेठो होय तो पुत्र वगरनो, निर्मळ बुद्धिवाळो, ज्ञानी, धर्म तथा पुण्य उपर प्रीतिवाळो थाय.

६ सूर्य छठ्ठा भावे बेठो होय तो शत्रुओनो नाश, निरोगी शरीरवाळो, मोसाळथी दुःखी, अने मुसाफरीमां हेरान थनारो जाणवो पण पोतानी राशीनो अथवा ऊंचनो होय तो मोसाळ पक्षथी सुखी, शत्रु अने रोग रहित जाणवो शुक्रना घरमां बेठो होय तो रोग अने शत्रुथी दुःखी, मोसाळनो नाश करनारो जाणवो. बुधना घरमा बेठो होय तो शत्रु वगरनो, कफ प्रकृतिनो होय. चन्द्रनी राशीमां होय तो दमीयल जाणवो. गुरुना घरमां बेठो होय तो रोग, शत्रुनो नाश करनारो, मोसाळनो सुखी जाणवो. शनिना घरमां बेठो होय तो रोग, शत्रुनो वधारो करनारो, मोसाळना सुख वगरनो जाणवो मंगळना घरमां बेठो होय तो रोग अने शत्रु थाय नहि अने मोसाळना सुख वगरनो जाणवो

७ सूर्य सातमे भावे बेठो होय तो स्त्रीथी दुःखी, शरीरे निर्बळ, आंखोनी पीडावाळो, अदेखो, अने नींद्रा रहित जाणवो पोतानी राशी अथवा ऊंचनो होय तो स्त्रीना सुखवाळो, अने वेपारमा लाभ पामनारो जाणवो. जो शुक्रना घरमां बेठो होय

તો મોટી ઉંમરે સ્ત્રી મળે પણ તે વ્યભિચારી હોય જેથી સ્ત્રીની સાથે અણબનાવ રહે. મંગળના ઘરમાં બેઠો હોય તો બે સ્ત્રીવાળો મુસાફરી કરનારો જાણવો. બુધના ઘરમાં બેઠો હોય તો લાકડીઓ, હલકો ખોરાક ખાનારો નઠારાઈથી ખુશ રહેનારો, ચંદ્રના ઘરમાં હોય તો માનસિક ચિંતાવાળો, શરીરે બરમીની પીડાવાળો જાણવો. શનિના ઘરમાં બેઠો હોય તો સ્ત્રીના સુખ વગરનો, વેપારમાં લાભ નહિ પામનારો અને બીકણ જાણવો. શુક્રના ઘરમાં બેઠો હોય તો વેપારમાં કુશળ અને લાભ મેળવનારો જાણવો.

૮ સૂર્ય આઠમા ભાવે બેઠો હોય તો પૈસાથી દુઃખી સંપટ જુઠું બોલનાર વ્યભિચારી, અભક્ષ વસ્તુ ખાનાર મદિરા પાન સેવનાર અને ક્ષુધાનો રોગી જાણવો. પણ પોતાની રાશીનો અથવા ઉચ્ચનો હોય તો લાંબુ આયુષ્ય ભોગવનારનો જાણવો. ગુરૂના ઘરમાં બેઠો હોય તો પુત્રના સુખ વગરનો દારિદ્રિ જાણવો મંગળના ઘરમાં બેઠો હોય તો નેત્રનો રોગી શરીરે બરમીની પીડાવાળો જાણવો. બુધના ઘરમાં બેઠો હોય તો કજીયાનો મદિ અને સ્ત્રી તથા વેપારની ચિન્તાવાળો, શુક્રના ઘરમાં બેઠો હોય તો રોગી અને ધનથી દુઃખી જાણવો. શનીના ઘરમાં બેઠો હોય તો અલ્પ આયુષી અને ધન વગરનો જાણવો ચન્દ્રના ઘરમાં બેઠો હોય તો કમનો રોગી જાણવો.

૯ સૂર્ય નવમા ભાવે બેઠો હોય તો, ધમ પર શ્રદ્ધા રાખનારો, કુટુંબથી દુઃખી ધર્મ ક્રિયા અને તપ કરનારો હોય છે પણ પોતાની રાશી અથવા ઉચ્ચનો હોય તો પુણ્યશાળી, ધન, વૈભવ અને પુત્રના સુખવાળો જાણવો. ગુરૂના ઘરમાં બેઠો હોય તો થોડા આયુષ્યવાળો મા બાપથી વિરોધ કરનારો જાણવો. બુધના ઘરમાં બેઠો હોય તો પુત્ર અને સ્ત્રીના સુખવાળો જાણવો. શુક્રના ઘરમાં બેઠો હોય તો માબાપના સુખવાળો મુસાફરીનો શોખીન જાણવો. શનીના ઘરમાં બેઠો હોય તો કમનસીબ ધર્મ રહિત જાણવો. મંગળના ઘરમાં બેઠો હોય તો પાપ બુદ્ધિવાળો

નિશ્ચ કર્મ કરનારો હોય છે. અને ચન્દ્રના ઘરમાં બેઠા હોય તો મુસાફરીનો શોખીન, પરદેશથી ભાગ્યનો ઉદય થાય છે

૧૦. સૂર્ય દશમા ભાવે બેઠા હોય તો, માને દુઃખી કરનારો, મિત્ર અને સગાંઓથી વેર રાખનારો, મજુરી કરી પેટ ભરનારો, સ્થાન વગરનો જાણવો. પણ જો પોતાની રાશીનો અથવા ઊંચનો હોય તો રાજદરબારના સુખવાળો, પિતાથી સુખ પામવાવાળો, માન આબરૂવાળો, રાજ વૈભવવાળો જાણવો શુક્રના ઘરમા બેઠા હોય તો માતા પિતાનુ સુખ થોડું જાણવુ રાજ દરબારથી અપજશ અને વેપારમાં લાભ નહિ મેળવનારો જાણવો જો ચન્દ્રના ઘરમાં બેઠા હોય તો કીર્ત્તિવાળો જાણવો, બુધના ઘરમાં બેઠા હોય તો રાજની મહેરબાની મેળવે. ગુરૂના ઘરમા બેઠા હોય તો રાજથી ધન મેળવે. મંગળના ઘરમા બેઠા હોય તો રાજ્ય તરફથી કીર્તિ મેળવે શનીના ઘરમાં બેઠા હોય તો માતા પિતાના સુખ વગરનો, રાજદરબારથી અપમાન પામનારો અને વેપાર વગરનો હોય છે.

૧૧. સૂર્ય અગીયારમાં ભાવે બેઠા હોય તો મોટો અધિકારી બની રાજ્યથી ધન પેદા કરનારો, પ્રતાપી, શત્રુઓનો પરાજય કરનારો, પોતાના પરાક્રમથી ધન મેળવનાર, તામસ ગુણવાળો સતતીથી દુઃખી હોય છે પણ જો પોતાની રાશીનો અથવા ઉચ રાશીનો હોય તો દરેક જગ્યાએથી લાભ મેળવનાર, વસ્ત્ર આભુષણ વિગેરેથી સુખી જાણવો, શુક્રના ઘરમાં બેઠા હોય તો લાભ વિનાનો, સન્તાનથી દુઃખી જાણવો, શનીના ઘરમાં બેઠા હોય તો મૂર્ખ પુત્ર ઉત્પન્ન કરનારો, નીચ માણસથી નુકશાન પામનારો, અને સ્વભાવે ક્રોધ હોય છે. મંગળના ઘરમા બેઠા હોય તો બુદ્ધિ અને સતાનથી પીડા પામનારો, અને પૈસાનો લાભ મેળવનારો હોય છે. ગુરૂના ઘરમાં બેઠા હોય તો બુદ્ધિ શાળી, છોકરાવાળો, અને હમેશા લાભ મેળવનારો હોય છે. ચન્દ્રના ઘરમા બેઠા હોય તો વસ્ત્રાભુષણ અને સતાનથી સુખી જાણવો બુધના ઘરમાં બેઠા હોય તો કીર્તિવાળો અને ધનવાન જાણવો.

૧૨ સૂર્ય બારમા ભાવે બેઠો હોય તો આંખોનો રોગી, શત્રુઓથી વેરભાવો અનીતિથી લાભ મેળવનાર પૈસાનો ઉડાઉ, અને જરૂર પડે ત્યારે પૈસાની તંગીવાળો, મોટાઇ વિનાનો પણ જો પોતાની રાશીનો અથવા ઉચ્ચ રાશીનો હોય તો પુણ્યશાળી, કંજુસ, અને કોઈ વખત સારા કામમાં પૈસા ખર્ચનાર, શુક્રના ઘરમાં બેઠો હોય તો પાપી ઉડાઉગીર જાણવો. શનીના ઘરમાં બેઠો હોય તો રોગી અને પાપના કામમાં પૈસા ખર્ચનારો હોય છે મંગળના ઘરમાં બેઠો હોય તો પરદેશમાં રહેનારો અતિભય, બનારો પરાધીન હોય છે બુધના ઘરમાં હોય તો ગરીબ, દુખ વગરનો હોય છે ગુરૂના ઘરમાં બેઠો હોય તો સારા કામમાં પૈસો વાપરનારો ધન અને સુખ થોડું ભોગવનારો હોય છે ચન્દ્રના ઘરમાં બેઠો હોય તો શુભ માર્ગમાં ધન ખર્ચનારો અને જળાશય બંધાવનારો હોય છે

---

ચન્દ્રના બારે ભાવનુ ફળ

૧ ચન્દ્ર પહેલા ભાવે બેઠો હોય અને મેષ, વૃષભ, કે કર્કનો હોય તો ઉજ્વળ શરીરવાળો, અસ્થિર ચિત્તવાળો આનંદી, ભાગ્યવાન, અને સારી કાંતિવાળો હોય છે જો મંગળના ઘરમાં બેઠો હોય તો દરિદ્રી અને સ્ત્રીના રોગવાળો જાણવો, શુક્રના ઘરમાં બેઠો હોય તો હાડના દરદવાળો જાણવો. ને બુધના ઘરમાં હોય તો ભાગ્યશાળી અને સુખી, અને પોતાના કુળમાં મુખ્ય અધિકારી જાણવો ગુરૂની રાશીમાં બેઠો હોય તો વિદ્વાન જાણવો. શનિની રાશીમાં બેઠો હોય તો કદરૂપો, અને મોટા દાંતવાળો અને હંમેશા રોગી જાણવો. જો સૂર્યની રાશીમાં બેઠો હોય તો નેત્રનો રોગી ( મોતીયાના પાણી તથા ઝાંખના દરદવાળો ) જાણવો.

૨ ચન્દ્ર બીજા ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો અથવા ઉચ્ચનો હોય તો ધન કુટુંબથી સુખી મંગળના ઘરમાં કે ક્ષીણ કળાનો હોય તો દારિદ્રી તથા કુટુંબથી દુ:ખી જાણવો.

બુધના ઘરમાં બેઠા હોય તો ધન અને વૈભવથી સુખી જાણવો ગુરૂની રાશીમાં બેઠો હોય તો વાચાળ અને પ્રતાપી જાણવો. શનીની રાશીમાં બેઠો હોય તો ધન વિનાનો જાણવો. સૂર્યની રાશીમાં બેઠો હોય તો દમની પીડાવાળો, કુટુંબથી દુઃખી જાણવો. શુક્રના ઘરમા બેઠો હોય તો ધન અને કુટુંબથી સુખી જાણવો.

૩. ચન્દ્ર ત્રીજા ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો અથવા ઊંચનો હોય તો પરાક્રમી, જય મેળવનાર, સ્ત્રી સાથે વિનોદ કરનાર, ભાઇથી સુખી અને વ્રત નિયમમાં રહેનારો જાણવો મંગળના ઘરમાં હોય તો ભાંડુ વગરનો, આળસુ અને નિરૂદ્યમી હોય છે. બુધના ઘરનો હોય તો પરાક્રમ વિનાનો જાણવો. શુક્રના ઘરનો હોય તો મધ્યમ પરાક્રમી જાણવો સૂર્યના ઘરનો હોય તો ચાડીચુગલી કરનારો, વાયડો હોય છે ગુરૂના ઘરનો હોય તો ભાઇના સુખવાળો, પરાક્રમી અને ધનવાળો હોય છે. શનીના ઘરનો હોય તો ભાંડુના થોડા સુખવાળો, પુણ્યશાળી, ભાગ્યવાન અને પરાક્રમી હોય છે.

૪ ચન્દ્ર ચોથા ભાવે બેઠો હોય તો ભાઇઓ અથવા મિત્રોની લાગવગથી રાજ્યમાં મોટો અધિકારી થાય, પુત્ર તથા સ્ત્રીઓથી સારૂં સુખ ભોગવે પણ આયુષ્યના પહેલા અર્ધા ભાગમાં તે સુખ મળે નહિ. પણ જો ચન્દ્ર ચોથા ભાવે પોતાની રાશીનો કે ઊંચનો હોય તો માતાનું સુખ, ઘર, ખેતર, વાડીનું સુખ મિત્ર અને વાહનનું સુખ, પશુ તથા સ્થાનકનું સુખ ભોગવે અને જો મંગલના ઘરમાં હોય તો શરીરે દુઃખી, માતા અને મિત્રનું સુખ થોડું ભોગવે. જો શુક્રના ઘરમાં હોય તો માતા રોગી રહે, બુધના ઘરમા હોય તો બીજી સ્ત્રીને ધાવીને મોટો થાય, ગુરૂના ઘરમાં હોય તો મીઠા ભોજન જમે અને અનેક જાતના વૈભવો ભોગવે. શનીના ઘરમા હોય તો પરસ્ત્રી પર મોહ રાખે પણ માતા પિતાથી સુખી, ઘર, પશુ, વાહન, ખેતર અને ઘણા મિત્રો મળે, વૈભવ ભોગવે અને સૂર્યના ઘરમાં હોય તો પોતે તથા માતા રોગી રહે.

૫ ચંદ્ર પાંચમાં ભાવે બેઠા હોય તો સંતાનથી, સુખી, નિર્મળ બુદ્ધિ, જમીન અને રત્ન લાભ મેળવે, પણ જો પોતાની રાશીનો અથવા ઉચ્ચનો હોય તો તે પુરૂષની સ્ત્રી રૂપાળી હોય, વિદ્યા ભણે, ધનનો લાભ હમેશાં મળે અને કન્યાની પ્રજા થાય. મંગળના ઘરમાં હોય તો ભ્રષ્ટ બુદ્ધિ વિદ્યા ભણે નહિ. સંતાન વગરનો કદાચિત સંતાન થાય તો પુત્રીઓ થાય શુક્રના ઘરમાં હોય તો મહામહેનતે પોતાના નિર્વાહ જેટલું ધન મેળવે પણ તે પુરૂષ બુદ્ધિનો બળીયો હોય. બુધના ઘરનો હોય તો એકાદ પુત્રનું સુખ આપે ગુરૂના ઘરનો હોય તો ધનવાન, પુત્રવાન અને વૈભવવાળો હોય શનીના ઘરનો હોય તો મંદ મતિ, નિંદ્ય કામ કરવાની બુદ્ધિ હોય, વિદ્યા ભણે નહિ અને સુખ હોય. જો સૂર્યના ઘરનો હોય તો રાજવિદ્યા ભણે અને પુત્રવાન હોય.

૬ ચંદ્ર છઠ્ઠા ભાવે બેઠા હોય તો મોટા માણસો સાથે લડાઈમાં છૂટે અને હારેલા શત્રુ તેની પાસે સલાહ કરવા આવે, પણ જો પોતાની રાશીનો કે ઉચ્ચનો હોય તો મોસાળથી સુખી અને રોગ શત્રુનો નાશ કરનાર જાણવો. મંગળના ઘરનો હોય તો શરીરે સદા રોગી રહે શત્રુનો હમેશાં ભય હોય અને મોસાળ સુખ મળે નહિ. શુક્રના ઘરનો હોય તો વિધવા સ્ત્રી સાથે સંયોગ કરનારો, પાપકર્મ કરનાર થાય, બુધના ઘરનો હોય તો પાપી કામ કરનારો હોય છે; ગુરૂના ઘરનો હોય તો રોગ, શત્રુ હમેશાં ભારી રહે અને મોસાળ પક્ષથી હમેશાં દુઃખી શનીના ઘરનો હોય તો રોગ, શત્રુ રહિત, શત્રુ પોતાની મેળે જ શાંત થાય. મોસાળથી સુખી અને સારે માર્ગે ધન ખર્ચનારો સગા સંબંધી ઉપર પ્રેમ રાખે સૂર્યના ઘરનો હોય તો રોગી રહે.

૭ ચન્દ્ર સાતમા ભાવે બેઠા હોય તો વેપાર કરવાથી લક્ષ્મી મેળવનાર રૂપવાળી સ્ત્રી ભોગવનાર, પરસ્ત્રીમાં પ્રીતિ રાખનાર સ્વાદિષ્ટ ભોજન ખાનાર, લોભી હોય છે પોતાની રાશીનો હોય તો મધુર બોલનારો, મીઠા સ્વરવાળો, ગાયનનો શોખીન,

સ્ત્રી તરફથી સુખી અને વેપારમાં કુશળ જાણવો જો ઊંચનો હોય તો ભાગ્યશાળી, ચન્દ્રની દશા અંતર દશામાં ભાગ્યનો ઉદય થાય, મંગળના ઘરમાં એટલે વૃશ્ચિક રાશીમાં બેઠો હોય તો સ્ત્રી વ્યભિચારી મળે, શુક્રની રાશીમાં એટલે તુલા રાશીમાં બેઠો હોય તો પર સ્ત્રી લંપટ, તે પરદેશમા વાશ કરનારો જાણવો. બુધના ઘરમાં હોય તો સ્ત્રી સાથે અણબનાવ રાખે, ગુરૂની રાશીમા બેઠો હોય તો પૈસાથી લાભ મેળવનારો, વેપારમાં કુશળ અને સુખી જાણવો. શનીના ઘરમા બેઠો હોય તો પોતાના કરતા શ્યામ વર્ણની સ્ત્રી મળે. અને સૂર્યના ઘરમાં બેઠો હોય તો મોસાળનો સુખી જાણવો.

૮ ચન્દ્રમા આઠમા ભાવમા બેઠો હોય તો શરીરે શરદીના રોગવાળો, સમુદ્રની મુસાફરી કરનારો, પણ જો પોતાની રાશીનો કે ઊચનો હોય તો લાબા આયુષ્યવાળો, દેવ ઉપર પ્રીતિવાળો અને ધર્મનાં કામ કરનાર, અને જો વૃશ્ચિકનો હોય તો અલ્પ આયુષ્યવાળો, શરીરનો દુખી જાણવો. તુલાનો હોય તો અલ્પ આયુષ્યવાળો, કન્યાનો તથા મિથુનનો હોય તો દમનો રોગી, સીંહનો હોય તો વિશાળ પ્રકૃત્તિનો, ધન અગર મીનનો હોય તો મધ્યમ આયુષ્યવાળો, મકરનો હોય તો શરીરે દુઃખી, કુંભનો હોય તો દારિદ્રિ અને રોગી જાણવો

૯ ચન્દ્ર નવમા ભાવે બેઠો હોય તો ધર્મ ઊપર પ્રીતિ રાખનારો, સદાચારી, પ્રતિષ્ટાવાળો, ભાગ્યશાળી હોય છે, પોતાના ઘરનો એટલે કર્કનો હોય તો શાસ્ત્રનો જાણકાર, પુણ્યવાન, તીર્થ-યાત્રાનો કરનાર, ઘર વાડી અને પુત્રથી સુખી, ભાગ્યશાળી જાણવો. જો વરખનો હોય તો તેની દશા અતર દશામાં ભાગ્યનો ઉદય થાય, અને વેપારમાં સારો લાભ મેળવે. વૃશ્ચિકનો હોય તો નાસ્તિક પાપ કર્મ કરીને, આજીવિકા ચલાવનારો, મિથ્યાભિમાની જાણવો. તુલાનો હોય તો મદભાગી જાણવો. મિથુનનો હોય તો પિતાથી વધારે સુખી જાણવો. કન્યાનો હોય તો સ્ત્રીથી સુખી, અને વેપારમાં કુશળ, સિંહ રાશીનો હોય તો [illegible]

જાણવું, ધનનો હોય તો વાહનનો સુખી, મીનનો હોય તો શરીરે સુખી જાણવો મકર અથવા કુંભનો હોય તો કમનસીબ અને પાપ કર્મ કરી આજીવિકા ચલાવનારો જાણવો

૧૦ ચન્દ્રમા દશમાં ભાવે બેઠા હોય તો માણસથી, ચાકરથી સુખી હોય છે, જો કર્કનો હોય તો રાજદરબારના સુખવાળો, કીર્તિવાળો વેપારથી દ્રવ્ય મેળવનાર. પિતાના સંપૂર્ણ સુખવાળો જાણવો. જો વૃશ્ચિકનો હોય તો પિતાના સુખ વિનાનો, વેપાર વિનાનો શરીરના કષ્ટવાળો રોગ અને શત્રુથી પીડાયેલો હોય છે જો તુલાનો હોય તો પરસ્ત્રીલંપટ હોય છે, જો વૃષભનો હોય તો શુભ માર્ગેથી ધન ખરચનારો, પિતાથી લાભ મેળવનારો હોય છે. મિથુનનો હોય તો માતા તરફથી સુખી જાણવો, કન્યાનો હોય તો બુદ્ધિશાળી, સારા કામ કરનારો જાણવો. જો સિંહનો હોય તો અભિષ્ટ કીર્તિવાળો, ભાગ્યશાળી જાણવો ધનનો હોય તો વિદ્વાન, માતા પિતાના સુખવાળો હોય છે મીનનો હોય તો પૈસેથી સુખી. વેપાર કરનારો હોય છે મકરનો હોય તો પિતાના સુખ વિનાનો માતાથી સુખી જાણવો કુંભનો હોય તો ભાઈભાંડુથી દુઃખી અને રાજભયવાળો જાણવો.

૧૧ ચન્દ્ર અગીયારમા ભાવે બેઠા હોય અને કર્કનો હોય તો સાસરાથી વારસો મેળવનારો કર્ક રાશીમાં હોય તો બુદ્ધિશાળી, અનેક રીતે લાભ મેળવનારો, વસ્ત્ર આભુષણ મેળવનાર, સંતાનના સુખવાળો, સજ્જન જાણવો જો વૃશ્ચિકનો હોય તો પોતાનો પૈસો પરસ્ત્રી ગમનમાં ખરચનારો પુત્રીની પ્રજાવાળો જશ વિનાનો જાણવો વરખ રાશીનો હોય તો ગુણવાન અને ધનવાન જાણવો કન્યાનો હોય તો અનેક તરફથી લાભ મેળવનારો જાણવો; મિથુનનો હોય તો આવક કરતાં ખર્ચ વિશેષ રાખનારો જાણવો સિંહનો હોય તો મધ્યમ લાભ મેળવનારો. ધનનો હોય તો ઓસાળ પક્ષ તરફથી સારૂં સુખ પામે, મીનનો હોય તો કન્યાની પ્રજાવાળો, અને ખાસ મિત્રવાળો હોય મકર અગર કુંભનો હોય તો અપજશ પામનારો જાણવો.

૧૨ ચન્દ્ર બારમા ભાવે બેઠો હોય અને કર્કનો હોય તો શુભ માર્ગે ધન ખર્ચનારો, વરખનો હોય તો મોજ શોખમાં પૈસા ઉડાઉનારો, આવક કરતા ખર્ચ વિશેષ કરનારો જાણવો જો વૃશ્ચિકનો હોય તો અલ્પ આયુષી, અભક્ષ ખાનારો, નઠારે માર્ગે પૈસા ખર્ચનારો, હમેનો રોગી જાણવો. જો મેષનો હોય તો ભાઇ ભાંડુ વગરનો, અદેખો, મિત્રો સાથે લડનારો, આંખનો રોગી જાણવો, તુલાનો હોય તો ભાગ્યહિન, ક્રોધી, વ્યસની અને ધર્મની શ્રદ્ધા રહિત જાણવો, મિથુનનો હોય તો શરીરે દુઃખી, હમેશાં માંદો રહે છે. કન્યાનો હોય તો પિતાથી દુખી, વેપાર વિનાનો, નોકરી કરનારો જાણવો. સિંહનો હોય તો જાતિ ભ્રષ્ટ, પાપ બુદ્ધિવાળો જાણવો. મીનનો હોય તો તેની મા સદા રોગી રહે અને પોતે પણ માતાને દુઃખ દેનારો ધનનો હોય તો સ્ત્રી સુખ વિનાનો હોય છે. મકરનો હોય તો રોગ, શત્રુથી ઘેરાયલો હોય છે કુંભનો હોય તો બુદ્ધિ વિનાનો, મૂર્ખ હોય છે.

---

## મંગળના બારે ભાવનું ફળ.

૧ મંગળ પહેલે ભાવે બેઠો હોય અને જો મેષનો અગર, વૃશ્ચિકનો હોય તો શરીરે મજબુત, કદાવર, નિરોગી, દીર્ઘઆયુષી, કીર્તિવાળો હોય છે જો કર્કનો હોય તો શરીરે ગરમીની પીડાવાળો, ક્રોધી, છાતી નિર્બળ, પાચનશક્તિ ઓછી, ચોરી કરનારો હોય છે. શુક્રની રાશીમાં બેઠો હોય તો બાહોશ, મજબુત હોવા છતા પણ છાતીના દર્દવાળો હોય છે બુધની રાશીમાં હોય તો મૂર્ખ અને અક્કલ વિનાનો હોય છે સૂર્યની રાશીમાં હોય તો ભાગ્યશાળી, સ્વભાવે હસમુખો અને ધુર્ત હોય છે. ગુરૂના ઘરમાં હોય તો વિદ્વાન અને પૈસાવાળો મકરનો હોય તો ભાગ્યશાળી, નિરોગી, સત્તાથી લાભ મેળવનારો હોય છે જો કુંભનો હોય તો અલ્પ આયુષી, વાતપીતનો રોગી, કદ્રુપો, સંતાનની પીડાવાળો હોય છે.

૨ મંગળ બીજે ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો

હોય તો ધન ધાન્યથી સુખી, મ્હોટા કુટુંબવાળો ભાગ્યશાળી હોય છે શુક્રના ઘરનો એટલે વૃષભ અગર તુલાનો હોય તો વસ્ત્ર, આભુષણ અને પૈસેથી સુખી શુભ કામમાં પૈસા ખર્ચનારો હોય છે પણ કોઇ વખત ભક્ષાભક્ષનો કરવાવાળો તેમજ કુટુંબ કલેશ કરનારો થાય છે જો બુધના ઘરનો હોય તો અઘોળ, નેત્રનો રોગી પૈસા અને કુટુંબથી દુઃખી જાણવો. ચન્દ્રના ઘરનો હોય તો અઘોળ, નેત્રનો રોગી, ધન અને કુટુંબ વગરનો, પાપ કર્મ કરનારો પણ જો ચન્દ્રમા બળવાન હોય તો લક્ષાધિપતિ, બુદ્ધિમાન, મ્હોટા કુટુંબવાળો જાણવો. જો સૂર્યની રાશીમાં બેઠો હોય તો ગુપ્ત ઇન્દ્રિયોમાં રોગવાળો, ક્રોધી, તૃષ્ણા વાળો પૈસાનો લોભી જાણવો. ગુરૂના ઘરનો હોય તો રાજ તરફથી ધન મેળવનારો, તપસ્વી અને મુસાફરી કરનારો હોય. શનિના ઘરનો હોય તો ધન અને કુટુંબ વિશેષથી દુઃખી જાણવો.

૩ મંગળ ત્રીજે ભાવે બેઠો હોય અને તે મેષ અગર વૃશ્ચિકનો હોય તો ઘણો પરાક્રમી ઉદ્યમી ભાઈ બહેનોથી સુખી ઘણા મિત્રવાળો હોય છે ચન્દ્રના ઘરમાં બેઠો હોય તો ભાઈઓ તથા કુટુંબીઓ ઘણા હોય પણ તેની સાથે બનાવ રહે નહિ. વૃષભ અગર તુલાનો હોય તો કુટુંબ વગરનો પોતાનાજ પરાક્રમથી ટકી રહેનારો જાણવો. કન્યાનો અગર મિથુનનો હોય તો ધર્મની આસ્થારહિત, કુટુંબ સાથે કલેશ કરનારો જાણવો. સૂર્યની રાશીમાં બેઠો હોય તો ભાઈ બાંધુથી દુઃખી જાણવો ધન અગર મીનનો હોય તો ખાસ કૃત્ય કરનાર અને શ્રીમંત જાણવો. શનિની રાશીમાં બેઠો હોય તો કુટુંબ સુખ વગરનો મિત્રનો દ્વેષ કરનારો, ધર્મ રહિત અને પાપકર્મ કરનારો હોય છે

૪ મંગળ ચોથા ભાવે બેઠો હોય તો ત્રીશ વરસ પછી ભાગ્યનો ઉદય થાય. જો પોતાની રાશીનો હોય તો માતાના સુખ વાળો, ઘર, ખેતર વાડી, અને વાહનના સુખવાળો જાણવો. ચન્દ્રની રાશીમાં બેઠો હોય તો નાની ઉમરમાં માતાના સુખ વગરનો

નોકરી કરી આજીવિકા ચલાવનારો, બુધની રાશીમાં બેઠો હોય તો માતાપિતાના સુખ વગરનો, પારકે ઘેર રહેનારો, કજીઓ કંકાસ કરનારો, હિણભાગી જાણવો શુક્રની રાશીમા બેઠો હોય તો માતા પિતાને દુઃખ દેનારો, અકસ્માતથી મરે છે સૂર્યની રાશીમાં બેઠો હોય તો ઘર વગરનો, મિત્ર સાથે દ્વેષ કરનારો, અદેખો હોય છે. ગુરૂના ઘરમાં બેઠો હોય તો વાહન અને ધન, ધાન્યના સુખવાળો જાણગે શનીના ઘરમાં બેઠો હોય અને તે મકરનો હોય તો સારો પણ કુભનો હોય તો સ્થાનભ્રષ્ટ, મિત્રો તથા કુટુબીજનોથી તજાયલો, પિતાના થોડા સુખવાળો, કજીયાખોર, પરદેશમાં ભટક-નારો અને સુખ વગરનો જાણવો.

૫ મંગળ પાંચમે ભાવે બેઠો હોય તો કપટી, વિશ્વાસઘાત કરનારો, પાપી હોય છે. પણ જો પોતાની રાશીનો હોયતો વિદ્વાન, સંતાનથી સુખી, અનેક રીતે પૈસા મેળવનારો, તામસી સ્વભાવનો જાણવો. ચન્દ્રની રાશીમાં બેઠો હોય તો ધન અને સંતાનથી દુખી, મંદ બુદ્ધિવાળો જાણવો. શુક્રની રાશીમાં બેઠો હોય તો તામસ પ્રકૃતીનો, પાપ બુદ્ધિવાળો જાણવો. બુધની રાશીમાં બેઠો હોય તો વ્યભિચારી, અપમાન પામનારો, વ્યસની હોય છે. શનીની રાશીમાં બેઠો હોય અને મકરનો હોય તો પરાક્રમી, પુત્રના સુખવાળો, બુદ્ધિમાન હોય છે પણ જો કુંભનો હોય તો મદ બુદ્ધિ અને થોડુ બોલનારો, કપટી જાણવો ગુરૂની રાશીમાં બેઠો હોય તો વિદ્વાન, રાજદ્વારી કામમાં નિપૂણ, નીતિવાળો, સતાનથી દુઃખી જાણવો સૂર્યની રાશીમાં બેઠો હોય તો તેને એકજ પુત્ર હોય પણ તે પરાક્રમી હોય.

૬ મંગળ છઠ્ઠે ભાવે બેઠો હોય તો શત્રુઓ સામે યુદ્ધમાં જય મેળવનારો, ખચોળ હોય છે જો પોતાની રાશીનો હોય તો મોસાળ પક્ષના પૈસા મેળવનાર, રોગ અને શત્રુ વિનાનો હોય છે. ચન્દ્રની રાશીમા બેઠો હોય તો રોગ અને શત્રુથી ઘેરાયલો, મોસાળના સારા સુખવાળો હોય છે સૂર્યના ઘરમાં હોય તો

માહેશ, કીર્તિવાન, અને અઘોર કામ કરનારો સંતાનથી દુઃખી જાણવો. શુક્રના ઘરમાં બેઠો હોય તો શત્રુ જીત, સંતાન, અને ધનવડે સુખી જાણવો. બુધના ઘરમાં બેઠો હોય તો કોઢના રોગવાળો, ગુરૂની રાશીમાં બેઠો હોય તો તેને કોઢના રોગવાળી સ્ત્રી મળે, અને મોસાળના સુખ વગરનો જાણવો. શનીની રાશીમાં બેઠો હોય અને તે મકરનો હોય તો મોસાળ પક્ષથી સુખી અને કુંભનો હોય તો મોસાળનો નાશ કરનારો, ઘણા શત્રુઓવાળો, રોગીષ્ટ હોય છે.

૭ મંગળ સાતમા ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો એટલે મેષનો હોય તો સ્ત્રી સુખી ધનવાન, અને છાતીના દરદવાળો હોય છે. વૃશ્ચીકનો હોય તો સ્ત્રી સુખી અને ખરચાળ હોય છે અને જો કર્કનો હોય તો, એક કરતાં વધારે સ્ત્રીવાળો, સ્ત્રી તરફથી દુઃખી સુખ અને લાભ ઓછા મેળવનારો, જો બુધના ઘરનો હોય તો બે સ્ત્રીઓ થાય છતાં પણ છેવટે વૃદ્ધાવસ્થામાં સ્ત્રી તરફનું દુઃખ ભોગવવું પડે. શુક્રની રાશીમાં બેઠો હોય તો પરદેશમાં રહેનારો, મોસાળના આશ્રયમાં રહેનારો હોય છે. જો સૂર્યની રાશીમાં બેઠો હોય તો નિર્લજ્જ જુઠું બોલનાર અને વ્યભીચારી હોય છે; અને જો મીન રાશીનો હોય તો નીચ, મિથ્યા વીર્ય સ્ખલીત કરનાર, અતિ કામી રોગીષ્ટ હોય છે. જો ધન રાશીમાં હોય તો દુષ્ટ વિશ્વાસઘાતી, મદીરાપાન કરનારો, અને નિર્લજ્જ હોય છે. જો મકરનો હોય તો સ્ત્રી અને વેપાર વણજથી સુખી પરદેશથી લાભ મેળવનારો, વેપાર કરનારો હોય છે અને જો કુંભનો હોય તો મિથ્યાભિમાની અભક્ષ વસ્તુ ખાનારો જાણવો.

૮ મંગળ આઠમા ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો કે ઉચ્ચનો હોય તો દીર્ઘાયુષી પૈસાની તંગીવાળો હોય છે. નીચનો હોય તો રોગીષ્ટ અને અલ્પાયુષી જાણવો; શુક્રની રાશીમાં બેઠો હોય તો ભાગ્યહીન, સ્ત્રી તરફની ચિંતાવાળો,

નેત્રનો રોગી, હરસની પીડાવાળો, અલ્પાયુષી જાણવો. બુધની રાશીમાં બેઠો હોય અને તે મીથુનનો હોય તો ગુપ્ત રોગવાળો, પૈસા તરફની ચિંતાવાળો, મોસાળથી દુખી હોય છે; કન્યાનો હોય તો પિતા અને ભાઇ ભાડુથી દુઃખી, પરાક્રમ વિનાનો જાણવો. ગુરૂની રાશીમાં બેઠો હોય તો શરીર સુકુ, દુર્બળ અને નિસ્તેજ હોય છે. શનીના ઘરમા એટલે કુંભનો હોય તો આયુષ્ય થોડું અને હંમેશાં રોગથી ઘેરાયલો હોય છે.

૯ મંગળ નવમા ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો એટલે મેષનો હોય તો વાહનના સુખવાળો, નોકર–ચાકરથી સુખી, ભાગ્યશાળી, સ્વધર્મ પર આસ્થાવાળો હોય છે. અને જો વૃશ્ચીકનો હોય તો ધનવાન, ભાગ્યશાળી, ધર્મિષ્ટ, શુભ માર્ગે પૈસાનો વ્યય કરનારો, નોકર છતા પણ પોતાનું કામ પોતાને હાથે કરી લેનારો જાણવો, શુક્રના ઘરનો હોય તો પરાક્રમી, પિતાનું ધન મેળવનારો અને નાસ્તિક હોય છે. બુધની રાશીમાં બેઠો હોય તો ધર્મનો ખોટો ડોળ કરનારો હોય છે. સૂર્યની રાશીમાં બેઠો હોય તો ભાગ્યશાળી, ભાંડુ સાથે વિરોધ કરનારો હોય છે, મીનનો હોય તો તીર્થ યાત્રા કરનારો હોય છે. ધનનો હોય તો નોકરી કરનારો, સ્થાન સુખ વિનાનો, હોય છે. મકરનો હોય તો ધનવાન, બુદ્ધિવાન, પુત્રવાન, ધર્મિષ્ટ, આયુષ્યવાન, પુન્યશાળી, સત પુરૂષની સેવા કરનારો, શુભ માર્ગે પૈસાનો વ્યય કરનારો હોય છે; અને કુંભનો હોય તો ધર્મ રહીત નાસ્તિક જાણવો.

૧૦ મગળ દશમા ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો હોય તો રાજદ્વારેથી લક્ષ્મી લાભ મેળવનારો, પિતા તરફથી સારો લાભ મેળવનારો, રાજદ્વારી બાબતોમા કુશળ, વેપારથી લાભ મેળવનારો હોય છે, અને જો નીચનો હોય તો અપજશ પામનારો, વેપારથી હાની કરનારો, પિતાના થોડા સુખવાળો, અને કોઇ વખત રાજથી ભય પામનારો હોય, શુક્રની રાશીમાં બેઠો હોય તો પરાક્રમી, બાપ તરફથી પ્રીતિ મેળવ-

નાથ જાણવો. બુધની રાશીમાં બેઠો હોય તો બાપને પીડા આપનારો, નોકરી કરી આજીવીકા ચલાવનારો હોય છે. સૂર્યની રાશીમાં બેઠો હોય તો શીલવાન ભાગ્યશાળી અને વેપારમાં ફતેહબાજ હોય છે. ગુરૂની રાશીમાં એટલે ધનનો હોય તો ભાગ્યશાળી, શ્રીમંત, છતાં પણ લુચ્ચાઈ કરવામાં પ્રવીણ હોય છે. મીન રાશીનો હોય તો વેપારમાં લાભ મેળવનારો, સંતાનથી પિડીત હોય છે. શનીની રાશીમાં એટલે મકરનો હોય તો લાંબા આયુષ્યવાળો, શરીરે તંદુરસ્ત નોકરી કરી આજીવિકા ચલાવનારો હોય છે. કુંભનો હોય તો શરીરે રોગિષ્ટ છાતીના દર્દવાળો, માયા કપટ કરનારો હોય છે.

૧૧ મંગળ અગિઆરમા ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો એટલે મેષનો હોય તો તેને મોસાળ તરફથી સારી સેવા કરેલી હોય અને કોઈ વખતે મોટો લાભ થાય. વૃશ્ચિકનો હોય તો વાહનના સુખવાળો ધન અને પુત્રની ચિંતાવાળો રોગ અને શત્રુથી રહિત હોય છે. જો ચંદ્રમાના ઘરનો હોય તો લાભ લેતા જતાં નુકશાન ભોગવનારો સંતાન સુખ વગરનો, ભાઈ ભાંડુ સાથે વિરોધ કરનારો અલ્પાયુષી હોય છે. સૂર્યની રાશીમાં બેઠો હોય તો, સ્ત્રી અને ધનના સુખવાળો, વેપારથી લાભ મેળવનારો, અને લંપટ હોય છે. જો શુક્રની રાશીમાં, એટલે વરખનો હોય તો પુત્રના સુખવાળો રોગ અને શત્રુ રહીત વેપારમાં લાભ મેળવનારો અને સુખી હોય છે. તુલાનો હોય તો ધન, સ્ત્રી, પુત્રવાળો અને શુભ માર્ગે ખર્ચ કરનારો હોય છે. જો બુધની રાશીમાં, એટલે કન્યાનો હોય તો, રોગ શત્રુ વિનાનો શરીરે તંદુરસ્ત વેપારમાં કુશળ હોય છે. જો મિથુનનો હોય તો ભાગ્યશાળી વાહનથી સુખી માતાનો પ્રેમ મેળવનારો શત્રુને જીતનારો, વળી વખત પૈસાની ભીડ ભોગવનારો હોય છે. ગુરૂની રાશીમાં એટલે ધનનો હોય તો રોગ શત્રુથી પીડાએલો પણ વેપારના કામમાં કુશળ, પરાક્રમી, અને લાભ મેળવનારો હોય

છે. અને જો મીનનો હોય તો સંતાનથી દુઃખી, અને આવક કરતાં વધારે ખર્ચ કરનારો હોય છે જો મકરનો હોય તો ધનવાન, ભાગ્યવાન, સટ્ટામાં તથા સોરટીમાં લાભ લેનારો, સંતાન થી દુઃખી હોય છે કુંભનો હોય તો આવક કરતાં ખરચ વધારે રાખનારો હોય છે

૧૨ મંગળ બારમા ભાવે બેઠા હોય અને પોતાની રાશીનો એટલે મેષનો હોય તો બે સ્ત્રીવાળો, મંદ પરાક્રમી, શુભ માર્ગે ધનનો વ્યય કરનારો હોય છે. વરખનો હોય તો તેની પાસે ધન આવે અને જાય. સ્થિર રહે નહિ મિથુનનો હોય તો મંદ બુદ્ધિવાળો, નોકરી કરનારો, ભાઈઓને પીડા આપનારો હોય છે. કર્કનો હોય તો ભાગ્યહીણુ, સ્થાન સુખ વિનાનો મોસાળના આશ્રયમા રહેનારો હોય છે. સિંહનો હોય તો અલ્પાયુષી જાણવો. કન્યાનો હોય તો એક કરતા વધારે સ્ત્રીવાળો, અને સ્ત્રીના કાર્યમાં પૈસાથી પાયમાલ થનારો, નિર્ધન હોય છે. તુલાનો હોય તો શરીરે દુર્બળ કંઈક પરાક્રમી, શત્રુને જીતનારો, સ્ત્રી વિનાનો હોય છે વૃશ્ચિકનો હોય તો બુદ્ધિવાન, શુભ માર્ગે ધનનો વ્યય કરનારો હોય છે. ધનનો હોય તો નોકરી કરી આજીવિકા ચલાવનારો, નીચ સ્ત્રી સાથે સંબંધ રાખનારો, લાભ અને સુખ વિનાનો હોય છે. મકરનો હોય તો ધર્મના કાર્યમાં પૈસા વાપરનારો, બાપની પુંજી ખરચી નાખનારો હોય છે. કુંભનો હોય તો ધન વિનાનો, દરિદ્રી, ભીખ માગી આજીવીકા ચલાવનારો હોય છે મીનનો હોય તો અલ્પાયુષી અને રોગિષ્ટ જાણવો.

## બુધના બારે ભાવનું ફળ

૧ બુધ પહેલે ભાવે પોતાની રાશીનો હોય તો શરીરે તંદુરસ્ત, ખુબસુરત, શાંત સ્વભાવનો, દીર્ઘાયુષી, વિદ્વાન અને ભાગ્યશાળી જાણવો. જો મિથુનનો હોય તો તેની શીકલ પોતાની માતાના જેવી હોય છે અને જો કન્યાનો હોય

તો તેની પિતાના જેવી શીકલ હોય છે, બુધ અને શુક્રની રાશીનો હોય તો શરીરે દુઃખી ધર્મ રહિત, અને કમઅક્કલવાળો જાણવો. મંગળની રાશીમાં બેઠા હોય તો જ્યોતિષ વિદ્યાનો જાણ જંત્રમંત્રની વિદ્યામાં પ્રીતિવાળો મીઠું બોલનારો, સુખ સુરત, જ્ઞાની અને શાસ્ત્રનો જાણકાર હોય છે ગુરૂની રાશીમાં બેઠા હોય તો આત્મશાળી સ્વધર્મમાં પ્રીતિવાળો, શુભ માર્ગે ધનનો વ્યય કરનાર, દયાવાન અને જ્ઞાની હોય છે ચંદ્રની રાશીમાં બેઠા હોય તો થોડું રોગવાળો, પરદેશમાં લાભ મેળવનારો અસ્થીર પ્રકૃતિનો અને તીર્થ યાત્રાનો કરનાર હોય છે સૂર્યની રાશીમાં બેઠા હોય તો સુવર્ણના જેવી કાન્તિવાળો મોટા કુટુંબવાળો, ધન ધાન્યથી સુખી જાણવો શનીની રાશીમાં બેઠા હોય તો માયા કપટ કરનારો, શરીરે ખોડવાળો અને અદેખો હોય છે

૨ બુધ બીજે સ્થાને બેઠા હોય અને મીથુનનો હોય તો વિદ્વાન, ધનવાન બહોળા કુટુંબવાળો, કુટુંબ સાથે લેણાદેણીવાળો, શાસ્ત્રના ભેદને જાણનારો પુત્રથી સુખી હોય છે જો કન્યાનો હોય તો ધન ધાન્યથી સુખી, વેપારમાં મોટો લાભ મેળવનારો, બાહોશ હોય છે શુક્રની રાશીમાં બેઠા હોય તો કુટુંબ અને પૈસાનું દુઃખ ભોગવનારો હોય છે મંગળની રાશીમાં બેઠા હોયતો પૈસાનો સંગ્રહ કરનારો અને પૈસેથી સુખી હોય છે ગુરૂની રાશીમાં બેઠા હોય તો દરેક શાસ્ત્રનો જાણકાર અને સુખી હોય છે ચંદ્રની રાશીમાં બેઠા હોય તો સ્વભાવે જ્ઞાની, કોઈ વખત પૈસાની મુશીબત ભોગવનારો અને પારકે પૈસે મોજ કરનારો હોય છે જો સૂર્યની રાશીમાં બેઠા હોય તો દીર્ઘાયુષી મોજીલો, કમાય તેટલું ખરચનારો ઉદાર હોય છે શનીની રાશીમાં બેઠા હોય તો પૈસાના સામાન્ય સુખવાળો હોય છે

૩ બુધ ત્રીજે સ્થાને બેઠા હોય અને પોતાની રાશીનો કે મિત્રનો હોય તો ભાઈભાંડુના સુખવાળો સારી લેણાદેણીવાળો,

સારા કામ કરનારો, મોસાળ પક્ષથી સારી લેણાદેણીવાળો જાણવો. ગુરૂની રાશીમાં બેઠો હોય તો મંદપરાક્રમી, ભાગ્યહીણ, મોસાળથી દુ:ખી જાણવો મંગળની રાશીમાં બેઠો હોય તો ભાઈ બેનના સરખા સુખવાળો, શરીરે નીરોગી, અને બુદ્ધિશાળી હોય છે શુક્રની રાશીમાં બેઠો હોય તો ધનવાન, ધર્મીષ્ઠ અને સુખી હોય છે ચદ્રની રાશીમાં બેઠો હોય તો પૈસે અને સંતાનથી દુ:ખી હોય છે સુર્યની રાશીમા બેઠો હોય તો ભાઇ અને બેનોથી અણુબનાવ રાખનારો, શાત પ્રકૃત્તિનો હોય છે. શનીની રાશીમાં બેઠો હોય તો બીકણ, ભાઇથી થોડી લેણાદેણીવાળો, મધ્યમ આયુષી હોય છે.

૪ બુધ ચોથે ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો કે ઉંચનો હોય તો ઘર, જમીન, પશુ અને વાહનથી સુખી હોય છે. તેમજ માતાના સંપૂર્ણ સુખવાળો હોય છે. જો ગુરૂની રાશીમાં એટલે ધન રાશીનો હોય તો પિતાના સુખવાળો, શરીરે તંદુરસ્ત, સામાન્ય વેપાર કરનારો હોય છે જો મીન રાશીનો હોય તો માતાના દુ:ખવાળો, સ્થાન સુખ વગરનો, મિત્ર સાથે થોડી લહેણાદેણીવાળો હોય છે. જો મંગળની રાશીમા બેઠો હોય તો ધનના સામાન્ય સુખવાળો જાણવો શુક્રની રાશીમા હોય તો માતાપિતાના સામાન્ય સુખવાળો, બુદ્ધિશાળી હોય છે. જો ચંદ્રની રાશીમાં બેઠો હોય તો માતાથી વિરોધ કરનારો, મોસાળથી દુ.ખી, ઘર અને જમીન વિનાનો, પરદેશમાં ભટકનારો હોય છે. જો શનિના ઘરમાં બેઠો હોય તો વાહનના અલ્પ સુખવાળો, પોતાના ઘરને વેચી નાખનારો ખરચાળ હોય છે.

૫ બુધ પાચમા ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો કે ઉંચનો હોય તો બુદ્ધિશાળી, ધનવાન, સંતાનના સપૂર્ણ સુખવાળો હોય છે જો ગુરૂની રાશીનો એટલે ધનનો હોય તો કગાળ સ્થિતિનો, મૂર્ખ, સંતાન વગરનો હોય છે. જો મીનનો હોય તો શરીરે રોગિષ્ટ, થોડા આયુષ્યવાળો, અભણ, અને સતાન વગરનો હોય છે. જો મગળના ઘરમાં હોય

તો વિદ્વાન, અભિમાની પુત્રની પીડાવાળો જાણવો. જો શુક્રની રાશીમાં હોય તો પુત્રના સુખવાળો, અને જ્ઞાની હોય છે જો ચંદ્રની રાશીમાં હોય તો દત્તક પુત્ર રાખે. રવિની રાશીમાં બેઠો હોય તો સંતાન વિનાનો, જન્ત્ર મન્ત્રનો શોખિન, પાપ બુદ્ધિથી બીજાને છેતરનારો, ક્રોધી હોય છે જો શનિની રાશીમાં બેઠો હોય તો થોડી પ્રજાવાળો, રાજદ્વારી બાબતનો અનુભવી હોય છે

૬ બુધ છઠ્ઠા ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો કે ઉચ્ચનો હોય તો મોસાળથી સુખી રોગ શત્રુ વિનાનો હોય છે શુક્રની રાશીનો એટલે ધનનો હોય તો શત્રુની બીકવાળો, ભાઇઓ સાથે વિરોધ કરનારો કુમાર્ગે ખર્ચ કરનારો હોય છે જો મીનનો હોય તો શત્રુથી ઘેરાએલો, દાંભિક આળસુ અને ઉદાર હોય છે મંગળની રાશીમાં બેઠો હોય તો શત્રુ જીત થોડું બોલે પણ વાચાળ હોય છે ગુરૂની રાશિમાં બેઠો હોય તો હલકાં કામ કરી આજીવીકા ચલાવનારો હોય છે. ચંદ્રની રાશીમાં બેઠો હોય તો અલ્પ દ્રવ્ય, અને શરીરના રોગવાળો, અને થોડું જીવનારો હોય છે સૂર્યની રાશિમાં હોય તો મોસાળ સુખ વગરનો, શત્રુની સામે થનારો, સામાન્ય સુખવાળો હોય છે શનીની રાશીમાં બેઠો હોય તો રોગ અને શત્રુથી ઘેરાએલો હોય છે

૭ બુધ સાતમા ભાવે બેઠો હોય અને મીથુનનો હોય તો સુંદર સ્ત્રીવાળો પિતાના વિશેષ સુખવાળો રત્ન કે રૂપી ચીજોનો વેપાર કરવાવાળો હોય છે જો કન્યાનો હોય તો માતાના વિશેષ સુખવાળો, સુંદર મકાનવાળો, વાહનના સુખવાળો હોય છે શુક્રની રાશીમાં બેઠો હોય તો સ્ત્રીથી દુઃખી હોય છે મંગળની રાશીમાં બેઠો હોય તો ધન ધાન્યથી સુખી, ધર્મીષ્ટ, વેપારમાં કુશળ અને શુભ માર્ગે ધનનો વ્યય કરનારો હોય છે ગુરૂની રાશીમાં બેઠો હોય તો કીર્તિવંત અને ઉદાર હોય છે ચંદ્રની રાશીમાં બેઠો હોય તો સ્ત્રીનો દ્વેષ કરનારો, મોસાળથી દુઃખી અને આત્મનો નિર્બળ હોય છે, રવીની રાશીમાં બેઠો હોય તો કુપાત્ર સ્ત્રીવાળો

હોય છે પણ રાજકાજમા કુશળ અને આયુષ્યનો ટુકો હોય છે. શનીની રાશીમાં બેઠા હોય તો તેની સ્ત્રી શ્યામવર્ણિ હોય છે.

૮ બુધ આઠમા ભાવે બેઠા હોય અને પોતાની રાશીનો કે ઊંચનો હોય તો લાંબા આયુષ્યવાળો અને નીરોગી હોય છે. જો ગુરૂની રાશીનો એટલે મીનનો હોય તો અલ્પ આયુષી, અને રોગીષ્ટ હોય છે. જો ધન રાશીનો હોય તો મંદ બુદ્ધિનો, પૈસાની તગાશવાળો હોય છે. મંગળની રાશીમાં બેઠા હોય અને જો મેષનો હોય તો—હમેશાં માંદો રહેનારો અને નોકરી કરી આજી-વીકા ચલાવનારો હોય છે. જો વૃશ્ચિકનો હોય તો ભાઈ–ભાંડુ સાથે ઓછી લેણા દેણીવાળો, અને મોસાળથી પણ દુ:ખ પામનારો અને આયુષ્યનો બળવાન હોય છે. શુક્રની રાશીમાં બેઠા હોય અને તુળાનો હોય તો સ્ત્રી તરફની પીડાવાળો, ધનના અલ્પ સુખવાળો હોય છે. જો વરખનો હોય તો ભાગ્યહીણ, ઊડાઊ અને તંદુરસ્ત હોય છે. ચંદ્રની રાશીમા બેઠા હોય તો અલ્પ આયુષ્યી હમેશાં શરદીના રોગથી પીડા પામનારો, પીતાના સુખથી રહીત હોય છે. સૂર્યની રાશીમાં બેઠા હોય તો કમનશીબ જાણુવો શનીની રાશીમાં બેઠા હોય તો પરદેશમાં ભટકનારો અને ધનના થોડા સુખવાળો હોય છે.

૯ બુધ નવમાં ભાવે બેઠા હોય અને પોતાની રાશીનો કે ઊચનો હોય તો પુન્યશાળી, પોતાના ધર્મ ઉપર પુરી આસ્તા વાળો, ભાગ્યશાલી હોય છે. ગુરૂની રાશીમાં બેઠા હોય તો ધર્મથી રહિત હોય છે. મંગળની રાશીમા બેઠા હોય તો ધન, સ્ત્રી, પુત્ર આદિથી સુખી, અને શાસ્ત્રનો જાણકાર તેમજ ગાયનકળાનો પણ શોખીન હોય છે શુક્રના ઘરમા બેઠા હોય તો રંગ બેરંગી ચીજોનો વેપાર કરનાર, વિદ્વાન, તંદુરસ્ત અને લાબા આયુષ્ય-વાળો હોય છે. સુર્યની રાશીમા બેઠા હોય તો પીતાથી અધીક સુખવાળો, પ્રતાપી, ધર્મ પર અશ્રદ્ધાવાળો અને વેપારમાં મોટો લાભ મેળવનારો હોય છે જો શનીની રાશીમાં બેઠા હોય તો

નાસ્તીક અને બુદ્ધિનો કુંઠો હોય છે ચંદ્રની રાશીમાં બેઠો હોય તો ધનનું સામાન્ય સુખ ભોગવનારો જાણવો.

૧૦ બુધ દશમાં આવે બેઠો હોય અને પોતાની રાશીનો કે કન્યાનો હોય તો પિતાના તરફથી મોટો લાભ મેળવનારો, પવિત્ર જીવવાળો રાજદ્વારેથી માન પામનારો વેપારમાં કુશળ અને પિતાથી વિશેષ સુખવાળો હોય છે જો ગુરૂના ઘરનો એટલે મીનનો હોય તો પીતાથી વિરોધ કરનારો, વેપારમાં નુકશાન ભોગવનારો અને જ્યાં ત્યાં અપજશ પામનારો હોય છે ધનનો હોય તો સ્ત્રીથી દુઃખી અને માતાપિતાનો વિરોધ કરનારો હોય છે જો મંગળની રાશીનો હોય તો કામ કરનારો, અને રાજસત્તા ભોગવનારો હોય છે જો શુક્રની રાશીમાં બેઠો હોય તો મિત્ર અને માતાથી સારી દેખરેખવાળો, ધન અને સ્થાન સુખવાળો હોય છે ચંદ્રની રાશીમાં બેઠો હોય તો બાપ સાથે જાવ બનાવવાળો હોય છે સુર્યની રાશીમાં હોય તો રાજસત્તાવાળો, રાજથી લાભ મેળવનારો હોય છે શનીના ઘરમાં બેઠો હોય તો-મલેચ્છ જાતિમાં માન મેળવનારો, નીચ ધંધો કરી પૈસા મેળવનારો હોય છે

૧૧ બુધ અગીઆરમાં આવે બેઠો હોય અને પોતાની રાશીનો એટલે મિથુનનો હોય તો ધન અને કુટુંબથી સુખી, અનેક રીતે લાભ મેળવનારો, સુશોભિત વસ્ત્ર આભુષણથી સુખી જાણવો. કન્યાનો હોય તો વેપારમાં મોટો લાભ મેળવનારો કન્યાની પ્રજાવાળો, દીર્ઘાયુષી હોય. જો ગુરૂના ઘરનો એટલે મીનનો હોય તો ધનથી દુઃખી, બુદ્ધિની નીચ વૃત્તિવાળો નીચ ધંધો કરી આજીવીકા ચલાવનારો જાણવો, જો ધનનો હોય તો વેપારમાં અલ્પ લાભ મેળવનારો બીકણ અને આયુષ્યનો કુંઠો હોય છે જો મંગળની રાશીમાં બેઠો હોય એટલે કે જો મેષનો હોય તો શરીરે તદુરસ્ત, માતાથી સુખી અને ભાઈથી અને ચતાનથી સુખી હોય છે જો વૃશ્ચિકનો હોય તો આગ્નસ્થાની, મોસાળના સુખવાળો

અને શત્રુ વગરનો હોય છે જો શુક્રની રાશીમા એટલે વરખનો હોય તો ખરચાળ, ભાઇ બેનોના સુખવાળો અને કન્યાની પ્રજાવાળો હોય છે જો તુલાનો હોય તો સ્ત્રી તરફથી ધનનો લાભ મેળવનારો તેમજ વેપારથી પણ મોટો લાભ મેળવનારો હોય છે. જો ચંદ્રની રાશીમા એટલે કર્કનો હોય તો પિતા પાસેથી થોડો લાભ મેળવનારો, બોલવામાં શુરો, નિર્મળ ચેષ્ટાવાળો હોય છે. જો રવિના ઘરનો હોય તો ભાગ્યશાળી, શુભ માર્ગે ધનનો વ્યય કરનારો, બુદ્ધિનો તિવ્ર હોય છે શનીની રાશીમા બેઠો હોય એટલે મકરમાં બેઠો હોય તો સ્ત્રીથી લાભ મેળવનારો, વાહનથી સુખી હોય છે. જો કુંભનો હોય તો ભાઇ ભાંડુ સાથે સારી લેણાદેણીવાળો, મોસાળના સુખવાળો, શત્રુથી રહિત હોય છે.

૧૨ બુધ બારમા ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો એટલે મિથુનનો હોય તો શુભ માર્ગે ધનનો વ્યય કરનારો, ભાઇ ભાંડુને પોષનારો હોય છે. જો કન્યાનો હોય તો ભાગ્યની ઓછી લીલાવાળો, અને ઉદાર હોય છે. જો ગુરૂના ઘરનો એટલે ધનનો હોય તો કમભાગ્ય, રોગ અને શત્રુથી ઘેરાયેલો હોય છે જો મીનનો હોય તો ભાઇ ભાડુથી દુખી અને શત્રુથી પરાજય પામનારો, હંમેશનો માંદો રહે છે મંગળની રાશીમા એટલે મેષમા હોય તો નિર્ધન અને બુદ્ધિનો ટુંકો હોય છે. જો વૃશ્ચિકનો હોય તો સ્ત્રીના અને પિતાના ઓછા સુખવાળો, વેપારમા લાભ નહી મેળવનારો હોય છે જો શુક્રની રાશીમા બેઠો હોય એટલે વરખનો હોય તો શરીરનો રોગિષ્ટ, માતાના ઓછા સુખવાળો અને શત્રુ રહિત હોય છે તુલાનો હોય તો મોસાળના સુખવાળો, રોગ રહિત, લાભમા વિઘ્ન ભોગવનારો અને બુધની દશા અંતરદશામા સખ્ત માંદગી ભોગવનારો હોય છે જો ચદ્રની એટલે કર્ક રાશીમા બેઠો હોય તો દરિદ્રી, લાભને બદલે નુકસાની ભોગવનારો અને ધડાવગરનું ખર્ચ કરનારો હોય છે જો રવીની રાશીમાં એટલે સિંહમાં બેઠો હોય તો રાજ્ય સેવા કર-

નારો, રાજ્યની નોકરી કરનારો હોય છે ને શનીની રાશીમાં એટલે મકરમાં હોય તો નીચ જાતિ સાથે સબંધ રાખનારો, આળસુ, આયુષ્યનો ટુંકો હોય છે કુંભનો હોય તો સ્થાન સુખ વગરનો સ્ત્રી તરફથી દુઃખી અને બહુ ખર્ચાળ હોય છે

## ગુરૂના બારે ભાવનું ફળ

૧ ગુરૂ પહેલે ભાવે એટલે લગ્નમાં બેઠો હોય અને પોતાની રાશીનો એટલે ધનનો હોય તો વાહનના સુખવાળો અને વિદ્વાન, માતાથી સુખી, તેની મુખમુદ્રા આબેહુબ તેની માતા જેવી હોય છે ને મીનનો હોય તો સાત્વિક બુદ્ધિવાળો, શાસ્ત્રનો જાણકાર, સંતાનથી સુખી, શરીરે નિરોગી, પિતા તરફથી સારો લાભ મેળવનારો અને તેની મુખમુદ્રા આબેહુબ પોતાના પિતા જેવી હોય છે ને કર્કનો હોય તો બહુ લાભશાળી બુધ્ધયુક્ત ભાગ્યનો બળવાન આઠ સંતાનના સુખવાળો મોસાળના વિશેષ સુખવાળો હોય છે ને મંગળની રાશીમાં એટલે મેષનો હોય તો પ્રસિદ્ધ, ચારિત્રવાન જ્ઞાની, ધર્મને માર્ગે ધનનો વ્યય કરનારો અને શરીરે કાંઇક દુઃખી હોય છે ને વૃશ્ચિકનો હોય તો ધનના વિશેષ સુખવાળો જ્ઞાની અને સ્વધર્મમાં સંપૂર્ણ પ્રીતિવાળો હોય છે શુક્રની રાશીમાં એટલે વૃષભમાં બેઠો હોય તો ગંભીર સ્વભાવનો ભાગ્યહીણ અને શાંત પ્રકૃતિનો હોય છે ને તુલાનો હોય તો સ્થૂળ દેહવાળો ગંભીર સ્વભાવનો નમ્ર વાણી બોલનારો હોય છે ને બુધના ઘરમાં બેઠો હોય તો સ્ત્રીથી સુખી વેપાર કરીને ધન મેળવનારો અને ગંભીર સ્વભાવનો હોય છે સૂર્યની રાશીમાં એટલે સિંહનો હોય તો તેજસ્વી પ્રભાવશાળી વિદ્વાન અને જ્યોતિષનો જાણકાર હોય છે શનીની રાશીમાં એટલે મકરનો હોય તો નીચ વૃત્તિવાળો ભાઈભાંડુને દુઃખ દેનારો નીચ રસ્તે પૈસાનો વ્યય કરનારો વિશ્વાસઘાતી સંતાનરહિત અને હમેશનો કજીયાખોર હોય છે ને કુંભનો હોય તો નરમ સ્વભાવનો અને ધનના થોડા સુખવાળો હોય છે

૨ ગુરૂ બીજે ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો એટલે ધનનો હોય તો તિવ્ર બુદ્ધિવાળો, દીર્ઘ આયુષ્યવાળો, ભાગ્યશાળી હોય. છતાં કોઈ કોઇ વખતે જરૂર પડે ત્યારે ધનની ખેંચતાણુ રહે. જો મીનનો હોય તો થોડી મહેનતે ઘણો લાભ મેળવનારો મોસાળથી સંપૂર્ણ સુખી, પણુ સમય આવે ધનની ભીડ ભોગવનારો હોય છે. જો કર્કનો હોય તો પિતાના સંપૂર્ણ સુખવાળો, સ્ત્રીથી લાભ મેળવનાર, અને ધનવાન હોય છે. જો રવીનો એટલે સિંહનો હોય તો નિરોગી, શત્રુરહિત, વ્યાપારમાં કુશળ અને રાજયસત્તા ભોગવનારો હોય છે. જો મંગળના ઘરનો એટલે મેષનો હોય તો શરીરે તંદુરસ્ત, પૈસાવાળો, લાંબા આયુષ્યવાળો અને પિતા તરફથી લાભ મેળવનારો હોય છે. જો વૃશ્ચિકનો હોય તો ભાઇભાંડુથી સુખી, અને મોસાળ પક્ષના મોટા કુટુંબવાળો હોય છે. જો શુક્રના ઘરનો એટલે વરખ રાશીનો હોય તો કુટુંબદ્વેષી, ધૂર્ત અને કંગાળ હોય છે. જો તુલાનો હોય તો નિર્ધન, હંમેશાં પૈસાની તંગાશવાળો, દીર્ઘાયુષી અને લોભી હોય છે જો બુધના ઘરનો હોય તો ચોરીનું ધન સંગ્રહ કરનારો અને બુદ્ધિહીણુ હોય છે. સૂર્યના ઘરમાં બેઠો હોય તો રાજસત્તાથી પૈસો મેળવનારો તેમજ મોસાળ પક્ષથી પણુ લાભ મેળવનારો હોય છે. જો શનિના ઘરનો એટલે મકરનો હોય તો સ્થાનભ્રષ્ટ, મદ્ય પીનારો અને કુટુંબથી કલેશ કરી જાતિભ્રષ્ટ થનારો હોય છે. જો કુંભનો હોય તો ખર્ચાળ, પરાક્રમી, શત્રુ વિનાનો અને આવક કરતાં ખરચ વધારે રાખનારો ઉડાઉ હોય છે.

૩ ગુરૂ ત્રીજા ભાવે બેઠો હોય અને ત્રીજે ભાવે પોતાની રાશીનો એટલે ધનનો હોય તો રોગ શત્રુ વિનાનો, સુપાત્ર સ્ત્રીવાળો, ઘણુા મિત્રોવાળો, વ્યાપારમાં સારો લાભ મેળવનારો અને ભાગ્યશાળી હોય છે. જો મીનનો હોય તો ઘણી ખુબસુરત અને ભણેલી સ્ત્રી-વાળો, શુભ માર્ગે ધનનો વ્યય કરનારો હોય છે. કર્કનો હોય તો લાંબા આયુષ્યવાળો, પુણ્યશાળી, પરાક્રમી ભાઇથી સારી લેણુ-દેણુવાળો અને મહેનત વગર લાભ મેળવનારો હોય છે. જો શનીના ઘરનો એટલે મકરનો હોય તો નિર્ધન, ભાંડુથી દુઃખી

આળસુ, નિરૂદ્યમી, બુદ્ધિનો ટુંકો હોવા છતાં પણ આસ્તિક અને કાંઈક ધર્મના નિયમો પાળવાવાળો હોય છે જો કુંભનો હોય તો શરીરના સામાન્ય સુખવાળો સ્ત્રીથી સુખી અને સ્વધર્મમાં પ્રીતિવાળો હોય છે જો મંગળના ઘરનો એટલે મેષનો હોય તો સ્ત્રી તરફથી લાભ મેળવનારો પુરૂષ કામ કરનારો, એકજ બાંધુના સુખવાળો હોય છે જો વૃશ્ચિકનો હોય તો વાહનના સુખવાળો નોકર ચાકરથી સુખી પતિવ્રતા સ્ત્રીનો પતિ અને ગુરૂની દશા અવસ્થામાં સારો લાભ મેળવનારો હોય છે જો શુક્રના ઘરનો એટલે વૃષભનો હોય તો બાંધુથી દુઃખી, સ્ત્રીથી પણ કોઈ કોઈ વાર હેરાન થનારો હોય છે જો તુલાનો હોય તો ધર્મિષ્ટ અને બુદ્ધિશાળી હોય છે જો સૂર્યના ઘરમાં એટલે સિંહ રાશીનો હોય તો સારી સ્ત્રીવાળો, બોલવામાં હુશીયાર પણ ક્રુર હોય છે જો બુધના ઘરમાં બેઠો હોય તો તીર્થયાત્રા કરનાર, ધર્મિષ્ટ અને બુદ્ધિમાન હોય છે

૪ ગુરૂ ચોથા ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો એટલે ધનનો હોય તો સારી સ્ત્રીવાળો, પિતા અને માતાના સુખવાળો તેમજ ઘણી જમીનવાળો હોય છે જો મીનનો હોય તો શરીર તંદુરસ્ત, મીઠું બોલનારો આયુષ્યનો બળવાન અને ખુબસુરત હોય છે જો કર્કનો હોય તો સદાચારી, ધર્મના કાર્યો કરનાર વાડી, ઘોડા, ગાડી, બંગલાવાળો શુભ માર્ગે ધનનો વ્યય કરનારો, માતાથી સંપૂર્ણ સુખી પણ પિતાના અલ્પ સુખવાળો હોય છે જો શનીના ઘરમાં એટલે મકરનો હોય તો સ્થાન સુખથી રહિત માતાના સુખ વગરનો ભાઈ બાંધુ સાથે કલેશ કરનારો અગર તેનાથી રહિત, રાજ્યથી ઘેરાયેલો નોકરી કરી આજીવિકા ચલાવનારો હોય છે જો કુંભનો હોય તો પૈસાવાળો મહેનતુ અને બુદ્ધિશાળી હોય છે જો મંગળના ઘરનો હોય તો લાંબા આયુષ્યવાળો ધર્મ કામમાં પૈસા ખરચવાવાળો, સ્થાનથી સુખી આપ્ત, સેવક રાખવાવાળો અને બુદ્ધિશાળી હોય છે જો શુક્રના ઘરમાં જો હોય તો મિત્રો તેમજ સ્ત્રી સાથે અણબનાવ રાખનારો તથા પિતાના સુખવાળો

હોય છે જો બુધના ઘરમા બેઠા હોય તો સ્થાન રહિત, નોકરી કરી આજીવિકા ચલાવનારો, કાયાનો તંદુરસ્ત, પિતાના વિશેષ સુખવાળો હોય છે જો સુર્યના ઘરમા બેઠો હોય તો વાહન અને મિત્રોથી સુખી, સરસ રહેઠાણવાળો પણ નાની ઉમરમા માતાના સુખથી રહિત હોય છે.

૫ ગુરૂ પાચમા ભાવે બેઠા હોય અને પોતાની રાશીનો હોય તો ધર્મિષ્ઠ, વિદ્વાન અને પુત્રના સુખ વગરનો હોય છે. જો મીનનો હોય તો પૈસા મેળવવામા તીવ્ર બુદ્ધિવાળો, ભાગ્યશાળી, શાસ્ત્રનો જાણકાર, વ્રત, નિયમ પાળવાવાળો અને સંતાનથી દુઃખી હોય છે જો કર્કનો હોય તો મહાન પ્રતાપી, સાક્ષર, તત્વવેત્તા, આત્મજ્ઞાની અને ચાર પુત્રનો પિતા હોય છે જો શનીના ઘરનો એટલે મકરનો હોય તો મેલી વિદ્યાનો જાણનારો, શંખણી જેવી સ્ત્રીવાળો, પરસ્ત્રી લપટ, જુઠો, લબાડ, વિશ્વાસઘાતી, સ્થાન વગરનો અને રખડેલ હોય છે. જો કુભનો હોય તો ચતુર, ધર્મિષ્ટ અને મુસાફરીનો શોખીન હોય છે જો મગળના ઘરનો એટલે મેષનો હોય તો તદુરસ્ત, દેખાવડો, ગભીર મુખમુદ્રાવાળો, વિદ્વાન, પુત્રથી સુખી અને સ્વધર્મમાં પ્રીતિવાળો હોય છે જો વૃશ્ચિકનો હોય તો તેજસ્વી આખોવાળો, ભવ્ય કપાળવાળો, સ્વધર્મમાં પ્રીતિવાળો પ્રતાપી, વિદ્વાન અને પુત્રથી સુખી હોય છે જો શુક્રના ઘરનો એટલે વરખનો હોય તો થોડુ ભણેલો છતાં હલકટ, ચાડી કરનારો અને કદરૂપો હોય છે જો તુલાનો હોય તો નમ્ર વાણીવાળો, ધર્માંધ અને પુત્રનાં સુખ વિનાનો હોય છે. જો સૂર્યનાં ઘરનો હોય તો દયાળુ, મીઠું બોલનારો, ધર્મિષ્ટ, રાજ્ય અને પોતાના કુટુબની પ્રીતિ મેળવનારો, શુભ માર્ગે ધન ખરચનારો અને ગભીર વદનવાળો હોય છે

૬ ગુરૂ છઠે ભાવે બેઠા હોય અને પોતાની રાશીનો એટલે ધનનો હોય તો મોસાળના સુખવાળો અને અલ્પ ધનવાળો હોય છે મીનનો હોય તો રોગ શત્રુ વગરનો, પિતાના સુખવાળો અને ભાઇ-ભાડુથી સુખી હોય છે જો ઊચનો એટલે ચદ્રમાના ઘરનો હોય

તો મોસાળના આશ્રયમાં રહેનારો અને મોસાળથી મોટોઇ પણ લાભ મેળવનારો. શનીના ઘરમાં બેઠો હોય તો રોગ અને શત્રુથી પિડાએલો નીચ વૃત્તિવાળો અને અલ્પ આયુષ્યવાળો હોય છે મંગળના ઘરમાં બેઠો હોય એટલે મેષનો હોય તો ધનવાન પણ પ્રપંચ કરનારો અને પિતાનું ધન ભોગવનારો હોય છે વૃશ્ચિકનો હોય તો બીજાને ઠગાવી મારનાર, જુઠાબોલો અને વઢકણો હોય છે શુક્રના ઘરનો એટલે વૃષભનો હોય તો શરીરે ગડ ગુમડની પીડાવાળો મલીન મત કરવાનો વાવડી અને દયુસ ગામમાં શુરવીર હોય છે તુલાનો હોય તો શત્રુના લાભવાળો પરાયા ઘરમાં ઘુસી જનારો પરસ્ત્રી ગમન કરનારો, નિર્લજ અને તોફાની હોય છે બુધના ઘરમાં બેઠો હોય અને મિથુનનો હોય તો પાપીષ્ટ, સાહસીક, ભાઇઓનો દ્વેષ કરનારો નિર્ધન અને બગાનાં દરવાળો હોય છે જો કન્યાનો હોય તો ધર્મરહિત ભાગ્યહીન, કપટ ચાડી કરનારો અને નીચ કાર્ય કરી આજીવીકા ચલાવનારો હોય છે જો રવિના ઘરનો એટલે સિંહ રાશીનો હોય તો ક્રુરી સ્વભાવના, પિતાના સુખવાળો મોસાળ નગરનો અગર મોસાળનો નાશ કરનારો હોય છે.

૭ શુક્ર સાતમાં ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો એટલે ધનનો હોય તો સ્ત્રિના સુખવાળો વેપારમાં કુશળ પ્રતાપી અને સુન્દર સ્ત્રીનો પતિ હોય છે જો મીનનો હોય તો સ્ત્રીથી વિશેષ સુખવાળો સ્વધર્મમાં પ્રીતિવાળો વાહનના સુખવાળો સુન્દર મકાનમાં રહેનારો પરદેશથી કીર્તિ અને ધન મેળવનારો હોય છે જો ચંદ્રમાના ઘરનો એટલે કર્કનો હોય તો ઉંચ કુળવાળો સ્ત્રી પુત્રના સંપૂર્ણ સુખવાળો અને શુભમાર્ગે ધનનો વ્યય કરનારો હોય છે શનિના ઘરમાં એટલે મકરનો હોય તો રોગીષ્ટ ભાગ્યહીન ખરાબ સ્વભાવનો સ્ત્રી વર્ગથી હમેશ દુઃખ ભોગવનારો, વેપારમાં ખોટ અને અપજશ મેળવનારો હોય છે જો કુંભનો હોય તો સુન્દર પહેરવેશવાળો વિદ્યા અને વિનયવાળો હોય છે જો મંગળના ઘરમાં એટલે મેષનો હોય તો આત્મિક સુખ ભોગવનારો, ખાનદાન, ધર્મચુસ્ત, રાજકાજનો કુશળ અને કીર્તિવંત હોય છે જો વૃશ્ચિકનો

હોય તો ઘણી રીતે લાભ મેળવનારો, ચાર ભાઇઓના સુખવાળો, આયુષ્યવાન, ધનવાન અને વિદ્યાવાન હોય છે. શુક્રના ઘરમાં બેઠો હોય અને વૃષભનો હોય તો પર સ્ત્રી ગમન કરનારો, ભણેલો, પૈસાવાળો હોય છે. જો તુલાનો હોય તો સ્ત્રીનો દ્વેષ કરનારો, શુરવીર અને સાહસ કામ કરનારો હોય છે. જો બુધના ઘરમાં એટલે મિથુનનો હોય તો ખુબસુરત, ગંભિર ચહેરાવાળો અને સ્ત્રીથી લાભ મેળવનારો હોય છે. કન્યાનો હોય તો પતિવ્રતા સ્ત્રીવાળો, વિદ્વાન, સાહસિક અને રાજનો માનીતો હોય છે. જો સુર્યના ઘરમા એટલે સિંહ રાશીનો હોય તો ભાઈ, ભાડુ અને કુટુંબના સંપૂર્ણ સુખવાળો, પીતૃભક્ત, વેપાર, વણુજ અને પરદેશથી ધન અને કીર્તિ મેળવનારો હોય છે.

૮ ગુરૂ આઠમાં ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો હોય તો લાબા આયુષ્યવાળો, શરીરે નીરોગી અને પૈસાથી સુખી હોય છે. ચંદ્રમાના ઘરનો એટલે કર્કનો હોય તો લાબા આયુષ્યવાળો, ઘર અને વાહનથી સુખી હોય છે, શનીના ઘરમાં એટલે મકરનો હોય તો સ્ત્રી અને પિતાના સુખ વગરનો, આયુષ્યનો ટુંકો પણ પૈસાના સુખવાળો હોય છે. જો કુંભનો હોય તો રોગીષ્ટ, શત્રુથી ઘેરાએલો અને ધર્મનો દ્વેષ કરનારો હોય છે મંગળના ઘરમાં એટલે મેષનો હોય તો આનંદી, સુખી અને લાબા આયુષ્યવાળો હોય છે જો વૃશ્ચિકનો હોય તો ધન, ધાન્યથી સુખી, સ્વતંત્ર વિચારનો પણ અલ્પ આયુષ્યનો હોય છે. જો શુક્રના ઘરમાં એટલે વૃષભનો હોય તો નમ્ર સ્વભાવનો, જ્ઞાની, રોગીષ્ટ ( કોઢના રોગ વાળો ) હોય છે જો તુલાનો હોય તો સારા ભોગ ભોગવનારો, દાનવીર, તથા ભણેલો હોય પણ ખરાબ આચરણ કરનારો હોય છે. જો બુધના ઘરમાં બેઠો હોય તો ધનના સુખવાળો હોય છે. સુર્યના ઘરમાં બેઠો હોય તો ધન અને ભાઇઓથી દુખી, મધ્યમ આયુષ્યવાળો, અને રાજ્યના ભયવાળો હોય છે.

૯ ગુરૂ નવમાં ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો એટલે ધનનો હોય તો ભાગ્યશાળી, સ્વધર્મમા પ્રીતિવાળો, ઉદાર

શીલનો અને ધર્મ કાર્યમાં પૈસા ખરચનારો હોય છે. મીનનો હોય તો દેવ ગુરૂની ભક્તિ કરનારો, તીર્થ યાત્રા કરનારો, મોસાળના સંપૂર્ણ સુખવાળો, સારા મિત્રોવાળો, વિદ્વાન અને શાસ્ત્રના ભેદને જાણનારો હોય છે. જો કર્કનો હોય તો ભાગ્યશાળી ધન અને પુત્રના સંપૂર્ણ સુખવાળો, ધર્મિષ્ટ અને પ્રતાપી, શાસ્ત્રનો જાણકાર અને મર્મના ભેદનો સમજનાર, મંદિર સુખસુધાવાળો, પર્વતની ગુફામાં રહેવાવાળો, દયાળુ અને સત-પુરૂષ જેવો હોય છે. શનીના ઘરમાં બેઠો હોય એટલે મકરનો હોય તો નાસ્તિક કમનસીબ, ભણેલો છતાં ભીખ માગી ખાનારો હોય છે. કુંભનો હોય તો હુન્નર ઉદ્યોગમાં કુશળ, શરીરે તંદુરસ્ત અને ભાઈઓના સુખવાળો અને શાંત પ્રકૃતીનો હોય છે. મંગળના ઘરમાં એટલે મેષનો હોય તો કરકસર ભાગ્ય વકીલાત કરનારો, સુન્દર અક્ષરનો અને પુત્રના સુખવાળો હોય છે. જો વૃશ્ચિકનો હોય તો નમ્ર વાણીવાળો, ભાષણકળામાં કુશળ, ભારીઝવાન, શરીરે નિરોગી અને જ્ઞાનવાન હોય છે. શુક્રના ઘરમાં બેઠો હોય અને જો વૃષભનો હોય તો ધનના અને ઘરના સુખવાળો અને સ્ત્રીથી સુખી હોય છે પણ કોઈ વખત પૈસાની અછત પીડા ભોગવનારો હોય છે. જો તુલાનો હોય તો કુટુંબ અને સ્થાન સુખવાળો અને બુદ્ધિવાન હોય છે. જો બુધના ઘરમા બેઠો હોય તો કીર્તિવાળો, સારાં કામ કરનારો, સજ્જન માણસની સોબત કરનારો, અને માબાપની સેવા કરનારો હોય છે. સુર્યના ઘરનો એટલે સિંહનો હોય તો ઘણુ ઘણા માણસનું પોષણ કરનારો, ધર્મિષ્ટ અને સજ્જન હોય છે.

૧૦ ગુરૂ દશમા ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો એટલે ધનનો હોય તો પિતા અને માતાના સુખવાળો, પૈસાવાળો અને પોતાના પિતાના જેવી આકૃતિવાળો હોય છે. જો મીનનો હોય તો માતા પિતાથી વિશેષ સુખવાળો, વાડી ઘોડા અને વાડી બગલાના સુખવાળો અને પોતાની સ્ત્રીની સંપૂર્ણ પ્રીતિ મેળવનારો હોય છે. જે કર્કનો એટલે ચંદ્રમાના ઘરનો હોય તો ઘણા ભાઈઓના સુખવાળો, પિતાથી લાભ મેળવનારો, રાજસત્તા ભોગવનારો અને કોઈ વાર જમીનમાં દાટેલુ ધન તેને મળી આવે

છે. જો શનીના ઘરમાં એટલે મકર રાશીમાં બેઠો હોય તો, પિતાનાં સુખ વગરનો, રાજયના ભયવાળો, વેપાર ધંધા વગરનો અને પરસ્ત્રી લંપટ હોય છે. જો કુંભનો હોય તો પૈસા અને વાહનના સુખવાળો હોય છે. મંગળના ઘરમાં બેઠો હોય તો એટલે મેષનો હોય તો પૈસાવાળો. સુખી અને તંદુરસ્ત હોય છે. જો વૃશ્ચિકનો હોય તો સ્થાન અને વાહનથી સુખી અને પૈસાવાળો હોય છે. જો શુક્રના ઘરમાં બેઠો હોય એટલે વૃષભનો હોય તો સાહસીક, બુદ્ધિશાળી, પરોપકારી અને ધનવાન હોય છે. જો તુલાનો હોય તો સારી આબરૂવાળો, ધન અને વાહનથી સુખી હોય છે બુધના ઘરમાં બેઠો હોય તો માતાના સંપૂર્ણ સુખવાળો, ઘણી વિદ્યાવાળો અને સારો લેખક અગર કવિ હોય છે. સૂર્યનાં ઘરમાં બેઠો હોય તો ઘણો જ દયાળુ, શાસ્ત્રનો જાણકાર, શારી પ્રસિદ્ધિને પામેલો અને ધનથી સુખી હોય છે

૧૧ ગુરૂ અગીયારમા ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો એટલે ધનનો હોય તો અનેક રીતે લાભ મેળવનારો, બહોળા કુટુંબવાળો, ભણેલો અને વિનયી હોય છે જો મીનનો હોય તો પરાક્રમી, સુન્દર સ્ત્રીવાળો અને વિદ્વાન હોય છે. જો ચંદ્રમાના ઘરનો એટલે કર્કનો હોય તો ખરાબ હૃદયનો, સોદાની મીઠાશવાળો, પારકાના મનની પરીક્ષા કરનારો અને સ્ત્રી, ધન, વાહન વિગેરેથી સુખી હોય છે. જો શનિના ઘરમા બેઠો હોય એટલે મકરનો હોય તો દરીદ્રી, લુચ્ચો અને દુઃખી સ્થીતિનો હોય છે કુંભનો હોય તો ભાગ્યશાળી, પુત્રના સુખવાળો અને વિદ્વાન હોય છે. જો મંગળના ઘરમા બેઠો હોય એટલે મેષનો હોય તો ઘણી સારી આબરૂવાળો, વેપારથી લાભ મેળવનારો અને ધર્મિષ્ટ હોય છે. જો વૃશ્ચિકનો હોય તો ઘણા મિત્રોવાળો અને દરેક કામમા કુશળ હોય છે. સુર્યના ઘરમા બેઠો હોય તો મહાન પરાક્રમી, વિદ્વાન અને મિત્રો સાથે સારી લેણાદેણીવાળો હોય છે જો શુક્રના ઘરનો હોય એટલે વરખનો હોય તો અલ્પ ધનવાળો, લાભ અને નુકસાની બને ભોગવનારો પણ માણસના સ્વભાવની

પરીક્ષા કરવામાં કુશળ હોય છે જો તુલાનો હોય તો પૈસા અને વાહનથી સુખી, આબરૂદાર અને સતસંગ કરવાવાળો હોય છે જો બુધના ઘરમાં બેઠો હોય તો એટલે મિથુનનો હોય તો દયાળુ ધર્મિષ્ઠ સ્ત્રી, પુત્ર અને ધનથી સુખી હોય છે જો કન્યાનો હોય તો રાજ્યનો દીવાન—અમલદાર વહીવટ કરનાર, દેવ ગુરૂ ઉપર શ્રદ્ધા રાખનારો અને શ્રીમંત હોય છે

૧૨ શુક્ર બારમા ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો એટલે ધનનો હોય તો કંજુસ દુઃખી, જુઠું બોલનાર અને ચાડી કરનાર હોય છે મિનનો હોય તો ધન અને વાહનથી સુખી છતાં પણ દુઃખી, છાતી પેટનો અને આંખનો દુઃખી હોય છે જો ચંદ્રમાના ઘરનો એટલે કર્કનો હોય તો સ્વજન ઉપર પ્રીતિવાળો ધર્મને માર્ગે પૈસા ખરચનારો હોય છે જો શનીના ઘરનો એટલે મકરનો હોય તો ધનની તંગાશવાળો અને ઉડાઉ હોય છે કુંભનો હોય તો શરીરે દુઃખી અને રોગ શત્રુથી પીડાએલો પારકા મર્મને બોલનારો, કપટ અને ચાડી કરનારો હોય છે ગુરૂના ઘરમાં બેઠો હોય એટલે તુલાનો હોય તો ધન વગરનો, સંતાન વિનાનો અને અલ્પ બુદ્ધિનો હોય છે વૃષભનો હોય તો લોભિષ્ટ, પિતાના લોભ સુખવાળો પૈસાનો ઉડાઉ અને કામ ધંધા વગરનો રખડેલ હોય છે બુધના ઘરમાં બેઠો હોય એટલે મિથુનનો હોય તો પિતા તરફથી મળેલા પૈસા ઉડાવી નાખનારો અને નિરંતર વિષય સુખમાં પ્રીતિવાળો હોય છે કન્યાનો હોય તો શાસ્ત્રનો અભ્યાસ છતાં હલકા વિચારવાળો અને શરીરે ઘાવની નિશાનીવાળો, મશ્કરો અને હસમુખો હોય છે સૂર્યના ઘરમાં બેઠો હોય તો સ્ત્રી અને ઘરના સુખવાળો, ખરચાળ અને લંપટ હોય છે મંગળના ઘરમાં બેઠો હોય એટલે મેષનો હોય તો પૈસાથી ઘણો જ દુઃખી, જુઠું બોલનારો વિષયી અને લબાડ હોય છે જો વૃશ્ચિકનો હોય તો રોગીષ્ટ, નોકરી કરી આજીવીકા ચલાવનારો, હલકા વિચારનો પણ રાજ્યનો સેવક હોય છે

## શુક્રના બારે ભાવનું ફળ.

૧ શુક્ર પહેલા ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો એટલે વૃષભનો હોય તો શરીરે સ્થુળ, દેખાવડો, વાંકડીયા વાળવાળો, ન્યાયી, પુત્ર અને સ્ત્રીના સુખવાળો હોય છે. તુલાનો હોય તો લાંબા આયુષ્યવાળો, સારા સ્વભાવનો, ઉંચ કુળમા જન્મેલો અને પ્રમાણીક, નીષ્કપટી, લોકપ્રીય, સ્ત્રીઓને માનિતો, પરદેશવાસી અને પ્રતાપી હોય છે જો ઉંચનો એટલે મિન રાશીનો હોય તો સ્વભાવે અમીર, મીઠાબોલો, શાણો, શરીરે નિરોગી, દેખાવડો, વાહેનના સુખવાળો, ઘણા મિત્રોવાળો અને સુખી હોય છે, ધનનો હોય તો મોસાળ પક્ષના સુખવાળો, સુન્દર સ્ત્રીવાળો, સુન્દર વસ્ત્ર, આભુષણ ઉપર પ્રીતિવાળો અને સહેજમાં લોકોને આજી નાખી પોતાનું કામ કાઢી લેનારો, સ્વાર્થી અને લપટ–ઘણી સ્ત્રી ભોગવનારો હોય છે. મગળના ઘરમા બેઠો હોય તો–એટલે મેષનો હોય તો ધનવાન, સુન્દર સ્ત્રીઓનો ભોકતા, શ્રિમત, વાકય ચાતુરીવાળો, ધર્મનો રોળ કરનારો, નિરોગી, દેહવાળો, દેખાવડો અને પરાક્રમી હોય છે. જો વૃશ્ચિકનો હોય તો ધન ધાન્યથી સુખી, મોજશોખમા પૈસા ઉડાવનારો અને સ્ત્રીનો માનિતો હોય છે. જો બુધના ઘરમાં બેઠો હોય એટલે મિથુનનો હોય તો વિનયી, દયાળુ અને કડવાબોલો પણ બાહોશ હોય છે કન્યાનો હોય તો કપટી, છળ ભેદવાળો, હલકા મિત્રોવાળો, પૈસાની મુશીબત ભોગવનારો, વેશ્યાગમન કરનારો, સ્વધર્મથી રહિત હોય છે ચંદ્રના ઘરમાં બેઠો હોય તો પરદેશમા ફરનારો, સુશોભિત, વસ્ત્ર, આભુષણ પહેરનારો, કોઈ કોઇ વખત દુઃખી સ્થીતી છતાં વાહનનું સુખ ભોગવનારો હોય છે સુર્યના ઘરમા બેઠો હોય તો પ્રપંચી, ક્રોધી અને કોઇ કોઈ વાર છેડાઇ જનારો, પિતાના જેવી મુખમુદ્રાવાળો, વાયુના રોગથી પિડીત અને ખરાબ સ્ત્રીવાળો હોય છે શનીના ઘરમા એટલે મકરનો હોય તો તેજસ્વી, વિદ્વાન, દેખાવડો, સ્ત્રી પુત્રના સુખવાળો અને લોકપ્રિય હોય છે. કુંભનો હોય તો કુટુંબમા માનિતો, ખુબસુરત સ્ત્રીવાળો, ભાગ્યશાળી અને સુખી હોય છે.

૨ શુક્ર બીજા ભાવે બેઠો હોય અને વૃષભનો હોય તો સ્ત્રી તરફથી સારો લાભ મેળવનારો ધનથી સુખી અને વિનયી, વિદ્વાન હોય છે. જો તુલાનો હોય તો ધર્મીષ્ટ, વ્રત નિયમ પાળવાવાળો દીર્ઘ આયુષી બહોળા કુટુંબવાળો અને સુખી હોય છે જો મિનનો હોય તો વાહન વાડી, અને સુન્દર ઘરનો ભોક્તા હોય છે તેમજ લક્ષ્મી તેનો સંગ છોડતી નથી ધનનો હોય તો પૈસાથી સુખી પણ રોગીષ્ઠ, પરોપકારી અને પવિત્ર પ્રકૃત્તિનો હોય છે મંગળના ઘરનો એટલે મેષનો હોય તો આયુષ્યનો બળવાન, પૈસાથી સુખી અને વચટ હોય છે વૃશ્ચિકનો હોય તો શરીરે સુખી ઠગારો ખોરાક ખાનારો, નમ્ર અને દીર્ઘાયુષી હોય છે બુધના ઘરમાં એટલે મિથુનનો હોય તો વાચાળ અને કઠવાળો, ધન, પુત્ર, મિત્રથી સુખી અને શત્રુ વિનાનો સુંદર સ્ત્રી અને સુંદર આભુષણનો ભોક્તા હોય છે કન્યાનો હોય તો લાજ વિનાનો અગર ભાઈઓ સાથે અણબનાવવાળો, પૈસાથી દુઃખી, નિર્લજ અને ખરાબ કુટેવવાળો હોય છે પણ બાળકથી પિતા તરફથી સારો લાભ મેળવે. જો કર્કનો હોય તો દેખાવમાં સુંદર સ્વભાવે નીચ સ્વાર્થી અને અભિમાની હોય છે પણ ખરાબ આચરણનો હોવાથી કહ્યા રોગવાળો હોય છે સૂર્યના ઘરમાં બેઠો હોય તો સુખી, લાભ મેળવનારો પણ થોડી બુદ્ધિને લીધે ક્રોધી હોય છે શનીના ઘરમાં બેઠો હોય અને તે મકરનો હોય તો પૈસાવાળો હોય છતાં મવાલી જેવો ક્રૂર, અને દેખાવમાં ગરીબ પણ નીચ હૃદયનો હોય છે કુંભનો હોય તો બુદ્ધિવાન પિતાથી સંપૂર્ણ લાભ મેળવનારો વિનયી, લોકનો માનીતો અને પરોપકાર વૃત્તિવાળો હોય છે

૩ શુક્ર ત્રીજા ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો એટલે વૃષભનો હોય તો ભાંડુથી સુખી અને સારી લેવાદેવીવાળો અને પરાક્રમી હોય છે તુલાનો હોય તો દેવગુરૂની ભક્તિ કરનારો, શ્રદ્ધાળુ અને રાજદ્વારી બાબતનો કુશળ અને શોખીન હોય છે તેમજ પિતા પાસેથી સંપૂર્ણ સુખ ભોગવનારો પરાક્રમી હોય છે જો મીનનો હોય તો ન્યાયમૂર્તિ, સત્યવાદી આદરનારો સ્વધર્મમાં

પોતાની અમુક ખોડને લીધે જાહેરમાં બ્હીતો રહેનારો હોય છે. સૂર્યના ઘરનો હોય તો ક્રોધી, એક પુત્રવાળો, અગર મૃત પ્રજાવાળો હોય છે. જો શનિના ઘરમાં બેઠો હોય તો લડવૈયો, મુસાફરીનો શોખીન, બુદ્ધિશાળી અને તેજ સ્વભાવનો હોય છે,

૬ શુક્ર છઠ્ઠા ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો એટલે વૃષભનો હોય તો મોસાળપક્ષે સુખી અને શત્રુ વગરનો હોય છે જો તુલાનો હોય તો સ્ત્રી તરફથી ધન મેળવનારો, શરીરે નિરોગી અને શત્રુ જીત હોય જો ઉચનો એટલે મિનનો હોય તો મોસાળ પક્ષથી સુખી પણ રોગથી ઘેરાયેલો હોય છે. જો બુધના ઘરમાં બેઠો હોય તો લંપટ, વ્યભિચારી, ખરાબ રોગવાળો, શત્રુથી દુઃખ પામનારો, હલકા માણસો સાથે ફરી હલકી નોકરી કરી આજીવીકા ચલાવનારો, આયુષ્યનો ટુંકો હોય છે. મંગળના ઘરમા બેઠો હોય તો લુચ્ચો, ચાડી કરનાર, સેવા કરવામા કુશળ, અનેક બાબતોનો જાણકાર, સત્ય બોલનારો, અને તેજ સ્વભાવનો હોય છે ચંદ્રના ઘરમા બેઠો હોય તો રોગિષ્ટ, ચીડિઓ સ્વભાવ, સુખ વિનાનો હોય છે. રવિના ઘરનો હોય તો ભાઈઓથી દુખી, અલ્પ આયુષી અને રોગિષ્ટ હોય છે. જો ગુરૂના ઘરનો એટલે ધનનો હોય તો જુઠાબોલો, ગંદો, મંત્ર જંત્ર અને કિમીયાનો ઢોગ કરી લોકને છેતરનારો હોય છે. શનિના ઘરમા એટલે મકરનો હોય તો શુરવીર, વેશ્યાગમન કરનારો અને મીઠુ બોલનારો હોય છે. કુંભનો હોય તો ધન રહિત, ઊડાઊ, રોગિષ્ઠ અને ચોરી કરનારો હોય છે.

૭ શુક્ર સાતમાં ભાવે બેઠો હોય અને પોતાની રાશીમાં હોય તો સારા હુન્નરવાળો, શ્રેષ્ટ કુળમાં જન્મનારો, તેજસ્વી, પિતા, પુત્ર અને ભાઈઓના સુખવાળો, આનંદી અને સુંદર સ્રીવાળો, વૈભવ ભોગવનારો હોય છે જો ઊંચનો હોય તો ભાગ્યશાળી, સુન્દર મકાન અને વાહનથી સુખી, અને શરીરે દેખાવડો હોય છે. જો ધન રાશીમા બેઠો હોય તો વ્યભિચારી, ઘણી સ્રીઓ

રાખી ખાનારો હોય છે મંગળના ઘરમાં એટલે મેષનો હોય તો માબાપના સુખવાળો, સાહસિક બુદ્ધિશાળી છતાં ખરાબ લોક સોબતવાની ઇચ્છા રાખનારો, જો વૃશ્ચિકનો હોય તો માતાપિતા તથા ભાઈઓના સુખવાળો પણ ખરાબ સ્ત્રીનો પતિ હોય છે સામાન્ય સુખી પણ સ્વભાવે થોડા ક્રોધવાળો હોય છે જો ચંદ્રમાના ઘરનો હોય તો કુટુંબ ઉપર પ્રેમવાળો, મંદગતિનો એટલે ધીમે ચાલનારો, શાંત પ્રકૃતિનો સુંદર સ્ત્રીવાળો, કાન્તિ અને કીર્તિવાળો હોય છે જો રવિના ઘરમાં બેઠો હોય તો મિત્રની સાથે ક્રોધ કરનારો, ભાઈઓના ઓછા સુખવાળો, કોઈનો પણ વિશ્વાસ નહિ કરનારો અને મહેનત કરી આજીવિકા ચલાવનારો હોય છે શનિના ઘરમાં એટલે મકરનો હોય તો હલકા માણસો સાથે રહેનારો, આયુષ્યનો બળવાન અને નોકરી કરનારો હોય છે જો કુંભનો હોય તો સાધારણ મોટો સુખની નોકરી કરવાવાળો અને સ્વભાવે ક્રોધી હોય છે

૫ શુક્ર પાંચમા ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો એટલે વૃષભનો હોય તો બે પુત્રવાળો અને પુત્રથી સંતોષ પામનારો અને સફેદ વસ્તુનો વેપાર કરી લાભ મેળવનારો હોય છે તુલાનો હોય તો સ્ત્રી, પુત્ર અને ધનથી સુખી પણ નોકરી કરનારો અને શુભ માર્ગે ધન ખરચનારો હોય છે જો મીનનો હોય તો વિદ્વાન, સંતાનના સંપૂર્ણ સુખવાળો, સ્ત્રીનો પ્રેમ મેળવનારો, ધર્મના કાર્યમાં તેમજ જાહેરમાં પૈસા ખરચનારો અને પ્રસિદ્ધવક્તા હોય છે જો બુધના ઘરમાં એટલે મિથુનનો હોય તો ઘુરીઆર ઘોડાની સ્વારી કરવાવાળો અને આયુષ્યવાન હોય છે કન્યાનો હોય તો મંદ બુદ્ધિનો, સંતાનથી દુઃખી થનારો, અથવા પોતે સંતાનને દુઃખ દેનારો, નીચ અને દરિદ્રિ હોય છે મંગળના ઘરમાં એટલે મેષનો હોય તો પુત્ર મિત્રના સંપૂર્ણ સુખવાળો બે સ્ત્રી ભોગવનારો અને વિદ્વાન હોય છે જો વૃશ્ચિકનો હોય તો રાજકાજમાં કુશળ, સ્થાન સુખવાળો, પુત્ર વિનાનો અને વાયુ પ્રકૃતિનો હોય છે જો ચંદ્રમાના ઘરનો હોય તો સર્વ વિદ્યાનો જાણ, સ્ત્રીને સ્વાધિન, કન્યાની પ્રજાવાળો અને

પોતાની અમુક ખોડને લીધે જાહેરમાં બ્હીતો રહેનારો હોય છે. સૂર્યના ઘરનો હોય તો ક્રોધી, એક પુત્રવાળો, અગર મૃત પ્રજાવાળો હોય છે. જો શનિના ઘરમાં બેઠો હોય તો લડવૈયો, મુસાફરીનો શોખીન, બુદ્ધિશાળી અને તેજ સ્વભાવનો હોય છે.

૬ શુક્ર છઠ્ઠા ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો એટલે વૃષભનો હોય તો મોસાળપક્ષે સુખી અને શત્રુ વગરનો હોય છે જો તુલાનો હોય તો સ્ત્રી તરફથી ધન મેળવનારો, શરીરે નિરોગી અને શત્રુ જીત હોય. જો ઉચનો એટલે મિનનો હોય તો મોસાળ પક્ષથી સુખી પણ રોગથી ઘેરાયેલો હોય છે. જો બુધના ઘરમાં બેઠો હોય તો લંપટ, વ્યભિચારી, ખરાબ રોગવાળો, શત્રુથી દુઃખ પામનારો, હલકા માણુસો સાથે ફરી હલકી નોકરી કરી આજીવીકા ચલાવનારો, આયુષ્યનો ટુંકો હોય છે. મંગળના ઘરમા બેઠો હોય તો લુચ્ચો, ચાડી કરનાર, સેવા કરવામા કુશળ, અનેક બાબતોનો જાણકાર, સત્ય બોલનારો, અને તેજ સ્વભાવનો હોય છે ચંદ્રના ઘરમા બેઠો હોય તો રોગિષ્ટ, ચીડિઓ સ્વભાવ, સુખ વિનાનો હોય છે. રવિના ઘરનો હોય તો ભાઈઓથી દુઃખી, અલ્પ આયુષી અને રોગિષ્ટ હોય છે જો ગુરૂના ઘરનો એટલે ધનનો હોય તો જુઠાબોલો, ગદ્દો, મંત્ર જંત્ર અને કિમીયાનો ઢોગ કરી લોકને છેતરનારો હોય છે. શનિના ઘરમા એટલે મકરનો હોય તો શુરવીર, વેશ્યાગમન કરનારો અને મીઠું બોલનારો હોય છે. કુંભનો હોય તો ધન રહિત, ઉડાઉ, રોગિષ્ઠ અને ચોરી કરનારો હોય છે.

૭ શુક્ર સાતમાં ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો હોય તો સારા હુન્નરવાળો, શ્રેષ્ટ કુળમા જન્મનારો, તેજસ્વી, પિતા, પુત્ર અને ભાઈઓના સુખવાળો, આનંદી અને સુંદર સ્ત્રીવાળો, વૈભવ ભોગવનારો હોય છે જો ઉચનો હોય તો ભાગ્યશાળી, સુન્દર મકાન અને વાહનથી સુખી, અને શરીરે દેખાવડો હોય છે. જો ધન રાશીમા બેઠો હોય તો વ્યભિચારી, ઘણી સ્ત્રીઓ

ઉપર પ્રેમ કરનારો પૈસાનો ઉડાઉ અને તેજસ્વી હોય છે જો બુધના ઘરમાં બેઠો હોય તો ઝીણા મુખવાળો પણ તેની સ્ત્રી નબળી આંખની હોય છે મંગળના ઘરમાં બેઠો હોય એટલે મેષનો હોય તો કફ વાયુના રોગવાળો, નમ્ર સ્વભાવનો શરીરે વક્રહસ્ત, અને વૃશ્ચિકનો હોય તો સ્ત્રીને સ્વાધિન થનારો, બહુ વિષય કરનારો સુસ્ત અને આળસુ હોય છે ચંદ્રના ઘરનો હોય તો સુંદર દેખાવડી સ્ત્રીવાળો પણ સ્ત્રી પર અન્ય પુરૂષ સાથે વિષયસુખ ભોગવવાવાળી હોય છે જો સૂર્યના ઘરનો હોય તો ખરાબ સ્વભાવનો, પરદેશમાં વાસ કરનારો સ્ત્રી વિનાનો અથવા હોય તો સ્ત્રીનો દ્વેષ કરનારો હોય છે, શનિના ઘરમાં બેઠો હોય તો દયાળુ સ્વભાવનો, શરીરે નિરોગી પણ તેની સ્ત્રી કપટી અને દુઃખી હોય છે

૮ શુક્ર આઠમા ભાવે બેઠો હોય અને પોતાની રાશિનો અગર ઉંચનો હોય તો લાંબા આયુષ્યવાળો, શરીરે સુખી, ધનવાળો, મજબૂત શરીરવાળો, મધ્યમ કદવાળો હોય છે બુધના ઘરમાં બેઠો હોય તો પૈસાથી સુખી, હૃદયનો શોખિન, ક્રોધી હોય છે કન્યાનો હોય તો કમનસીબ નાસ્તિક, પાપકર્મ કરનારો જાણવો મંગળના ઘરમાં એટલે મેષનો હોય તો આયુષ્યવાન, પાપકર્મથી રહિત અને ઉદાસી ચહેરાવાળો હોય છે. વૃશ્ચિકનો હોય તો આયુષ્યનો બળવાન, પૈસાથી સુખી, ન્યાયી, શ્રેષ્ઠ બુદ્ધિ-વાળો હોય છે ચંદ્રમાના ઘરમાં બેઠો હોય તો શોખિન, મુસાફરી કરનારો હોય છે સૂર્યના ઘરમાં બેઠો હોય તો ગુપ્ત રોગવાળો હોય છે ગુરૂના ઘરમાં બેઠો હોયતો ખરાબ સ્ત્રીનો પ્રેમ કરવા-વાળો અને મુસાફરીનો શોખીન હોય છે શનિના ઘરમાં બેઠો હોય તો શોખિન વ્યભિચારી અને ગુરૂને માન આપવાવાળો હોય છે

૯ શુક્ર નવમા ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો એટલે વૃષભનો હોય તો ભાગ્યશાળી, ધનના વિશેષ સુખવાળો અને

ધર્મિષ્ટ હોય છે. જો તુલાનો હોય તો સુન્દર મકાનવાળો, વાહનથી સુખી અને સ્વધર્મમાં પ્રીતિવાળો હોય છે. મંગળના ઘરમાં એટલે મેષનો હોય તો ધર્મકાર્ય કરવામાં કુશળ અને શાસ્ત્રનો જાણકાર હોય છે મિથુનનો હોય તો સ્વધર્મમાં પ્રીતિ, લાંબુ આયુષ્ય, યાત્રાનો કરનારો અને વિનયવાળો હોય છે કર્કનો હોય તો વિષયી હોય છે છતાં સ્વધર્મમાં પ્રીતિ દેખાડનારો હોય છે. સૂર્યના ઘરમાં એટલે સિંહનો હોય તો નશીબદાર હોય છે છતાં પારકાની અદેખાઇ કરે છે. કન્યાનો હોય તો ધર્મથી રહિત અને ધર્મિષ્ટનો ડોળ કરી ધર્માદા પૈસા ખાઇ જનારો હોય છે. વૃશ્ચિકનો હોય તો ભાઇઓ સાથે સ્નેહવાળો, ધર્મિષ્ટ અને મધુર વાણીવાળો હોય છે. ધનનો હોય તો સ્વધર્મને જાણનાર, તીર્થ કરનાર હોય છે છતાં પર સ્રીના સંગવાળો હોય છે. મકરનો હોય તો ભાગ્યશાળી, મીઠી વાણીવાળો અને શરીરે તંદુરસ્ત હોય છે. જો કુંભનો હોય તો પૈસાદાર, ધર્મિષ્ટ અને રાજ્યની નોકરી કરનારો હોય છે મીનનો હોય તો પૈસાદાર, વાડી બંગલાવાળો, શાંત પ્રકૃતિનો, પોતાને યોગ્ય પવિત્ર સ્રીવાળો અને ચારિત્રવાન હોય છે

૧૦ શુક્ર દશમા ભાવે બેઠો હોય અને મેષનો હોય તો માતાપિતાના સુખવાળો, ધન ધાન્યથી સુખી ને ઘણા મિત્રોવાળો હોય છે. જો વૃષભનો હોય તો ઘણા ભાઇઓવાળો, દરેક માણસ સાથે સારી લેણાદેણીવાળો, પિતાથી સંપૂર્ણ લાભ મેળવવાવાળો હોય છે. મિથુનનો હોય તો ભાગ્યશાળી, વિષયી અને મોટા કુટુંબવાળો હોય છે. કર્કનો હોય તો વાહનથી સુખી અને મોટો વેપાર કરનારો હોય છે. સિંહનો હોય તો થોડી રાજ્યસત્તાથી અભિમાની, તેજ સ્વભાવનો, અતિશય જઠરાગ્નિવાળો હોય છે. કન્યાનો હોય તો પિતાથી દુખી, નોકરી કરી ગુજરાન ચલાવનારો, ભોગ ભોગવવાની વિશેષ ઈચ્છાવાળો હોય છે તુલાનો હોય તો વિદ્વાન, માતાપિતાના સુખવાળો, અને સુંદર સ્રીનો ભોક્તા હોય છે. વૃશ્ચિકનો હોય તો ભાગ્યશાળી, પોતાના કાર્યમાં કુશળ અને સુન્દર રહેઠાણ-

વાળો હોય છે. ધનનો હોય તો આયુષ્યનો બળવાન, તેજ સ્વભાવનો હોય છે. જો મકરનો હોય તો પૈસા અને સ્ત્રીના સુખવાળો, પ્રીતિવાન પરોપકારી અને બુદ્ધિવાન હોય છે. મીનનો હોય તો ધનેશ્વરી, તત્ત્વજ્ઞાનનો આધાર, પિતા, ગુરૂ અને સજ્જન પુરૂષોની સેવા કરનાર, રાજ્યનો માનીતો અગર રાજ્ય સાહેબીવાળો હોય છે.

૧૧ શુક્ર અગીયારમાં આવે શુક્ર હોય અને મેષનો હોય તો પુત્રના સુખવાળો ધન અને ધરતીનો લાભ મેળવનારો હોય છે. વૃષભનો હોય તો શુભ વિચારનો અને પુત્રના સુખવાળો, કોઇવખત અણચિંતવ્યો ભાગ્યે લાભ મેળવનારો વાહન વિગેરેથી સુખી અને મિત્ર સાથે સારી હેતુપ્રીતિવાળો હોય છે. મિથુનનો હોય તો લડાઇના કાર્યમાં કુશળ, તેજ સ્વભાવનો મિત્રોનું રક્ષણ કરનારો સારા વૈભવવાળો, શત્રુ વિનાનો હોય છે. કર્કનો હોય તો પુત્રના સુખવાળો, શાંત પ્રકૃત્તિનો અને લાભશાળી હોય છે. જો સિંહનો હોય તો એકાંતવાસ કરનારો વાદી અને બગીચાવાળી જગ્યામાં રહેનારો સ્વભાવે આનંદી હોય છે. કન્યાનો હોય તો ખરાબ સ્ત્રીવાળો, ખોટા માર્ગે ધનનો વ્યય કરનારો, શત્રુ અને મિત્ર બન્નેનો અનુભવ લેનારો અને પીડ હોય છે. તુલાનો હોય તો પૈસાવાળો, શત્રુ જીત અને મોસાળથી સારો લાભ મેળવનારો હોય છે. વૃશ્ચિકનો હોય તો બુદ્ધિશાળી મિ પુત્રના સુખવાળો, ભાઈઓમાં માનીતો અને વેપાર કરવામાં કુશળ હોય છે. ધનનો હોય તો દયાળુ હૃદયનો માતાના વિશેષ સુખવાળો અને ધર્મિષ્ઠ હોય છે. મકરનો હોય તો ધનવાન, બુદ્ધિમાન અને આયુષ્યનો બળવાન હોય છે. કુંભનો હોય તો ઘણા પૈસાવાળો અને પરોપકારમાં પ્રીતિવાળો હોય છે. મીનનો હોય તો શરીરે સુંદર રામ શત્રુ વિનાનો છતાં સ્વભાવે કપટી અને દુઃખી હોય છે.

૧૨ શુક્ર બારમાં આવે શુક્ર હોય અને મેષનો હોય તો પરદેશ ફરવામાં પ્રીતિવાળો, ખરાબ રસ્તે ધનનો વ્યય કરનારો શરીરે રોગિષ્ટ અને મિજાન એવો હોય છે. વૃષભનો

હોય તો પિતાના પૈસાને ઊડાવી દેનારો, અને પરોપકાર કરવામાં પ્રીતિવાળો હોય છે. મિથુનનો હોય તો સુખ વિનાનો, નિર્ધન, ચોર અને ગંદો રહેનારો હોય છે. કર્કનો હોય તો રાજ્યની સેવા કરનારો, ભાઈઓથી દુખી હોય છે. સિંહનો હોય તો પૈસાથી દુઃખી, ધર્મથી રહિત હોય છે કન્યાનો હોય તો નીચ, હલકા માણસનો સંગ કરનારો, જુઠાબોલો, ચાડી કરનારો, અને ખરાબ સ્ત્રી ભોગવનારો હોય છે તુલાનો હોય તો ઘણાં માણસોનું પાલન પોષણ કરનારો, દયાળુ અને દાનવીર હોય છે. વૃશ્ચિકનો હોય તો પરસ્ત્રીમા પ્રીતિવાળો, ખોટા ડોળ કરનારો અને ઊડાઉ હોય છે. ધનનો હોય તો મોઢે મીઠું બોલનારો, કપટી, જુઠાબોલો, ચાડી કરનારો, હૃદયનો કઠણ હોય છે મકરનો હોય તો ગુપ્ત રોગવાળો અને કોઇ વખત ચોર અગ્નિ વિગેરેથી પૈસે પાયમાલ થનારો હોય છે કુંભનો હોય તો આયુષ્યનો ટુંકો, ભાઈઓથી દુઃખી, મોટા ખર્ચ રાખનારો અને મિનનો હોય તો શુભ રસ્તે ધનનો વ્યય કરનારો હોય છે.

## શનિના બારે ભાવનું ફળ.

૧ શનિ પહેલા ભાવે બેઠો હોય તો દુષ્ટ કર્મ કરનારો, હલકા વિચારનો, વાયુના રોગવાળો, બે બૈરીવાળો, દારિદ્રિ, પિતાનો દ્વેષ કરનારો, રોગિષ્ટ, અને કદ્રુપો હોય છે વૃષભનો હોય તો શૂરવીર, ચારિત્રવાન, અને વાત પીતનો રોગિષ્ટ હોય છે. મિથુનનો હોય તો કફ અને વાયુની પ્રકૃત્તિવાળો, ખરાબ માણુસની સોબત કરનારો, લુચ્ચો અને પરસ્ત્રીમાં પ્રીતિવાળો હોય છે કર્કનો હોય તો, માતાનો દ્વેષ કરનારો, અભક્ષ કરનારો, અને નીચ માણસનો સંગ કરનારો હોય છે રવિના ઘરમા બેઠો હોય તો પિતાનો દ્વેષ કરનારો, લડાઇખોર અને હલકા માણસનો સંગ કરવાવાળો હોય છે કન્યાનો હોય તો દુર્જન, અયોગ્ય કામ કરનારો, ક્રોધી, ખરાબ ગુણવાળો અને હલકી નોકરી કરનારો હોય છે તુલાનો હોય તો સુખ દુખ બન્નેનો અનુભવ

હોનારો મધ્યમ કદનો દેખાવડો, અને વળી જમીનવાળો હોય છે વૃશ્ચિકનો હોય તો જમીનથી સુખી પણ ખાટી કરનારો અને શુભ રોગની પીડાવાળો હોય છે ધનનો હોય તો નાસ્તિક, બધાનો દ્વેષ કરનારો, કફ વાયુના રોગવાળો કુત્સિત કળામાં કુશળ અને સાહસીક હોય છે મકરનો હોય તો ક્રોધ ખટ ભોગવનારો, ધનથી સુખી, દેખાવડો પણ વળી ઉપાધીવાળો હોય છે કુંભનો હોય તો સારા ગુણથી સૌને પ્રિય અને પૈસે સુખી તેમજ શુભ માર્ગે ધનનો વ્યય કરનારો હોય છે મીનનો હોય તો કુન્નરકળામાં કુશળ, મોટા મોટા માણસોને વશ કરનારો હોય છે

૨ શનિ બીજા ભાવે બેઠો હોય અને મેષનો હોય તો વિષય સુખનો લાલચુ ક્રુરમી, અને પૈસેથી દુઃખી હોય છે. વૃષભનો હોય તો પૈસાવાળો, અને પુત્રથી સુખી હોય છે મિથુનનો હોય તો નિર્ધન ખરાબ સ્ત્રીનો સંગ કરનારો હોય છે કર્કનો હોય તો કુટુંબનો દ્વેષ કરનારો, વાતકી ચોર અને દુઃખી હોય છે. સિંહનો હોય તો નેત્રનો રોગી, વિરૂપી, દરિદ્રિ હોય છે કન્યાનો હોય તો જુઠાબોલો અને દરિદ્રી હોય છે તુલાનો હોય તો ધન અને કુટુંબથી સુખી, શાસ્ત્ર વિદ્યાનો જાણકાર હોય છે વૃશ્ચિકનો હોય તો હલકા વિચારનો, ખરાબ મિત્રવાળો અને નિર્ધન હોય છે ધનનો હોય તો પૈસાવાળો, બોલી સારાં વચ આભુષણવાળો, લાંબુ આયુષ્ય ભોગવનારો અને કુટુંબનો દ્વેષ કરનારો હોય છે મકરનો હોય તો મોટા કુટુંબવાળો, ભાઈ ભાંડુથી સારી લેવાદેવીવાળો શરીરે તંદુરસ્ત, પરદેશથી પૈસા મેળવનારો હોય છે કુંભનો હોય તો સ્થૂળ શરીરનો, રાજાનો માનીતો, નોકર ચાકર વિગેરેથી સાહેબી ભોગવનારો હોય છે મીનનો હોય તો શત્રુને જીતનારો, પૈસેથી સુખી અને બુદ્ધિ શાળી હોય છે

૩ શનિ ત્રીજે ભાવ બેઠો હોય અને મેષનો હોય તો કુટુંબ વગરનો, અગર કુટુંબથી દૂર થયેલો, તોફાની, હલકા

અને નીચ કામોમાં પરાક્રમ દેખાડનારો, અવગુણવાળો હોય છે. વૃષભનો હોય તો પરાક્રમી, કન્યાની પ્રજાવાળો, જક્કી અને ખતીલો હોય છે મિથુનનો હોય તો ખરાબ સ્વભાવનો, ગંદો, અને ઉપકારને ભુલી જનારો હોય છે. કર્કનો હોય તો વિષયી અને હલકી સ્ત્રીઓને આધિન થનારો, ભાઇ વિનાનો અને કંગાળ હોય છે. સિંહનો હોય તો કુકર્મ કરનારો, ભાંડુ સાથે દ્વેષ કરનારો, મહેનત મજુરી કરી પેટ ભરનારો હોય છે. કન્યાનો હોય તો ગરીબ, ભાઈ વિનાનો, શાંત પ્રકૃતિનો અને પરસ્ત્રીની પ્રીતિવાળો હોય છે. તુલાનો હોય તો મહાન પરાક્રમી, ભાઇઓનો માનિતો. પૈસાદાર, સુખી હોય છે વૃશ્ચિકનો હોય તો ખરાબ વર્તનવાળો અને પરસ્ત્રીમાં પ્રેમ રાખનારો હોય છે. ધનનો હોય તો બુદ્ધિવાન, વાહનના સુખવાળો અને મિત્રોથી સારી લેણદેણીવાળો હોય છે. મકરનો હોય તો સુંદર મકાનમાં રહેવા-વાળો ધન અને પુત્રથી સુખી, રાજ્યનો માનિતો હોય છે. કુંભનો હોય તો કુટુંબ અને ભાઇઓના સુખવાળો, પરાક્રમી અને પરોપકારી હોય છે, મીનનો હોય તો પૈસાવાળો, ઘણા મિત્રોવાળો, પણ કોઇ વખત લજ્જાને દૂર કરનારો હોય છે.

૪ શનિ ચોથા ભાવે બેઠો હોય અને મેષનો હોય તો સ્થાન વગરનો, માતાથી તજાએલો અગર માતાના સુખ વિનાનો, ખરાબ વર્તણુંકનો અને રખડેલ હોય છે. વૃષભનો હોય તો તેના બાપને બે સ્ત્રી હોય છે, ધર્મ પર શ્રદ્ધાવાળો અને મિત્રોમા માનિતો હોય છે, મિથુનનો હોય તો લડવૈયો અને ખરાબ સ્ત્રી ભોગવનારો હોય છે કર્કનો હોય તો સ્થાનના થોડા સુખવાળો અને હઠીલો હોય છે સિંહનો હોય તો માતા પિતાનો દ્વેષ કરનારો, પોતાની સ્ત્રીને આધીન રહેનારો હોય છે. કન્યાનો હોય તો રોગીષ્ટ અને ખરાબ સ્ત્રીવાળો હોય છે, તુલાનો હોય તો માતાના સંપૂર્ણ સુખવાળો, સુન્દર સ્ત્રીવાળો, લાંબુ આયુષ્ય ભોગવનારો, પૈસા અને વાહનથી સુખી હોય છે. વૃશ્ચિકનો હોય તો માતાપિતાના સુખ વિનાનો, ખરાબ મિત્રવાળો, શત્રુરહિત હોય છે. ધનનો હોય તો પિતા કરતા

માતાના વિશેષ સુખવાળો, પરદેશમાં રહેવાવાળો વાહનના ભોગ સુખવાળો મિત્રોથી સુખી હોય છે મકરનો હોય તો બુદ્ધિમાન, શત્રુ વગમાં માનીતો, સજ્જનનો સંગ કરનારો, માતાના સંપૂર્ણ સુખવાળો, સુંદર મકાનમાં રહેનારો વાહનથી સુખી હોય છે કુંભનો હોય તો ભાઇઓ સાથે સારી હોશીયારીવાળો ખંડિત રોગ અને શત્રુની ઉપાધિવાળો, સુંદર સ્થાનકનો ભોગવવાવાળો હોય છે મીનનો હોય તો પૈસાવાળો હોશી, કુટુંબઉપર પ્રેમવાળો અને પરદેશમાં રહેનારો હોય છે

૫ શનિ પાંચમા ભાવે બેઠો હોય અને મેષનો હોય તો નીચ બુદ્ધિવાળો, ધનથી દુઃખી, ખરાબ પુત્રવાળો હોય છે વૃષભનો હોય તો પરદેશમાં વાસ કરનારો, ધનથી સુખી અને બુદ્ધિશાળી હોય છે મીથુનનો હોય તો વિશ્વાસઘાતી દુઃખી અને પૈસાથી દુઃખી હોય છે કર્કનો હોય તો સુન્દર કળાનો જાણકાર, પુત્ર વિનાનો સ્ત્રીની સાથે અણબનાવવાળો હોય છે. સિંહનો હોય તો દુઃખી જુઠાબોલો પુત્રના સુખથી રહીત હોય છે કન્યાનો હોય તો મીત્રથી વડી વયમાં મિલાપ બનારો, પૈસાના અલ્પ સુખવાળો હોય છે તુલાનો હોય તો લાંબા આયુષ્યવાળો, પૈસા અને પુત્રના સુખવાળો અને પોતાના કુળમાં શ્રેષ્ઠ ગણાય. વૃશ્ચિકનો હોય તો જુવાનીમાં પુત્ર વિનાનો અને છેવટે પુત્રવાળો થાય. ધનનો હોય તો પુત્રના સુખવાળો પુષ્કળ પૈસાવાળો પુત્ર ઘણા સારા હોય ને સારી આબરૂવાળો હોય. મકરનો હોય તો પુત્ર, સ્ત્રીના સુખ વિનાનો, ઘણા હઠીઆળવાળો, ને ખરાબ સ્ત્રીમાં સંતોષ માનનારો. કુંભનો હોય તો પુત્રના સુખવાળો, બુદ્ધિવાળો પૈસાદાર, જુઠાબોલો ને ચાલાક થાય. મીનનો હોય તો પુત્ર સુખ ને સ્વધર્મ વિનાનો, ચાલાક ભોગ ભોગવનારો ને અભીમાની હોય છે

૬ શનિ છઠ્ઠા ભાવે બેઠો હોય અને મેષનો હોય તો લડાઈમાં જીત મેળવે ને દુર દેશમાં છેવટે કીર્તિ મેળવે. વૃષભનો હોય તો બીલકુલ શત્રુ વિનાનો હમેશાં પૈસેટકે સુખી રહે વિદ્વાન થાય

અથવા ન્યાય આપે મિથુનનો હોય તો દયાવાળો, હલકી સ્થીતી વાળો, સાધારણ સ્થીતીની બૈરીવાળો અને કલેશથી દુખી હોય. કર્કનો હોય તો જક્કી ને વિદુષક માફક ઘણુ બોલી આનંદ કરે, વળી દરેકને મીઠુ લાગે તેવુ જ બોલે સિંહનો હોય તો શત્રુને જીતે ને સ્ત્રીના કહ્યાસર ચાલનારો થાય કન્યાનો હોય તો શત્રુ જીત, સુખી, જુઠાબોલો અને ભાઇના સુખવાળો હોય. તુલાનો હોય તો પોતાના સારાં કામ હોવાથી શત્રુ વિનાનો ને રણસંગ્રામમાં શત્રુઓને ત્રાસ પમાડે. વૃશ્ચિકનો હોય તો ખરાબ બૈરીની સેવા કરનારો, કામાધિન ને પૈસાવાળો હોય. ધનનો હોય તો શત્રુના પક્ષને હરાવનાર, આનંદ કરનાર, શાન્ત પ્રકૃતિવાળી ને સારા ગુણવાળી સ્ત્રી હેય ને પોતે સારા ગુણવાળો હોય મકરનો હોય તો ઘોડાવાળો, ખેતીનુ કામ કરનારો ને લુચ્ચો હોય કુંભનો હોય તો અભિમાની, જુઠાબોલો, પરસ્ત્રીમા સ્નેહ રાખનાર ને વિનયી હોય. મીનનો હોય તો માકડાના મ્હોડાના આકારવાળો, જુઠુ બોલનારો અને ઘણા ક્રોધવાળો હોય.

૭ શનિ સાતમા ભાવે બેઠો હોય અને મેષનો હોય તો સ્ત્રીથી દુઃખી, માર્ગ કે દેશાવરમા લુટાય, વેપારમા નુકસાન, બુદ્ધિનો ટુંકો અને નીચ વૃત્તિનો, હલકા માણસની સોબત કરનારો હોય છે. વૃષભનો હોય તો ખરાબ સ્ત્રી સાથે પ્રેમ જોડનારો, ઘણોજ આળસુ ને ખરાબ ભોગને ભોગવે મિથુનનો હોય તો જક્કીલો, કોડના રોગવાળો, પોતાના કામમા સાવધ, કપારીના રોગવાળો ને ખરાબ સ્ત્રીવાળો હોય કર્કનો હોય તો રણસંગ્રામ કરનારો, જકકી, વિદુષક જેવો, સારી બૈરાથી આનંદમા રહે સિંહનો હોય તો સ્ત્રી ને પુત્ર વિનાનો. સિંહના સરખી આકરી પ્રકૃતિવાળો હોય કન્યાનો હોય તો સ્ત્રી ને છોકરા વિનાનો, કળાઓમા કુશળ, ચોર, સ્ત્રીને આધિન ને પ્રજામા છોકરીવાળો હોય. તુલાનો હોય તો ઘોડા ને નોકર ઘણા હોય ને દયાવાળો હોય વૃશ્ચિકનો હોય તો ઘણા શત્રુવાળો, સ્ત્રી ને પુત્ર વિનાનો, કફ ને વાયુના રોગવાળો હોય. ધનનો હોય તો પુત્રના સુખવાળો ને રાજ્યના કામ કરવામા કુશળ હોય. મકરનો હોય તો

ઘણા પૈસાવાળો, સ્વગ્રામમાં અગ્રેસર તેમ શત્રુને જીતે ને કુળમાં શ્રેષ્ઠ હોય. કુંભનો હોય તો સારી બુદ્ધિવાળો, પુત્ર તથા સ્ત્રીના સુખવાળો ને પૈસાદાર હોય. મીનનો હોય તો વાહન, નોકર ને પુત્રવાળો તેમજ ઘણું અને સ્ત્રી સુખ વિનાનો હોય.

૮ શનિ આઠમા ભાવે બેઠા હોય અને મેષનો હોય તો વાયુ ને કફના રોગથી ઘણોજ દુઃખી, અન્તે હરીઆરથી મરણ પામે. વૃષભનો હોય તો હંમેશા ચાડી કરે, ને વાયુના રોગથી દુઃખી થાય. મીથુનનો હોય તો રક્તપિત્તના રોગથી પીડાય, ઘણા માણસોનો દાસ સ્ત્રીને આધીન ને દુઃખી હોય. કર્કનો હોય તો જળદર કફ કે વાયુના રોગવાળો હોય સિંહનો હોય તો ઘણા રોગવાળો, પર સ્ત્રીમાં પ્રીતિવાળો ને સામાન્ય સ્થાનમાં નોકરી કરે. કન્યાનો હોય તો આળસુ, મંદ, હલકાં કામ કરનારો, વિનય વાળી બેસીવાળો રોગી ને જલદી થાય, તુલાનો હોય તો વાયુના રોગથી પીડાય પૈસા વિનાનો ચાડી કરનારો, બે બૈરીવાળો ને ખરાબ બોલક થાય વૃશ્ચિકનો હોય તો દુઃખી, રોગી શરીરવાળો ને કોઇ પણ ગુપ્ત પીડા હોય છે ધનનો હોય તો ધીરેધીરે થાતો જળદરના રોગથી તેનું મરણ નીપજે છે મકરનો હોય તો પ્રથમ અવસ્થામાં રોગી હોય ને પીછી કે જળદરના રોગથી તેનું મરણ થાય. કુંભનો હોય તો જળદરનો રોગ ગુપ્ત રોગથી પીડા પામે ને કફ પ્રકૃતિવાળો હોય. મીનનો હોય તો બાળક અવસ્થામાં રોગી, જળદર ને ગુહ્યમના રોગથી પીડાય ને ચપળ હોય.

૯ શનિ નવમે ભાવે બેઠા હોય અને મેષનો હોય તો સ્વ ધર્મનો નાશ કરે ને ઘણો અભિમાની હોય વૃષભનો હોય તો સ્વ ધર્મમાં પ્રીતિવાળો હંમેશાં શૂરવીર પ્રધાન અથવા તો પોતાને ઇચ્છિત કોઇ ગામ કે શહેરનો સંભાળનારો થાય. મિથુનનો હોય તો બાપના એકઠા કરેલા પૈસાને ભોગવનારો ને પછેથી અવસ્થામાં સ્વધર્મ પાળનાર ને છેવટે પોતાની જાતિના યોગ્ય આચારને નહી અનુસરનાર થાય. કર્કનો હોય તો ધર્મના કામનો

નાશ કરનારો ને ગુરૂના ઘેર નકામો મહેનત કરનારો, અવસ્થા-વાળો ને લુચ્ચો હોય. સિંહનો હોય તો પૈસા, સ્વધર્મ ને શાસ્ત્ર વિનાનો, પોતાની સત્તાથી સર્વ જગ્યોએ માન પામે ને સારા ગુણ-વાળો થાય. કન્યાનો હોય તો સ્વધર્મ વિનાનો, હંમેશા કોઈ પણ ચિન્તાવાળો, ચાલાક, પ્રજામા છોકરીવાળો ને બે બૈરીવાળો હોય. તુલાનો હોય તો જક્કી, સ્વધર્મમા પ્રીતિવાળો, ને રાજ્યનો માનીતો હોય. વૃશ્ચિકનો હોય તો ઘણો લુચ્ચો, સ્વધર્મ વિનાનો હલકા માણુસોનો સંગવાળો ને રોગી હોય. ધનનો હોય તો પૈસા-વાળો, ઉદ્યોગી, રાજાનો માનીતો, વાણીનો કઠોર, બે બૈરીવાળો ને ઘણો કપટી હોય. મકરનો હોય તો સારા ગુણવાળો, ધર્મ વૃત્તિવાળો ને સાધારણ સ્ત્રીવાળો ને વિચાર વિના કાર્ય કરે, ખોટા ડોળ બતાવે, ને ઘણું બોલે કુંભનો હોય તો ગાય ને બ્રાહ્મણ પર શ્રદ્ધાવાળો તીર્થ કે મુસાફરી કરે મીનનો હોય તો રાજાનો નોકર, સુખી, પૈસાદાર ને શાન્ત પ્રકૃતિવાળો હોય.

૧૦ શનિ દશમે ભાવે બેઠો હોય અને મેષનો હોય તો મહા લુચ્ચો, હલકા માણુસની સોબતવાળો, હમેશા પરસ્ત્રીમાં પ્રીતિ રાખે, રાજ્યના ભયવાળો હોય છે વૃષભનો હોય તો લોભી, શત્રુની સામે જય મેળવનારો, માતાના સુખ વીનાનો હોય છે. મીથુનનો હોય તો ઘણા પૈસાવાળો, ઘણા શત્રુવાળો, રણ સંગ્રામ-મા જીત મેળવે ને પુજ્ય માણુસો સાથે આનંદ કરે કર્કનો શની હોય તો સ્વધર્મથી વિરૂદ્ધ વર્તનાગે, પોતાના ગુણ સારા માની આનદમા રહે, સાહસ કામ કરનારો, પૈસાના સુખ વિનાનો હોય. સિંહનો હોય તો ઉદ્યોગ વિનાનો, વાઝણી બૈરીવાળો ને તે સ્ત્રી ખરાબ હોય, પોતે સારી આબરૂવાળો હોય. કન્યાનો હોય તો અનેક હુન્નરમા કુશળ, ને પૈસા વિનાનો હોય તુલાનો હોય તો રાજાનો સેવક, બે સ્ત્રીઓ, હજારો ઘોડાની સાહેબીવાળો ને રાજાનો માનીતો હોય. વૃશ્ચિકનો હોય તો પીતાથી દુઃખી, વેપાર-મા નુકસાની ભોગવે, અને રાજ્યના ભયવાળો હોય છે. ધનનો

હોય તો પૈસાવાળો, નોકર ને પુત્રથી મુક્ત, રાજાનો માનીતો, થાતો રાજા જેવો અથવા રાજા હોય, પોતાને માનનારા દરેક ઉપર મહાવાળો ને દયાળુ હોય. મકરનો હોય તો પૈસાવાળો સારી આબરૂવાળો થાય કુંભનો હોય તો તેજ સ્વભાવનો, સો ઘોડા રાખી શકનાર શુરવીર રાજાને શીકાર લાવી દેનાર થાય. મીનનો હોય તો વિદ્વાન હોય યાતો રાજા હોય અથવા ઘોડાઓ રાખે ને ઘણા પૈસાવાળો ને સારી કીર્તિવાળો હોય.

૧૧ શનિ અગીઆરમા ભાવે બેઠા હોય અને મેષનો હોય તો મહા દુષ્ટ ચોરી કરે દુષ્ટ કર્મ કરે ને પુત્ર માટે અનેક પ્રયાસ કરે વૃષભનો હોય તો ઘણોજ ચપળ, અને રાજાના ઓરડાને સંભાળનારો થાય. મિથુનનો હોય તો શુરવીર ઘણા ઘોડા રાખનારો, અનેક આનંદ કરનારો ને ગરીબ હાલતના ભાઈવાળો હોય. કર્કનો હોય તો વિનયમાં ઘણોજ કુશળ, શાન્ત પ્રકૃતિવાળો ને સામાની મર્યાદા સાચવનાર થાય. સિંહનો હોય તો પોતાની સ્રીથી દુઃખી પૈસાવાળો ને દુષ્ટ થાય. કન્યાનો હોય તો સારી બેરીવાળો પૈસા, ને વાહનથી સુખી થાય. તુલાનો હોય તો રાજાનો માનીતો, સેવા કરવામાં કુશળ, ને ઘોડા રાખવાવાળો હોય, તેમાં જરા સંશય નહિ. વૃશ્ચિકનો હોય તો ઘોડાના સુખવાળો, ઘણા પૈસા વાળો તેમ ઉપયોગવાળો બધુ વશમાં એક ને સમગ્ર શત્રુને જીતનારો હોય. ધનનો હોય તો પોતાના કાર્યમાં કુશળ, ઘણા ઘોડા રાખી શકનાર સારા સારા સજ્જનો પણ તે પુરૂષને શૂર તરીકે માને છે મકરનો હોય તો દયાળુ, સારી બેરીવાળો પૈસાવાળો ને ઘોડા રાખનારાવાળો હોય. કુંભનો હોય તો મધુરી વાણીવાળો ને કામ ચાતુરીમાં પ્રવીણ હોય મીનનો હોય તો રાજાના કુળમાં જન્મવાળો ફુ નરી પુત્ર વિનાનો, સારા ચહેરાવાળો ને સુખી હોય.

૧૨ શનિ બારમે ભાવે બેઠા હોય અને મેષનો હોય તો દારૂ પીવામા પ્રીતિવાળો ખરાબ ભોજન કરે ખરાબ ભીક્ષામા

હોય. વરખનો હોય તો જુઠું બોલે, ઘણો આળસુ હોય, હલકાં કાર્ય કરે, હલકા માણસનો સંગ કરે, ખરાબ બૈરીવાળો, પુત્ર વિનાનો ને પાપનાં કામ કરનારો થાય. મીથુનનો હોય તો હમેશાં ખર્ચવાળો, ભાઇઓએ ત્યાગ કરેલો, તોફાન કરે ને તેજ સ્વભાવનો હોય કર્કનો હોય તો સ્રીને આધીન, જક્કી હોય, વગર વિચારે કામ કરવામાં તૈયાર થાય. સિંહનો હોય તો મદોન્મત્ત ને કુટુંબ વર્ગમાં સ્નેહ વિનાનો હોય. કન્યાનો હોય તો લુચ્ચો, પૈસા ને પુત્ર વિનાનો, બીકણુ સ્વભાવનો, ને ઘણો ગર્વિષ્ટ હોય. તુલાનો હોય તો ખરચાળ, બીકણુ સ્વભાવનો, રણ સંગ્રામમાં જીતનારો, પરસ્રીમા પ્રીતિવાળો, ને હલકા વિચારનો હોય વૃશ્ચિકનો હોય તો ઘણી રીતથી ખર્ચ કરે, રોગ અને શત્રુની બીકવાળો, અકસ્માત નુકસાન કે આફતમાં ફસાનારો હોય. ધનનો હોય તો વિષયી, પૈસાવાળો, ને કોઇ પણ બાબતમા તેની આબરૂ ઘટે, ખરાબ બૈરી હોય, ઘણુા કપટવાળો, ને લોભ પ્રકૃત્તિનો હોય મકરનો હોય તો દાંતનાં રોગથી પીડાતો ને કફ પ્રકૃત્તિવાળો હોય કુંભનો હોય તો અભિમાની, જાહું બોલે, સુખ વિનાનો, ગદ્દો, આળસુ ને જક્કી હોય. મીનનો હોય તો જક્કી, જુઠુ બોલે ને પુત્રના સુખવાળો થાય.

## રાહુ અને કેતુના બારે ભાવનું ફળ

૧ રાહુ, કેતુ પહેલા ભાવે બેઠો હોય ને પોતાની રાશીનો યા ઊંચનો હોય અથવા મેષ, વરખ, કે કર્ક રાશીનો હોય તો દયાળુ હોય, વૈભવવાળો હોય અને સુખી હોય અને જો રાહુ ગુરૂના ઘરનો અને કેતુ બુધની રાશીનો તથા એ બે ગ્રહો, તુલા, વૃશ્ચિક, મકર અને કુંભ રાશીના હોય તો પોતે મરેલો અથવા મરણુ તુલ્ય સ્થિતિમા અવતરે, તેમજ તેને મૃત પ્રજા થાય અને સૂર્યના ઘરનો હોય તો મોઢા ઉપર લાછન થાય, જેમકે નાક કપાય વિગેરે

૨ રાહુ, કેતુ બીજે ભાવે બેઠો હોય ને પોતાની રાશીનો

કે ઊચનો હોય તો ધનવાળો અને કુટુંબી હોય. જો રાહુ શુક્રના ઘરનો અને કેતુ બુધના ઘરનો હોય તો દરિદ્રી અને કુટુંબના સુખ વગરનો જાણવો. અને જો મંગળ, શનિ અને સૂર્યના ઘરનો હોય તો સંતાન તરફથી દુઃખી હોય અને હમેશાં થોડા દુર રહે તથા બે સ્ત્રી હોય, અને ચંદ્ર કે ગુરૂના ઘરમાં બેઠો હોય તો તેનો દેહ શ્યામ રંગનો હોય તથા દાઢી ઉપર નિશાની કે લાંછન હોય.

૩ રાહુ કેતુ ત્રીજે ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો કે ઊચનો હોય તો ભાઈના સુખવાળો પરાક્રમી યશ આદર વાળો અને સારો ઉદ્યમ કરનારો જાણવો અને જો રાહુ શુક્રના ઘરમા અને કેતુ બુધના ઘરમા બેઠો હોય તો ભાઈ વગરનો નિરૂદ્યમી અને પરાક્રમહિન જાણવો. અને જો મંગળ સૂર્ય અને શનિના ઘરમાં બેઠો હોય તો ભાઈનું સુખ નાશ પામે અને અલ્પ પરાક્રમી અને નપુંસકપણાના રોગવાળો હોય અને જો ગુરૂ કે ચંદ્રના ઘરમાં હોય તો, સારા ઉદ્યમવાળો, સમૃદ્ધિવાળો અને બળે લાંછનવાળો જાણવો.

૪ રાહુ કેતુ ચોથા ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો કે ઊચનો હોય તો ઘણાં વસ્ત્ર ઘરેણાંની સમૃદ્ધિવાળો જાણવો. જો શુક્રના ઘરનો રાહુ અને બુધના ઘરનો કેતુ હોય તો વસ્ત્ર ઘરેણાં વગરનો દરિદ્રી હોય અને જો મંગળ શનિ કે સૂર્યના ઘરમાં બેઠો હોય તો માતાથી પરજન્માથી ઓછી સુખી હોય ને રાજસેવક હોય. અને જો ગુરૂ અથવા ચંદ્રના ઘરમાં બેઠો હોય તો મિત્રનું સુખ ખંડિત હોય.

૫ રાહુ કેતુ પાંચમા ભાવે બેઠો હોય અને પોતાની રાશીનો કે ઉચ્ચનો હોય તો મલેચ્છ બુદ્ધિવાળો અને મલેચ્છ વિદ્યાવાળો પુત્રના સુખવાળો જાણવો. અને જો શુક્રના ઘરના રાહુ અને બુધના ઘરનો કેતુ હોય તો મૂર્ખ હોય તથા પુત્રના સુખ વગરનો જાણવો. અને જો મંગળ સૂર્ય કે શનિના ઘરનો

હોય તો સ્વલ્પ પ્રજાવાળો, પરદેશવાસી અને રાજ્ય સેવક હોય, સર્પના દોષથી પુત્ર નાશ થાય ક્ષણિક બુદ્ધિવાળો હોય. અને જો શુક્ર તથા ચંદ્રના ઘરનો હોય તો ગરસીની પીડાવાળો, તથા ગુપ્ત પીડાવાળો, કપટવાળો, અને પુત્રના સુખ વગરનો, ધીરજ વાન અને રજોગુણી હોય.

૬ રાહુ, કેતુ છઠ્ઠા ભાવે બેઠા હોય અને પોતાની રાશિનો કે ઊંચનો હોય તો રોગ શત્રુ વગરનો જાણવો અને ગુરૂના ઘરનો રાહુ અને બુધના ઘરનો કેતુ હોય તો રોગ, શત્રુના ભય વગરનો જાણવો. અને જો મંગળ, શનિ કે સૂર્યના ઘરનો હોય તો રોગ શત્રુ વગરનો અને મોસાળ પક્ષનો સુખી, નિર્ધન અને ચોર હોય. જો શુક્ર તથા ચંદ્રના ઘરનો હોય તો ધીરજવાળો, સુખી, જીતેંદ્રિય અને રોગ શત્રુ વગરનો હોય.

૭ રાહુ, કેતુ સાતમા ભાવે બેઠા હોય અને પોતાની રાશિનો કે ઉચનો હોય તો સ્ત્રીના સુખવાળો, પરદેશના સુખ-વાળો જાણવો જો ગુરૂના ઘરનો રાહુ અને બુધના ઘરનો કેતુ હોય તો સ્ત્રીના સુખ વગરનો, પરદેશમા રખડનારો જાણવો અને મંગળ, શનિ કે સૂર્યના ઘરમા બેઠા હોય તો બે સ્ત્રી છતા પણ સ્ત્રીના સુખ વગરનો જાણવો. જો શુક્ર અને ચંદ્રના ઘરમા બેઠા હોય તો સ્ત્રીને ગડગુમડાનો રોગ હોય તથા પરદેશમા ખંડિત સુખ મળે.

૮ રાહુ, કેતુ આઠમા ભાવે બેઠા હોય અને પોતાની રાશિનો કે ઊચનો હોય તો મધ્યમ આયુષ અને નિરોગી હોય અને જો ગુરૂના ઘરનો રાહુ અને બુધના ઘરનો કેતુ હોય તો થોડું આયુષ્ય, અને રોગી હોય અને જો મંગળ, શનિ કે સૂર્યના ઘરમા બેઠા હોય તો બહુ રોગી અને દરિદ્રી હોય ને જો શુક્ર ને ચંદ્રના ઘરમા બેઠા હોય તો મહામહેનતે ગુજરાન ચલાવે અને ખંડિત આરોગ્ય રહે.

૯ રાહુ, કેતુ નવમા ભાવે બેઠા હોય અને પોતાની રાશિનો

કે ઉચ્ચનો હોય તો ભાગ્યશાળી, પુણ્યશાળી અને પરદેશથી સુખી જાણવો જો ગુરૂના ઘરનો રાહુ અને બુધના ઘરનો કેતુ હોય તો કમનસીબ, નાસ્તિક તથા પરદેશમાં ભટકનારો જાણવો જો મંગળ, શનિ કે સૂર્યના ઘરમાં બેઠો હોય તો પુત્રવગરનો ને શુદ્ર સ્ત્રીને ભોગવનારો, સેવક ધર્મહિન ને નાસ્તિક હોય. જો શુક્ર કે ચંદ્રના ઘરમાં બેઠો હોય તો અલ્પ પુત્રવાળો આસ્તિક ને વેપારમાં કુશળ હોય તથા ભાગ્યશાળી હોય

૧૦ રાહુ કેતુ, દશમા ભાવે બેઠો હોય અને પોતાની રાશિનો કે ઉચ્ચનો હોય તો રાજસત્તાવાળો કિર્તિવાળો ને શત્રુ વગરનો તથા પિતાના સુખવાળો જાણવો. અને જો રાહુ ગુરૂના ઘરનો ને કેતુ બુધના ઘરનો હોય તો શત્રુ વગરનો રાજ સત્તાવાળો, પણ પિતાનો દ્વેષી હોય અને જો શુક્ર કે ચંદ્રના ઘરનો હોય તો રાજસત્તાવાળો ને માતાપિતાના અને ઘર જમાના સુખવાળો વૈભવીને ધનવાન તથા સુખી જાણવો. જો મંગળ, શનિ કે સૂર્યની રાશિનો હોય તો રાજવૈભવી અને શત્રુ વગરનો જાણવો.

૧૧ રાહુ કેતુ અગીઆરમા ભાવે બેઠો હોય અને પોતાની રાશિનો કે ઉચ્ચનો હોય તો બુદ્ધિ સંતાનના સુખવાળો તથા અનેક રીતથી લાભ મેળવનારો અને ધનવાળો જાણવો અને જો ગુરૂના ઘરનો રાહુ અને બુધના ઘરનો કેતુ હોય તો અલ્પ બુદ્ધિ વાળો, અલ્પ સંતાનવાળો અને વળી અંતને મોટો લાભ મેળવનારો જાણવો. જો મંગળ શનિ અને સૂર્યના ઘરમાં બેઠો હોય તો છળ ભેદી કપટવાળો મોટી વિદ્યાવાળો અને મીઠું બોલનારો જાણવો. જો શુક્ર કે ચંદ્રના ઘરનો હોય તો મોટા સંતાનવાળો રાજસેવક મોટી બુદ્ધિવાળો અને અનેક જાતનાં વસ્ત્ર ઘરેણાં ને ભોજનના વૈભવવાળો સમૃદ્ધિવાળો તથા સુખી જાણવો

૧૨ રાહુ કેતુ બારમા ભાવે બેઠો હોય અને પોતાની રાશિનો કે ઉચ્ચનો હોય તો લોભી, પૈસાદાર અને શરીરે સુખી

જાણવો. અને ગુરૂના ઘરનો રાહુ અને બુધના ઘરનો કેતુ હોય તો કરજવાળો, દરિદ્રી તથા શરીરનો રોગી જાણવો અને જો મંગળ, શનિ ને સૂર્યના ઘરમા બેઠો હોય તો શત્રુ વગરનો, થોડાં સંતાન વાળો, નિરોગી, સ્થૂળ દેહવાળો જાણવો. અને જો શુક્ર ને ચંદ્રના ઘરમા બેઠો હોય તો નેત્રના રોગવાળો, પાપ કર્મ કરનારો, તથા છળભેદ ને કપટવાળો જાણવો, વળી નાસ્તિક બુદ્ધિને ઘણા ખર્ચ-વાળો તથા કરજદાર તેમજ દરિદ્રી ને શરીરે રોગી, સુસ્તીવાળો તથા થોડા આયુષ્યવાળો જાણવો.

## ગ્રહોની દૃષ્ટિનાં ફળ.

ગ્રહો પોતા થકી ત્રીજે અને દશમે એક પાયો દેખે તેનું ફળ ¼ આપે; પાંચમે અને નવમે બે પાયા દેખે તેનુ ફળ ½ આપે; ચોથે અને આઠમે ત્રણ પાયા દેખે તેનુ ફળ ¾ આપે, સાતમે ચાર પાયા એટલે સંપૂર્ણ દેખે તેનું પુરેપુરૂ ફળ આપે. સર્વ ગ્રહો પોતાથી સાતમે ભાવે સપૂર્ણ દ્રષ્ટિથી દેખે છે તેમા મંગળ ચાર, સાત ને આઠમા ભાવે સપૂર્ણ દ્રષ્ટિથી દેખે છે ગુરૂ પાંચ, સાત ને નવમા ભાવે સપૂર્ણ દ્રષ્ટિથી દેખે છે શનિ ત્રણ, સાત, ને દશમા ભાવે સપૂર્ણ દ્રષ્ટિથી દેખે છે રાહુ પાચ, સાત, નવ ને બારમા ભાવે સપૂર્ણ દ્રષ્ટિથી દેખે છે બીજે, છઠ્ઠે, અગીઆરમે તથા બારમે કોઈ ગ્રહ દેખે નહિ

દ્રષ્ટિ જોવાની રીત એવી છે કે, શુક્ર ચોથા ભાવે બેઠો હોય તો તેની સપૂર્ણ ચાર પાયાની દ્રષ્ટિ દશમા ભાવ ઉપર પડે છે, એ પ્રમાણે ગ્રહોની દ્રષ્ટિ બાબતના નિયમો છે, તેને અનુસરી ગણત્રી કરીને દરેક ગ્રહની બાબત દૈવજ્ઞ (જોશી) લોકો જન્મોત્રીમાં ગ્રહોની દ્રષ્ટિ બાબત કોઠો લખે છે.

### સૂર્યની દ્રષ્ટિનું ફળ.

૧ સૂર્ય પહેલા ભાવે દેખતો હોય તો અનેક દેશ પરદેશનુ ભ્રમણ કરાવે, ભાગ્યમા સારૂં ફળ થાય, પુણ્ય ઉપર થોડી પ્રીતિ

રહે, શરીરે કિંચિત્ પીડાકારી રહે, તેમ સ્ત્રીનું સુખ થોડું રહે. ૨ સૂર્ય બીજા ભાવે દેખતો હોય તો પિતાના ધનનો નાશ થાય, પોતાના પરાક્રમથી ગુજરાન ચલાવે ચતુષ્પદ જાનવરનું સુખ હોય, અને શરીરે શુભ રોગી રહે ૩ સૂર્ય ત્રીજા ભાવે દેખતો હોય તો પોતાથી પહેલું જે ભાઈ હોય તેનો નાશ કરે, પોતાનું પરાક્રમ થોડું હોય, અને પોતાનાજ પરાક્રમથી ભાગ્યનો વધારો કરે, જન્મ સ્થાનથી પ્રદેશમાંની સારી હોય એમાં સંશય જાણવો નહિ. ૪ સૂર્ય ચોથા ભાવે દેખતો હોય તો માતાને પીડાકારી હોય તેમજ ભાઈઓને પણ પીડા થાય, જશનો તથા સુખનો વધારો થાય. ૫ સૂર્ય પાંચમા ભાવે દેખતો હોય તો પહેલા સંતાનનો નાશ કરે, શરીરે વાયુની પીડા રાખે પોતાની સ્ત્રીનું સુખ થોડું હોય ૬ સૂર્ય છઠ્ઠા ભાવે દેખતો હોય તો હમેશાં શત્રુનો નાશ કરે પણ પોતાના જમણા નેત્રમાં પીડા હોય, માતાનું સુખ હોય તેમ મનુષ્યમાત્ર સાથે લેહેવાદેવી હોય ૭ સૂર્ય સાતમા ભાવે દેખતો હોય તો શરીરમાં કામદેવનું જોર કમતી રાખે, સ્ત્રીનો નાશ થાય, શત્રુથી પીડા થાય અને પોતાનું શરીર પાંડુ રોગથી પીડિત હોય. ૮ સૂર્ય આઠમા ભાવે દેખતો હોય તો, ગુહ્ય સ્થાનકે પીડા કરે અથવા પોતાના શરીરે પણ શુભ પિડા થાય પિતાએ કરેલો ધંધો કરે નહિ પિતાની વૃત્તિ પ્રમાણે ચાલે નહી અને બીજો ધંધો કરે તથા અન્ય સ્ત્રી ઉપર પ્રીતિ કરે ને વ્યભિચારી હોય. ૯ સૂર્ય નવમા ભાવે દેખતો હોય તો મોસાળપક્ષ, પિતાપક્ષ અને શ્વસુર પક્ષ, એ ત્રણે પક્ષનો નાશ કરે, બાપ ઉપર પ્રીતિવાળો દયા વગરનો અને છેલ્લી અવસ્થામા સુખી જાણવો ૧૦ સૂર્ય દશમા ભાવે દેખતો હોય તો કર્મ સિદ્ધિવાળો પોતાની પહેલી અવસ્થામાં માતાનો નાશ થાય અને જો સૂર્ય સ્વક્ષેત્રી અથવા મેષ રાશીનો હોય તો માતાના સુખવાળો, અને મોટો પરાક્રમી જાણવો. ૧૧ સૂર્ય અગીઆરમા ભાવે દેખતો હોય તો સારી વસ્તુની પ્રાપ્તિવાળો, સારી બુદ્ધિવાળો,

અને સારી રીતે પોતાનું ગુજરાન ચલાવનારો, પણ પહેલા પુત્રનો નાશ થાય, ૧૨ સૂર્ય બારમા ભાવે દેખતો હોય તો સ્થાનકનો નાશ થાય, અન્ય સ્થાનકમા નિવાસ કરે, પોતાનું સ્થાનક છોડે, વાહનથી અથવા ચતુષ્પદ જનાવરથી પીડા થાય અને બાર વર્ષ સુધી મુશ્કેલીથી ગુજરાન ચલાવે.

## ચદ્રની દ્રષ્ટિનું ફળ.

૧ ચંદ્ર પહેલા ભાવે દેખતો હોય તો, વિકળ, અને દુષ્ટ બુદ્ધિવાળો, મુસાફરી કરનારો અને તેથી સુખી, સુદર શરીરવાળો અને કાન્તિ પણ સારી જાણવી; ૨ ચદ્ર બીજા ભાવે દેખતો હોય તો કુટુબના ઘણા સુખવાળો, તેમ પોતાનો વશ પણ ઘણો વધે. પણ આઠમે વર્ષે જળ થકી અથવા પથ્થર વાગવાથી પોતાના શરીરે પીડા થાય; ૩ ચંદ્ર ત્રીજા ભાવે દેખતો હોય તો સારા ભાગ્યવાળો ને પરાક્રમી હોય, પહેલી અવસ્થામા ઘણું ધન મેળવે ને તેથી સુખ ભોગવે તેમજ છેલ્લી અવસ્થામાં પણ ધનનું વિશેષ સુખ ભોગવનારો જાણવો; ૪ ચદ્ર ચોથા ભાવે દેખતો હોય તો શરીરનો સુખી અને સ્ત્રીની સાથે ક્રીડા કરવાથી શરીરમા કિંચિત્ રોગ અને પિતાના ઘણા સુખવાળો જાણવો, ૫ ચદ્ર પાચમા ભાવે દેખતો હોય તો પહેલી અવસ્થામા પુત્રીનો જન્મ થાય, પોતે રાજા જેવો હોય, અગર પ્રધાન હોય, પરદેશમાં આજીવિકા ચલાવે; ૬ ચદ્ર છઠ્ઠા ભાવે દેખતો હોય તો, હમેશાં શત્રુના વધારાવાળો, કફના રોગની પિડાવાળો, ધાતુક્ષયના દરદવાળો, તેમજ શરીરમા કિંચિત્ દરદવાળો જાણવો, ૭ ચદ્ર સાતમા ભાવે દેખતો હોય તો, સારી રૂપવાન સ્ત્રીવાળો, અતિ કામી, પરસ્ત્રીનો સગ કરનારો, બીજા સાથે વાદ કરનારો, અને પોતાના વચન પ્રમાણે ચાલનારો જાણવો, ૮ ચદ્ર આઠમા ભાવે દેખતો હોય તો, મૃત્યુ સરખી એક વખત પીડા ભોગવે, શરીરે ઘણા રોગવાળો, શરીર ઠંડુ રહે, અને પોતાના જન્મથકી આઠમે વર્ષે ઘણી પીડા હોય, ૯ ચંદ્ર નવ[illegible]

જેવુ સુખ ભોગવે, ભાઈઓનુ સુખ હોય, ધનના ભોઠા સુખવાળો, અને ખરચ વધારે કરનારો જાણવો; ૧૦ ચદ્ર દશમા ભાવે દેખતો હોય તો વસ્તુપૂર્વક જનાવરથી સુજ્ઞાન મેળવનારો પુત્ર સ્ત્રી કુટુબ ને કાકાના સુખવાળો પણ ધર્મ માર્ગે થોડી બુદ્ધિવાળો જાણવો; ૧૧ ચદ્ર અગીઆરમાં ભાવે દેખતો હોય તો, ધનનો લાભ થાય, ધાર્યો મનોરથ સફળ થાય, પિડા માત્રનો નાશ થાય, પુત્ર, સ્ત્રી, આદિનુ ઘણું સુખ મળે,' સોના સરખી શરીરની કાન્તિ હોય પણ સર્વ સુખ ધીમે ધીમે પ્રાપ્ત થાય; ૧૨ ચદ્ર બારમા ભાવે દેખતો હોય તો પોતાના પિતાનુ સુખ થોડુ હોય રાજ્યથી જશ મળે ન્યાય બુદ્ધિથી વર્તનારો અને હમેશાં સારી વસ્તુનો વધારો કરનારો જાણવો

## મગળની દ્રષ્ટિનું ફળ.

૧ મગળ પહેલાં ભાવે દેખતો હોય તો પોતાની એક સ્ત્રી મૃત્યુ પામે, સ્ત્રીનુ સુખ થોડુ હોય, નેત્રમાં વિકળતા હોય, પગને કિંચિત પિડા થાય અને પહેલા પુત્રનો નાશ થાય; ૨ મગળ બીજા ભાવે દેખતો હોય તો કુટુબનુ સુખ થોડુ હોય ધનની પ્રાપ્તિ થાય, પણ ધીમે ધીમે ધનનો નાશ થાય, મુખસ્થાનમાં દર્દની પીડા કરે, અને લોહી પડવાથી પિડા થાય; ૩ મગળ ત્રીજા ભાવે દેખતો હોય તો કુટુબનુ સુખ થોડુ હોય પરદેશમાં રાજદ્વારથી માન મળે પોતાના ભાઇ, બેનના સુખનો નાશ કરે; ૪ મગળ ચોથા ભાવે દેખતો હોય તો પોતાની માતાને પોતાના જન્મથી ચોથા મહિને પિડા કરે, રાજાથી કિંચિત્ ભય હોય અને બાહનથી પરિતાપ થાય; ૫ મગળ પાંચમાં ભાવે દેખતો હોય તો પહેલા સતાનનો નાશ કરે પેટમા જઠરાગ્નિના ઘણા જોરવાળો અને કોઇ સ્થાનકે જમનારુ હોય તો માન છોડી જમવા જાય એવો બુભુક્ષવ હોય ૬ મગળ છઠ્ઠા ભાવે દેખતો હોય તો, શત્રુ માત્રનો નાશ કરે, તેમ મોસાળ પક્ષના સુખનો નાશ કરે લોહીથી અથવા લોહીની પિડાથી શરીરે પિડા પામે;

૭ મંગળ સાતમા ભાવે દેખતો હોય તો સ્ત્રીનો નાશ થાય, કેડનું દરદ થાય, ને તેથી વ્યાકુળ રહે, સ્ત્રી પુત્રાદિકના થોડા સુખવાળો જાણવો; ૮ મંગળ આઠમા ભાવે દેખતો હોય તો, હર્ષના રોગથી પિડાય, તેમજ કેદનુ પણ દરદ થાય, પોતાના ઘરમાં ક્લેશ રાખે, હમેશ ચિંતા રહે, ધન તથા કુટુંબના દુખવાળો જાણવો. ૯ મંગળ નવમા ભાવે દેખતો હોય તો ભાગ્યનો સારો વધારો થાય, સાળાનું સુખ અને તેથી સંતોષ મળે, ભાતૃના સુખનો નાશ થાય, ધર્મવાળો અને સારી બુદ્ધિવાળો જાણવો, ૧૦ મંગળ દશમાં ભાવે દેખતો હોય તો સર્વ પ્રકારની સિદ્ધિ મળે, સ્થાનકનું સુખ હોય, પરાક્રમ સારૂ રાખે અને પોતાના જન્મથી ચોથે વર્ષે પિતાના શરીરે પીડા થાય, ૧૧ મંગળ અગીયારમાં ભાવે દેખતો હોય તો આયુષ્ય લાંબુ હોય, સ્ત્રીને ગર્ભ રહે, પણ તેનો નાશ થાય, વૃદ્ધાવસ્થામા પુત્રનુ તેમજ બીજુ પણ સુખ મળે; ૧૨ મંગળ બારમાં ભાવે દેખતો હોય તો પિતાના થોડા સુખવાળો પણ માતાનુ સુખ ઘણું મળે, સર્વ શત્રુનો નાશ, મનુષ્ય પ્રત્યે સુખ સંતોષ વધારે રહે.

## બુધની દ્રષ્ટિનું ફળ.

૧ બુધ પહેલા ભાવે દેખતો હોય તો વેપાર ઉપર પ્રીતિવાળો, ઘરેણા વસ્ત્રાદિ મેળવનારો, સંગ્રહ કરનારો, જીવનો ઉદાર ધાતુની પુષ્ટિવાળો અને ગર્વ વિનાનો જાણવો. ૨ બુધ બીજા ભાવે દેખતો હોય તો ધનના ઘણા સુખવાળો, સારા ભાગ્યવાળો, તેમજ તે પુરૂષ સારી રીતે ગુજરાન ચલાવનારો જાણવો. ૩ બુધ ત્રીજા ભાવે દેખતો હોય તો ભાઈ ભાંડુના સુખવાળો, વેપારથી ગુજરાન ચલાવનારો, ઘણો ડાહ્યો અને તીર્થ કરવામા બુદ્ધિશાળી જાણવો. ૪ બુધ ચોથે ભાવે દેખતો હોય તો માતાના ઘણા સુખવાળો, રાજા તરફથી પણ સુખ મળે, દ્રવ્યનો વધારો થાય, પિતાના પૈસાનુ ઘણું સુખ મળે ૫ બુધ પાંચમા ભાવે દેખતો હોય તો કન્યાની પ્રજા થાય, એટલે ચાર પુત્રી થયા પછી પુત્ર

થાય, ઘણા જશવાળો અને ઘણી સમૃદ્ધિવાળો જાણવો. ૬ બુધ છઠ્ઠા ભાવે દેખતો હોય તો ઘણું કરીને મોસાળ પક્ષના સુખ વાળો પરાયા માણસ સાથે વાદ વિવાદ કરનારો અને તેને ઘણાજ પ્રકારની શત્રુતા ઉત્પન્ન થાય. ૭ બુધ સાતમા ભાવે દેખતો હોય તો ઘણી સ્વરૂપવાન સ્ત્રી મળે શરીરનો સુખી લાંબા આયુષ્યવાળો, અને સર્વ ધાતુના ક્રય વિક્રયના સુખવાળો જાણવો. ૮ બુધ આઠમા ભાવે દેખતો હોય તો જન્મે તે પ્રકારની વિઘ્નની પિડા થાય તેને નાશ કરે, રાજ્ય સ્થાનકથી ઉદ્યમ વધે તેમજ રાજ્ય સ્થાનકથી ગુજરાન ચાલે, પરદેશમાં રહેવાવાળો, તેમ ગીરી પર્વતની સમીપે મૃત્યુ કાળ જાણવો. ૯ બુધ નવમાં ભાવે દેખતો હોય તો ઘણો સુખી ભાગ્યશાળી પરદેશની મુસાફરી કરનારો, પરદેશમાં કોઈ રાજ્ય સાથે મેળાપ થાય અને તેથી માન વધે અને ગુજરાન ચાલે પિતાના સુખવાળો જાણવો ૧૦ બુધ દશમા ભાવે દેખતો હોય તો પોતાના પિતાથી અધિક ગુજરાન સારી રીતે ચલાવનારો રાજાના માનવાળો અને પિતાના ગામમાં સારી કીર્તિ મેળવનારો પિતાના ઘણા સુખવાળો તેમજ પિતાએ મેળવેલા દ્રવ્યના પણ સુખવાળો જાણવો ૧૧ બુધ અગિયારમા ભાવે દેખતો હોય તો ભાગ્યશાળી ઘણો લાભ મેળવનારો સર્વ પ્રકારના સુખવાળો અને ઘણો પરાક્રમી જાણવો. ૧૨ બુધ બારમા ભાવે દેખતો હોય તો વિવાહાદિ શુભ કામમાં ધનનું ખર્ચ કરવાવાળો પોતાના કેટલાક માણસથી તથા બંધુજનોથી હંમેશાં દિવસે દિવસે વિરોધ કરનારો, છાતીમાં મોટા ગુમડાની તથા વાયુની પીડાવાળો જાણવો.

## ગુરૂની દ્રષ્ટિનું ફળ.

૧ ગુરૂ પહેલા ભાવે દેખતો હોય તો સ્ત્રીના ઘણા સુખવાળો ઘણા સારા ભાગ્યવાળો ધનના સુખવાળો અને શુભ માર્ગે હંમેશાં ધનનું ખર્ચ કરનારો જાણવો ૨ ગુરૂ બીજા ભાવે દેખતો હોય તો ધનના સુખવાળો પણ પિતાના ધનના સુખ વગરનો પિતાનો ધંધો ન કરે અને બીજા ઉદ્યોગથી ગુજરાન

ચલાવનારો, કુટુંબ તથા હેતુ માણસના સુખવાળો જાણવો. ૩ ગુરૂ ત્રીજે ભાવે દેખતો હોય તો ભાઈ, ભાંડુના ઘણાં સુખવાળો, ભાગ્યશાળી, ધનવાન, અને સોના રૂપાનાં આભુષણથી સંતોષી જાણવો, ૪ ગુરૂ ચોથા ભાવે દેખતો હોય તો માતાપિતાના સુખવાળો, વાહન તથા દ્રવ્યના સુખવાળો બધુજનના સુખવાળો ને ઘણા જશ વાળો જાણવો. ૫ ગુરૂ પાચમે ભાવે દેખતો હોય તો સંતાનના તેમજ ધન તથા વિદ્યાના ઘણા સુખવાળો જાણવો. લગભગ પાંચ પુત્રનુ સુખ હોય. ૬ ગુરૂ છઠ્ઠા ભાવે દેખતો હોય તો શત્રુનો વધારો થાય અને તેથી પરાજય થાય. પોતાના સ્થાનકનો તેમ જ દ્રવ્યનો નાશ થાય, માતાને પિડા રહે, ને હમેશાં રીસાળ પ્રકૃતિવાળો રહે. ૭ ગુરૂ સાતમા ભાવે દેખતો હોય તો સારી રૂપવાન સ્ત્રીના સુખવાળો, દ્રવ્ય ઉપર પ્રીતિવાળો, લોભી. પૂર્ણ ભાગ્યશાળી અને થોડી કામી પ્રકૃતિ-વાળો જાણવો. ૮ ગુરૂ આઠમા ભાવે દેખતો હોય તો આઠમે વર્ષે પોતાને મૃત્યુ સરખી પીડા થાય, રાજા અથવા પ્રધાનથી ભય ઉત્પન્ન થાય, સ્ત્રી જાતિના સમાગમથી ધનનો તેમજ બુદ્ધિનો ક્ષય થાય. ૯ ગુરૂ નવમા ભાવે દેખતો હોય તો ધર્મનો વધારો થાય, રાજેન્દ્રના સરખી સમૃદ્ધિ હોય, શાસ્ત્રની રૂચીવાળો ને તે શાસ્ત્રને જાણનારો, પોતાને સ્વાધિન, નિયમ પ્રમાણે વર્તનારો અને પિતાના ઘણાં સુખવાળો જાણવો. ૧૦ ગુરૂ દશમા ભાવે દેખતો હોય તો કર્મ સિદ્ધિવાન, રાજાથી માન પામનારો, પુત્ર તથા સ્ત્રીના સુખવાળો, સારા શોભીતા ઘરમા વૈભવ ભોગવવાળો જાણવો ૧૧ ગુરૂ અગીઆરમા ભાવે દેખતો હોય તો ઘણા આયુષ્યવાળો, પુત્ર, સ્ત્રી, દ્રવ્ય એ સર્વના સુખવાળો, વ્યાધિ વગરનો અને મિત્રના સુખવાળો જાણવો. ૧૨ ગુરૂ બારમા ભાવે દેખતો હોય તો શુભ માર્ગે ધનનું ખર્ચ કરનારો, સર્વે બાબતની પીડાવાળો, શત્રુની ઉત્પત્તિવાળો, અને બુદ્ધિ તથા સર્વે મનોરથનો નાશ થાય

## શુક્રની દ્રષ્ટિનું ફળ.

૧ શુક્ર પહેલા ભાવે દેખતો હોય તો શરીરે સુખી, ઘણા

પરાક્રમવાળો સારા ભાગ્યવાળો અને શરીરનું સ્વરૂપ સારૂં હોય. ૨ શુક્ર બીજા ભાવે દેખતો હોય તો હમેશા દ્રવ્યના અને કુટુંબના સુખવાળો, પોતાના પરાક્રમથી દ્રવ્ય મેળવે વૈભવ ભોગવનારો, ને તેથી સુખી જાણવો. ૩ શુક્ર ત્રીજા ભાવે દેખતો હોય તો ભાઇ ભાંડુના સુખવાળો પોતાના જન્મ પછી જે ભાંડુ થાય તે કાને બહેરૂં હોય, દેશાવરથી રાજાનું માન મળે ૪ શુક્ર ચોથા ભાવે દેખતો હોય તો માતાના સુખવાળો કર્મવાન, ધર્મવાન, તેમજ ચતુષ્પદ જનાવર અને વાહનના સુખવાળો જાણવો. ૫ શુક્ર પાંચમા ભાવે દેખતો હોય તો પુત્ર થોડા થાય અને પુત્રીઓ ઘણી થાય. એકાદ પુત્ર હોય પણ ધન અને સ્ત્રીના સુખવાળો, ભણેલો વિદ્વાન પણ તુચ્છ બુદ્ધિવાળો જાણવો. ૬ શુક્ર છઠ્ઠા ભાવે દેખતો હોય તો મોસાળના પક્ષના સુખવાળો પોતાના પરાક્રમથી ભાગ્યવાળો, કિંચિત કષ્ટ અને શત્રુના વધારાવાળો જાણવો. ૭ શુક્ર સાતમા ભાવે દેખતો હોય તો ઘણી સારી સ્વરૂપવાળી સ્ત્રીના સુખવાળો, અને પ્રથમ પુત્રનો જ જન્મ થાય, દ્રવ્યનો સુખી પણ પારકાના આશ્રયથી તે પુરૂષ જીવનારો જાણવો. ૮ શુક્ર આઠમા ભાવે દેખતો હોય તો હમેશાં વ્યાધિવાળો, કષ્ટથી પૈસા મેળવનારો, સાધુ પુરૂષનો સમાગમ કરનારો ને તેથી સુખી જાણવો ૯ શુક્ર નવમા ભાવે દેખતો હોય તો લાંબા આયુષ્યવાળો, તેની પાસે દ્રવ્ય વધારે હોય. પોતાના ગામમાં સુખત્યારપણું ભોગવે તથા કુટુંબવાળો ને તેથી જ જશવાન શત્રુ વર્ગને જીતનારો અને પોતાના કુળ ધર્મથી વર્તનારો જાણવો ૧૦ શુક્ર દશમા ભાવે દેખતો હોય તો ભાગ્યશાળી હમેશા ચઢતી કળા હોય પણ તે પરદેશમાં ભાગ્યશાળી ને સુખવાળો પોતાના દેશમાં થોડા સુખવાળો પરદેશથી ધન મેળવનારો રાજાથી જશ મળે. તેમ ધનનું શુભ માર્ગે ખર્ચ કરનારો જાણવો ૧૧ શુક્ર અગીઆરમાં ભાવે દેખતો હોય તો લાંબા આયુષ્યવાળો, દ્રવ્યનો વધારો કરનારો, પોતાના ગામમાં સુખી તરીકે હોય, કુટુંબમાં માનકારી અને કુળધર્મની રીત પ્રમાણે ચાલનારો જાણવો. ૧૨ શુક્ર બારમા ભાવે દેખતો હોય

તો વિવાહાદિક શુભ માર્ગે ધનનુ ખર્ચ કરનારો, પોતાના પિતાની સ્વર્ગ ગતિ કરનારો પણ તે પુત્રનુ મૃત્યુ જલદી થાય.

## શનિની દ્રષ્ટિનું ફળ.

૧ શનિ પહેલા ભાવે દેખતો હોય તો પોતાના જન્મથી ત્રીજે વર્ષે શરીરને પીડા થાય, ધન તથા મિત્ર હમેશા નાશ પામે, અને શરીરે તાવ તથા પરમીયાની પીડા થાય. ૨ શનિ બીજે ભાવે દેખતો હોય તો ધનનો નાશ થાય, કુટુબમા શત્રુતા રહે અને તેરમે વર્ષે જળથી અથવા પથરા લાગવાથી શરીરે પીડાકારી થાય. ૩ શની ત્રીજે ભાવે દેખતો હોય તો ઘણો પરાક્રમી અને અતિશય બળવાન જાણવો, પણ ભાઇભાડુનો દુખી, અને લાભનું ફળ મળવાની વખતે કઇ નુકશાની થાય. ૪ શની ચોથે ભાવે દેખતો હોય તો જન્મના પહેલા વર્ષે શરીરે પીડા થાય, અને માતાપિતાને ચોથે વર્ષે પીડા થાય, પોતાનુ માન તથા સ્થાનક ઓછું થાય. ૫ શનિ પાંચમે ભાવે દેખતો હોય તો હમેશ પુત્રાદિક સુખનો નાશ કરે, ધનનો પણ નાશ કરે, પણ શરીરે નિરોગી રહે. ૬ શનિ છઠ્ઠે ભાવે દેખતો હોય તો શત્રુ માત્રનો નાશ કરે તેમ મોસાળના સુખનો પણ નાશ કરે, નેત્રમાં તથા પગમા પીડા કરે, અથવા પરમીયાની પીડા થાય. ૭ શનિ સાતમા ભાવે દેખતો હોય તો સ્ત્રીના શરીરે પીડા કરે, તે પીડા મૃત્યુ તુલ્ય થાય, શરીરમા પાડુ નામે રોગ કરે, તેમ તાવની તથા અતિસારની પીડા કરે. ૮ શનિ આઠમા ભાવે દેખતો હોય તો ચોરીનો ભય થાય, પથર લાગવાથી પીડા કરે, રાજાનો ભય રહે તેમ ધનની હાનિ થાય ૯ શનિ નવમા ભાવે દેખતો હોય તો મલેચ્છ જાતિથી ભાગ્યનો ઉદય થાય, બંધુજનના સુખ વગરનો અને પરદેશથી માન તથા પરાક્રમ વધે તેવો જાણવો. ૧૦ શની દશમા ભાવે દેખતો હોય તો પિતાના સુખનો નાશ કરે, તેમ માતાનુ સુખ ઘણું હોય, પોતે ભાગ્યશાળી અને પોતાના પરાક્રમથી આજીવિકા ચલાવનારો જાણવો ૧૧ શનિ અગીઆરમા ભાવે

દેખતો હોય તો વૃદ્ધ અવસ્થામાં પુત્રનું સુખ મળે, લાભ હમેશા ઓવરાવે, પણ સર્વે પ્રકારના સુખનો લાભ આપે. ૧૨ શનિ બારમા ભાવે દેખતો હોય તો, ખોટે રસ્તે ધનની હાનિ થાય, તેમ હમેશ ધનનો ખર્ચ કરે, સ્ત્રી તથા પુત્રથી હમેશ કલેશ કરે અને અતિ કામી પુરૂષ જાણવો

## રાહુની દ્રષ્ટિનું ફળ.

૧ રાહુ પહેલા ભાવે દેખતો હોય તો શરીરે સુખવાળો, વાયુથી શરીરે પીડાકારી ઘણો ક્રોધી, અને હમેશાં રીસાળ તથા લોહીના પ્રકોપની પીડા ભોગવનારો જાણવો. ૨ રાહુ બીજે ભાવે દેખતો હોય તો કુટુંબનો દુઃખી, જળથી અથવા ધયર લાગવાથી પીડાકારી થાય અને આઠમે વર્ષે શરીરે મહા પીડા કરે ૩ રાહુ ત્રીજે ભાવે દેખતો હોય તો પોતાના પરાક્રમથી સર્વે મનોરથ સફળ થાય. ઘણા પ્રકારે સુખ ભોગવે તેમ પુત્રનું પણ સુખ હોય, અથવા તે પુરૂષ જોડલાથી જન્મેલો હોય. ૪ રાહુ ચોથે ભાવે દેખતો હોય તો તે પુરૂષને માતાનું સુખ ન હોય, મલેચ્છ જાતિથી પોતાના ભાગ્યનો ઉદય થાય અને પોતાના પેટમાં હમેશાં શુલ પીડા રહે ૫ રાહુ પાંચમે ભાવે દેખતો હોય તો એક પુત્રનું સુખ હોય તેમ ભાગ્યશાળી અને રાજાથી વશ મળે તથા ચોથા ક્રમથી સર્વ મનોરથ સફળ થાય. ૬ રાહુ છઠ્ઠે ભાવે દેખતા હોય તો શત્રુ માત્રનો નાશ થાય તેમ ધનની હાની થાય, લાભ થાય તેથી બારગણું ખર્ચ કરે. ૭ રાહુ સાતમા ભાવે દેખતો હોય તો કામદેવની વૃદ્ધિ વધારે અતિકામી હોય, સાફ લાવણ્ય કરનારો હોય, અને રાહુની મહાદશા આવે ત્યારે પોતાની સ્ત્રીનો નાશ થાય ૮ રાહુ આઠમા ભાવે દેખતો હોય તો પોતાનો વંશ થોડો હોય અથવા ન હોય, અતિ દુઃખીઓ હોય, વાયુથી પીડા પામનારો, અને નીચ કર્મ કરી આજીવિકા કરનારો જાણવો. ૯ રાહુ નવમા ભાવે દેખતો હોય તો નવયોવના સ્ત્રીના વીલાસનું સુખ ભોગવનારો, પોતાના પ્રહોદરથી કિંચિત્

પીડા થાય, તથા પોતાનું ધન પોતાનો પુત્ર ચોરીથી લઇ જાય. ૧૦ રાહુ દશમા ભાવે દેખતો હોય તો પોતાની છેલ્લી અવસ્થામા કર્મવાન્ હોય, ને માતાપિતાના સુખવાળો જાણવો ૧૧ રાહુ અગીઆરમા ભાવે દેખતો હોય તો લાંબા આયુષ્યવાળો, ધનવાળો, રાજાથી માન પામનારો, પોતાની બુદ્ધિથી પોતે થોડુ ચાલનાર, અને પરવશ બુદ્ધિવાળો જાણવો. ૧૨ રાહુ બારમા ભાવે દેખતો હોય તો મનમા હમેશા આનદી, રોગ, શત્રુનો નાશ થાય, પણ ખોટે રસ્તે ધનનુ ખર્ચ કરે ને નેત્રમા પીડાકારી હોય

**સમજુતી**—રાહુ માથુ છે ને કેતુ ધડ છે તેથી કેતુની દ્રષ્ટિ હોય જ નહિ.

## ગ્રહોની ગ્રહના ઉપરની દ્રષ્ટિનું ફળ.

૧ ગ્રહોના ભાવ ઉપરની દ્રષ્ટિ બાબત જણાવ્યુ. હવે ગ્રહોની ગ્રહના ઉપરની દ્રષ્ટિ બાબત કહે છે ૨ દરેક રાશીમા રહેલા ગ્રહો ઉપરની પ્રત્યેક ગ્રહની દ્રષ્ટિનું ફળ પૂર્વના આચાર્યે અતિ વિસ્તારથી જે કહેલુ છે તે સઘળા ફળનો સમાવેશ સંક્ષેપમાં અહી કર્યો છે ૩ ઊંચમાં રહેલા ગ્રહને ઊંચનો કે સ્વગ્રહનો ગ્રહ દેખતો હોય, અગર સ્વગ્રહમા રહેલા ગ્રહને ઊંચનો ગ્રહ દેખતો હોય તો તે માણસ રાજની સત્તાના આશ્રયવાળો, ધન અને વૈભવવાળો, પરાક્રમી અને હીંમતવાળો, સ્ત્રી અને પુત્રના સુખવાળો, શત્રુના પક્ષને વશ કરનારો તથા સ્વધર્મ પાળનારો થાય છે. ૪ ઊંચમાં રહેલા ગ્રહને તેનો મિત્ર ગ્રહ દેખતો હોય તો શરીરના સુખવાળો, સુદર દેહવાળો, ઘણી જાતનો ઉદ્યમ ને વેપાર કરનારો, જશ અને જીત મેળવનારો, લોકપ્રિય અને ઉમદા કામ કરનારો માણસ હોય છે ૫ ઊંચમાં રહેલા ગ્રહને તેનો સમગ્રહ દેખતો હોય તો શરીરના દુ ખવાળો, વિદ્યામા નિપૂણ અને કામમા આળસુ, ધન અને વૈભવ મેળવવામાં હોશવાળો માણસ થાય છે. ૬ ઊંચમા રહેલા ગ્રહને તેનો શત્રુ ગ્રહ દેખતો હોય તો શરીર રોગી, મિત્ર કે કુટુબમાં વિરોધ કરનારો, ધનનો નાશ કરનારો, લોકમા નિદા

પામનારો માણસ થાય છે ૭ પોતાની રાશિમાં રહેલા ગ્રહને તેનો મિત્ર ગ્રહ દેખતો હોય તો રાજના આશ્રયવાળો, સારા ઉદ્યમથી ધન અને કીર્તિ મેળવનારો પરોપકારી કામ કરનારો શરીરે સુખી, ધર્મદાન તથા સ્વધર્મ ઉપર રૂચી રાખનારો માણસ થાય છે ૮ પોતાની રાશીમાં રહેલા ગ્રહને તેનો સમગ્રહ દેખતો હોય તો થોડા પરાક્રમ ને ધંધાવાળો, શરીરે સુખી તથા દુઃખી, અને માનસિક ચિંતાવાળો કુટુંબના માણસથી ઉદાસ અને પરાયા માણસથી સંતોષ પામનારો માણસ થાય છે ૯ પોતાની રાશીમાં રહેલા ગ્રહને તેનો શત્રુ ગ્રહ દેખતો હોય તો મિત્ર અને કુટુંબના માણસ સાથે વિરોધ કરનારો ધનનો નાશ કરનારો, તથા શરીરે રોગી, પુત્ર અને સ્ત્રીની પીડાવાળો, શત્રુની બીક લોગવનારો માણસ થાય છે ૧૦ મૂળ ત્રિકોણ રાશિમાં રહેલા ગ્રહો ઉપરની દ્રષ્ટિનું ફળ ઉંચમાં કે સ્વગ્રહની રાશીમાં રહેલા ગ્રહ પ્રમાણે સમજવું ૧૧ મિત્ર ગ્રહની રાશીમાં રહેલા ગ્રહને ઉચ્ચનો કે સ્વગ્રહનો ગ્રહ દેખતો હોય તો શરીરે કાન્તિવાળો તથા કીર્તિવાળો શરીરે મજબૂત તથા નીરોગી, ધન અને ઉદ્યમવાળો, તેજસ્વી અને સારાં કામ કરનારો ચતુર માણસ થાય છે ૧૨ મિત્ર ગ્રહની રાશીમાં રહેલા ગ્રહને તેનો મિત્ર ગ્રહ દેખતો હોય તો રોગ તથા શત્રુ વગરનો, જસ અને કીર્તિ મેળવનારો, વિદ્યા અને કળા મેળવનારો સુખી માણસ થાય છે ૧૩ મિત્ર ગ્રહની રાશીમાં રહેલા ગ્રહને તેનો સમ ગ્રહ દેખતો હોય તો શરીરના તથા ધનના મધ્યમ સુખવાળો, પરદેશમાં સુખાકારી કરી રોજગાર કરનારો તથા માનસિક ચિંતાવાળો થાય છે ૧૪ મિત્ર ગ્રહની રાશીમાં રહેલા ગ્રહને તેનો શત્રુ ગ્રહ દેખતો હોય તો શરીરે રોગી અને પોતાના ઘર સંસારથી દુઃખી, લોકોમાં નિંદા પામનારો, શત્રુના ભયવાળો તથા સ્ત્રીના દુઃખવાળો અને નિરૂદ્યમી માણસ થાય છે ૧૫ સમગ્રહની રાશીમાં રહેલા ગ્રહને ઉંચનો કે પોતાની રાશીનો ગ્રહ દેખતો હોય તો શરીરે સુખી ધન અને વૈભવવાળો, વહેવાર અને વેપારથી અનેક રીતે ધન મેળવનારો, ને રાજના આશ્રયવાળો માણસ થાય છે ૧૬ સમગ્રહની

રાશીમાં રહેલા ગ્રહને તેનો મિત્ર ગ્રહ દેખતો હોય તો શત્રુને વશ કરનારો, ઉદ્યમથી સંતોષ મેળવનારો, વેપારથી અને ઉદ્યમથી ધન મેળવનારો, રાજના આશ્રયવાળો, અને સુખી માણસ થાય છે. ૧૭ સમગ્રહની રાશીમાં રહેલા ગ્રહને તેનો સમગ્રહ દેખતો હોય તો શરીરે મધ્યમ, સુખી, કુટુંબના માણસથી માનસિક ચિંતાવાળો, અને મહા મેહેનતે રોજગાર ચલાવનારો થાય છે. ૧૮ સમગ્રહની રાશીમા રહેલા ગ્રહને તેનો શત્રુ ગ્રહ દેખતો હોય તો શરીરે દુંખી અને શત્રુથી નુકશાન વેઠનારો, ઉદ્યમથી ધનને ગુમાવનારો, નઠારા વિચારનો અને નઠારી સોબતવાળો માણસ થાય છે. ૧૯ શત્રુ ગ્રહની રાશીમાં રહેલા ગ્રહને કોઈ ઉંચનો કે પોતાની રાશીનો ગ્રહ દેખતો હોય તો મહા મેહેનતે પોતાનો રોજગાર ચલાવનારો, માનસિક ચિંતા ભોગવનારો અને ઘરડા માણસના આશ્રયવાળો માણસ થાય છે ૨૦ શત્રુ ગ્રહની રાશીમા રહેલા ગ્રહને તેનો મિત્ર ગ્રહ દેખતો હોય તો લડાઈમાં સલાહ કરનારો, ઘણી મેહેનતે થોડું ધન મેળવનારો, નીચ માણસના આશ્રયવાળો, શરીરે સુખી તથા દુખ વેઠનારો માણસ થાય છે. ૨૧ શત્રુ ગ્રહની રાશીમાં રહેલા ગ્રહને તેનો સમગ્રહ દેખતો હોય તો કુટુંબમા વિરોધ પાડનારો, મહા મેહેનતે ધંધો ચલાવનારો, અને શત્રુની બીક ભોગવનારો માણસ થાય છે ૨૨ શત્રુ ગ્રહની રાશીમા રહેલા ગ્રહને તેનો શત્રુ ગ્રહ દેખતો હોય તો શરીરે દુખી, ધનનો નાશ કરનારો, નીચ વિચારને તાબે રહેનારો, રાજની હરકત વેઠનારો, અને લોકમાં નીંદા પામનારો માણસ થાય છે ૨૩ જે ગ્રહ દેખનારો છે તેને દ્રષ્ટા ગ્રહ કહે છે ૨૪ જે ગ્રહ દ્રષ્ટિ ઝીલનારો છે, તેને દ્રષ્ય ગ્રહ કહે છે. ૨૫ દ્રષ્ટા અને દ્રષ્ય એ બને શુભ ગ્રહ હશે તો તેનું દ્રષ્ટિ ફળ વધારે શ્રેષ્ટ ગણવુ. વળી આ બન્ને શુભ ગ્રહની રાશીમાં રહેલા હશે તો તેનુ અતિ ઉત્તમ ફળ સમજવું ૨૬ દ્રષ્ટા અને દ્રષ્ય એ બે ગ્રહો પાપ ગ્રહ હશે તો તેનુ દ્રષ્ટિ ફળ હલકા દરજાનું ગણવુ. ૨૭ દ્રષ્ટા પાપ ગ્રહ હોય અને દ્રષ્ય શુભ ગ્રહ હોય તો તેનું દ્રષ્ટિ ફળ મધ્યમ પ્રકારનુ જાણવુ. ૨૮ દ્રષ્ટા શુભ ગ્રહ

હોય અને દ્રષ્ટ પાપ ગ્રહ હોય તો તેનું દ્રષ્ટિ ફળ જે કહેલું છે તે બરાબર જાણવું ૨૯ ઉપરના દ્રષ્ટિ ફળો ઘણું કરીને દ્રષ્ટ ગ્રહોના અધિકાર ઉપર વધારે આધાર રાખનારા સમજવા ૩૦ નીચના ગ્રહને કોઈ ઉચનો કે પોતાની રાશિનો ગ્રહ દેખતો હોય તો મહા મહેનતે ધન અને કીર્તિ મેળવે તથા નિરોધમાંથી છુટનારો સો વરસનો રાજનો આશ્રય મેળવનારો, તથા કીર્તિ મેળવનારો થાય છે ૩૧ નીચના ગ્રહને તેનો મિત્ર દેખતો હોય તો શરીરે મધ્યમ સુખી મહેનત કરીને પણ મોડું ધન મેળવનારો, શત્રુથી છુટનારો વેપારવાળો, કુટુંબ સાથે હળીમળી ચાલનારો, પણ મોટા જશવાળો હોય છે ૩૨ નીચના ગ્રહને તેનો સમગ્રહ દેખતો હોય તો લોકોમાં નિંદા પામનારો, નિર્ધન તથા નિરોગી વળી ઉદ્યમમાં તથા રોજગારમાં નિષ્ફળ થનારો, રોગ તથા શત્રુની પીડાવાળો માણસ થાય છે ૩૩ નીચના ગ્રહને તેનો શત્રુ ગ્રહ દેખતો હોય તો શરીરે રોગી તથા નિર્ધન, શત્રુથી દુઃખ વેઠનારો રાજની હરકત વેઠનારો પરદેશમાં મુસાફરી કરનારો લોકોમાં નિંદા પામનારો, ક્રોધી તથા કપટી માણસ થાય છે ૩૪ આ પ્રસંગે સમજવું કે આ દ્રષ્ટિ ફળથી ગ્રહોના ભાવફળને કે ભાવ ઉપરની ગ્રહોની દ્રષ્ટિ ફળને કાંઈ હરકત લાગતી નથી પણ તેની દ્રષ્ટિ અને દ્રષ્ટ ગ્રહની દશા અને અંતર દશામાં તે ફળ બાબત હમેશ થાય છે ૩૫ વળી પાપ ગ્રહની રાશિમાં રહેલા દ્રષ્ટા અને દ્રષ્ટ ગ્રહ કરતાં એ બંને શુભ ગ્રહની રાશિમાં રહેલા હોય તો તે ગ્રહતા દરજ્જાના જાણવા તેમજ પાપ ગ્રહની રાશિમાં રહેલાં દ્રષ્ટા ગ્રહ કરતાં શુભ ગ્રહની રાશિમાં રહેલા દ્રષ્ટા ગ્રહને પણ ચઢીઆતો જાણવો; અને પાપ ગ્રહની રાશિમાં રહેલા દ્રષ્ટ ગ્રહ કરતાં શુભ ગ્રહની રાશિમાં રહેલા દ્રષ્ટ ગ્રહને પણ કાંઈક શ્રેષ્ઠ જાણવો ૩૬ નીચના દ્રષ્ટા ગ્રહને શત્રુ ગ્રહની રાશિમા રહેલા દ્રષ્ટા ગ્રહ પ્રમાણે અધિકાર મળેલો છે એમ સમજવું ૩૭ અસ્તના દ્રષ્ટા તથા દ્રષ્ટ ગ્રહને શત્રુ ગ્રહની રાશિમાં રહેલા દ્રષ્ટા તથા દ્રષ્ટ ગ્રહના જેવોજ અધિકાર મળેલો છે ૩૮ દ્રષ્ટા તથા દ્રષ્ટ ગ્રહો એક બીજાની મહાદશા અને અંતરદશામાં પોતાની દ્રષ્ટિનું ફળ આપશે

---

# श्री चमत्कार चिंतामणि

## ( आचार्य श्री प्रीतिविजयगणी विरचित ).

श्लोकः-न चलेत खेचरा स्थापिते किंचचक्रे
नते स्पष्टगा स्थापितै क्रिग्रहेंद्रै ।
आभावा वित स्पष्टताकोत्र हेतुः
फलै रेव सर्व ब्रुवेतानि तस्मात् ॥ १ ॥

ભાવાર્થ—કુડળી સ્થાપન કરી, પણ જો તેમાં ગ્રહ એક પણ ન હોય તો તે કુડળી ચક્ર શા કામનું ? અર્થાત્ નકામું અને કદિ જો કુડળીમા ગ્રહ સ્થાપન કર્યા, પણ જો તે ગ્રહ સ્પષ્ટ ન હોય તો તે ગ્રહથી પણ શુ થાય ? અર્થાત્ કાંઈ નહિ. કદિ ગ્રહ સ્પષ્ટ કર્યો, પણ ફળ સિદ્ધિ વિના સ્પષ્ટ ગ્રહ પણ શા કામના ? અર્થાત્ નકામા; જેથી સઘળા ગ્રહની ફળ સિદ્ધિ કહે છે.

### સૂર્ય ગ્રહ ફળ સિદ્ધિ.




૧ પહેલા ભવનમા સૂર્ય હોય તો તે પુરૂષ ઉચી નજરવાળો હોય અને મનમા સ્ત્રી, કુટુમ્બ અને મીત્ર તરફથી ચિંતાતુર રહે, તેમ જ શરીરની અદર વાત, પિત્ત અને કફના રોગથી દુખ ભોગવનાર, અને દરેક કામમાં લાભ અને હાનિ પામે દેશાવરમા ફરવુ થાય સુખ અને દુખ બન્નેનો અનુભવી

હોય ૨ બીજા ભવનમાં સૂર્ય હોય તો તે પુરૂષ ભાગ્યવાન હોય તેમ જ પોતાને ઘેર ચાર પગવાળાં જાનવર જેવા કે ગાય, ભેંસ ઘોડા, બળદ વિગેરેનુ સુખ હોય, તેમ જ સારે માર્ગે ધન ખર્ચનાર હોય પણ કુટુંબ તથા સ્ત્રી સાથે કુસંપ રાખે, કંઇક સારૂં કામ કરવા જતાં નુકશાન પામે. ૩ ત્રીજા ભવનમાં સૂર્ય હોય તો તે પુરૂષ જ ન્મથી જ અધિક પ્રતાપી અને બળવાન હોય, પણ સ્ત્રી તરફના દુઃખથી પરદેશ ફરવું થાય. શત્રુનો નાશ કરવા વાળો હોય, અને સંગ્રામમાં શુરવીર તથા રાજ તરફથી માન પામવા વાળો થાય. ૪ ચોથા ભવનમાં સૂર્ય હોય તો તે પુરૂષ સદા સારો હોદ્દો ભોગવે, અને તેમાં યશ તેમ જ લાભ પામે પણ મિત્ર સાથે કલેશ રહે, પરદેશ ફરવું થાય સંગ્રામમાં વૈરી તરફથી દુઃખ ભોગવવું પડે કદિ પણ તેનું ચિત્ત સ્થિર હોય નહિ. ૫ પાંચમા ભવનમાં સૂર્ય હોય તો તે પુરૂષને મોટા દિકરા તરફથી દુઃખ પડે ક્રોધી પ્રકૃતિવાળો હોય, મન્ત્રાદિક વિદ્યામાં કુશળ હોય કપટથી વસ્તુને ગ્રહણ કરનારો થાય તેમ જ આળસમાં વખત કાઢનાર અને પેટના રોગથી મરણાંતિક કષ્ટ ભોગવનાર થાય. ૬ છઠ્ઠા ભવનમા સૂર્ય હોય તો તે પુરૂષ વૈરીનો નાશ કરવાવાળો તથા મિત્ર અને વૈરી તરફના દુઃખથી ભમના ભોગ તરીકે ભાવવું પડે તથા મોસાળ પક્ષની પોતાના જ ન્મ પછી હાની થાય, ચાર પગા જનાવરથી દુઃખ ભોગવે માર્ગે ચાલતાં ચોરાદિકથી ભય થાય ૭ સાતમા ભવનમાં સૂર્ય હોય તો તે પુરૂષને સ્ત્રી તરફનો સંતાપ હોય, તેમજ શરીરમાં પીડા અને વ્યાપારમાં લાભ થોડો ચિંતાથી નિદ્રાનો નાશ થાય ૮ આઠમા ભવનમાં સૂર્ય હોય તો તે પુરૂષ પરસ્ત્રીલંપટ હોય તેનાથી દુઃખ ભોગવે પરદેશની સ્ત્રી મળે, પર દેશની વસ્તુ ઉપર પ્રીતિ રાખનાર તેમજ ભોગવનાર થાય, ચોરાદિકથી ધનનો નાશ થાય, તેમજ ગુહ્ય સ્થાનમાં ભગંદર રોગ હોય. ૯ નવમા ભવનમાં સૂર્ય હોય તો તે પુરૂષ દુષ્ટ વિચારવાળો તેમજ સત્ય વિ વા કરવાવાળો હોય તપ–ધર્મ ઉપર પ્રેમ વિનાનો અને ખોટા હઠ દેખાડવાવાળો હોય, ભાઇ વર્ગથી દુઃખ ભોગવે. ૧૦ દશમા ભવનમાં

સૂર્ય હોય તો તે પુરૂષને રાજ્ય જેવી સાહ્યબી મળે, પોતાની માતાને પોતાના જન્મ પછી પીડા થાય, પોતાને વાયુની પીડા રહે, તેમજ વ્હાલા સગાનો વિયોગ ભોગવનાર થાય ૧૧ અગ્યારમાં ભવનમા સૂર્ય હોય તો તે પુરૂષ ધનવાન હોય, રાજ્ય દરબાર તરફથી માન પ્રતિષ્ઠા પામે, પોતાના પ્રતાપથી શત્રુનો નાશ થાય, અને ઘણા વૈભવ ભોગવનાર થાય, પણ દીકરા દીકરીની ચિંતા હોય. ૧૨ બારમા ભવનમા સૂર્ય હોય તો તે પુરૂષને આંખે દર્દ હોય તેમજ શત્રુનો નાશ કરવાવાળો, લાલચુ, લાચખોર, શરીર પીડીત રહે, પોતાના જન્મ પછી કાકાને હાની થાય, અને પીતાને રસ્તે ચાલતા દુઃખ પડે.

## ચદ્ર ગ્રહ ફળ સિદ્ધિ.




૧ પ્રથમ ભવનમા ચદ્ર હોય તો તે પુરૂષ મંદ વીર્યવાન, શકિતહીન, સુકુમાલ, પણ વરખ અને કર્ક એ બે રાશિ સિવાયનો ચદ્ર દેહ સ્થાનમાં હોય તો વિશેષે કરીને બળહીન અને શરીરે દુર્બળ હોય, જો મેષનો ચંદ્ર હોય તો તેનું શરીર સુક્કુ હોય, અને એ શિવાય બીજી રાશિઓનો ચંદ્ર દેહસ્થાનમા હોય તો બાપનું સુખ થોડુ અને ન્યાયવાળો થાય ૨ બીજા ભવનમાં ચદ્ર હોય તો તે પુરૂષ દેવ સરખી સાહ્યબી પામે, દેશ પરદેશમા કીર્તિવાળો થાય, સ્ત્રી વલ્લભ હોય તેમજ કુટુબ ઉપર પ્રીતિ થોડી રાખનાર હોય ત્રીજા ભવનમા ચંદ્ર હોય તો તે પુરૂષ પોતાના પરાક્રમથી ધન મેળવે, તપ ઉપર પ્રીતિવાળો હોય, સ્ત્રીઓના હાવભાવથી પણ પોતાનો તપ છોડે નહિ, પોતાના કુટુંબ તથા

બધુ વર્ગનું સુખ ઘણું હોય, નીમળ, પ્રતાપવંત, જશવંત હોય, અને ધર્મ ધ્વજા ફરકાવનાર થાય. ૪ ચોથા ભવનમાં ચંદ્ર હોય તો તે પુરૂષને માતા તથા મિત્ર તરફનું સુખ સારૂં હોય રાજાના તરફથી અધિકાર પામવાવાળો હોય નાની વયમાં સુખ થોડું પણ સ્ત્રી તરફનું સુખ સારૂં હોય. ૫ પાંચમાં ભવનમાં ચંદ્ર હોય તો તે પુરૂષને સંતાન સુખ મળે, નિર્મળ બુદ્ધિવાળો જમીનથી અન્ન, ધનનો લાભ મળે, તથા વેપારમાં વ્યાજથી લાભ થાય. ૬ છઠ્ઠા ભવનમાં ચંદ્ર હોય તો તે પુરૂષ રૂપવાન અને છતેલા શત્રુ પાછા સામા થાય, કફ વગેરે રોગોની ઉત્પતિ થાય લાંબ ખાઠી–ગુજરીમાં ધનનો નાશ થાય, અને શત્રુઓ ક્રમ પડે નહિ. ૭ સાતમાં ભવનમાં ચંદ્ર હોય તો તે પુરૂષને સ્ત્રીનું સુખ સારૂં, ધનનો લાભ, રસ્તે ચાલતાં સ્ત્રી મોહીત થાય, પરમ પ્રીતિ ધરવા વાળો, અને મીઠા ભોજન જમનાર, પણ લોભ પ્રકૃતિ વિશેષ હોય, શરીર નિર્બળ, પણ તે પુરૂષનો અંધારીઆમાં જન્મ હોય તો દુશ્મન તરફથી દુઃખ રહે. ૮ આઠમા ભવનમાં ચંદ્ર હોય તો તે પુરૂષનું ઘર વૈદ, ડોકટરથી ભરેલુ હોય, અર્થાત સદા રોગી, ખાધું પાચન નહિ થવાથી દવા હંમેશ ખાશે, બાવી–કુવા વાવ, નદીનો ભય, અને તેથી ઘાત થાય. ૯ નવમા ભવનમાં ચંદ્ર હોય તો તે પુરૂષના ઘર સુખ મળીઆ જેવાકે–બાગબગીચા આરામ, બાળકો સદા સ્તુતિ કરનાર હોય, ત્રણે અવસ્થા સુખી હોય, બુદ્ધવંત બળી, નીરોગી, અને ચંદ્રમાનીપેરે વધતી કળાવાન હોય ૧૦ દસમા ભવનમાં ચંદ્ર હોય તો તે પુરૂષને બાપનું સુખ થોડું લક્ષ્મીવાન, રાજા તરફથી માન નવીન નવીન સામગ્રી ભોગવનાર, તેમજ ધર્મિષ્ઠ હોય. ૧૧ અગીઆરમાં ભવનમાં ચંદ્ર હોય તો તે પુરૂષને રાજ્ય તરફથી ધન અધિકાર વસ્ત્ર વગેરેથી સાથે સત્કાર થાય, લોકમાં જશવંત, સ્ત્રી તથા લક્ષ્મી તરફથી ઘણો સુખી હોય, જશ અને શોભા વધી હોય, પણ દીકરીની વસ્તી વધારે હોય. ૧૨ બારમા ભવનમાં ચંદ્ર હોય તો તે પુરૂષને આંખ અને શત્રુનો ભય રહે ધનનો વ્યય સારા કામમાં થયા કરે, પીત્રાઈઓ તરફથી ક્લેશ સહન કરવો પડે તથા સ્ત્રી તરફનો પ્રેમ થોડો હોય.

## મંગળ ગ્રહ ફળ સિદ્ધિ.

૨ મ
૧ મ
૧૨ મ.
૩ મ
૧૧ મ
૪ મ
૧૦ મ.
૫ મ
૭ મ
૯ મ
૬ મ
૮ મ

૧ પહેલા ભવનમા મગળ હોય તો તે પુરૂષને લોઢા તથા અગ્નિથી ઘાત, માથામા દર્દ રહ્યા કરે, નીડરપણે રહેવાવાળો હોય, અને તેની સ્ત્રીને બાળક થાય તો બુદ્ધિહીન થાય, પ્રસુતી વખતે સ્ત્રીને પીડા, અને ફરજદની પ્રાપ્તિ થોડી થાય ૨ બીજા ભવનમા મગળ હોય તો તે પુરૂષને કુટુંબ ઝાઝુ હોય કે ધન ઝાઝુ હોય તો તેથી શુ ? એટલે ધન કે કુટુબ એના કામમા આવે નહિ. છેવટે તેનુ ધન તેને છોડીનેજ ચાલ્યુ જાય ૩ ત્રીજા ભવનમા મગળ હોય તો તે પુરૂષ જાતે ધર્મ કરવાથી પાછો પડે, પણ વ્યાવહારિક કાર્યમા કુશળ હોય, પણ ભાડુ તરફથી કાંઇક દુઃખ ભોગવે. ૪ ચોથા ભવનમા મંગળ હોય તો તે પુરૂષને મીત્ર સુખ થોડુ, પરતુ રાજ્ય તરફથી ભૂમિ, વસ્ત્ર તથા ધનની પ્રાપ્તિ થાય ૫ પાચમા ભવનમા મગળ હોય તો તે પુરૂષને જઠરાગ્નિનુ જોર સારૂ, શરીરે બળવાન, પુત્ર સુખ થોડુ, કદાચીત થાય તો એક પુત્રનું સુખ ભોગવે, બુદ્ધિશાળી હોય, પણ તે બુદ્ધિ પાપ માર્ગે પ્રવર્તાવે, ચિત્ત સદા ક્લેશમય રહે ૬ છઠ્ઠા ભવનમા મગળ હોય તો તે પુરૂષ વેરીનો નાશ કરે, સગ્રામમા શૂરવીર, પારકા મનુષ્યથી લેણાદેણી, મોસાળ પક્ષ તરફથી અણબનાવ, અને એકવાર ધન જાય તો પણ પાછુ મેળવે ૭ સાતમા ભવનમા મગળ હોય તો તે પુરૂષ સ્ત્રી તરફથી દુંખી, વેપારમા લાભ નહિ, રીસાળ પ્રકૃતિ હોવાથી કાર્યની સિદ્ધિ થાય નહિ ૮ આઠમા ભવનમા મગળ હોય તો તે પુરૂષ શરીરે ગઢ-ગુમડની પીડાવાળો, પૈસારહિત, દુઃખી મીત્ર-સ્નેહી ઉપર ગમે તેટલો ઉપકાર કરે, છતા પણ મીત્ર તેના ઉપર શત્રુપણું રાખે

૯ નવમાં ભવનમાં મંગળ હોય તો તે પુરૂષને મોટા ભાઈ ન હોય તેમજ મોટા ભાળાનું સુખ ન હોય અને વેપારમાં લાભ મોટો મળે ૧૦ દશમાં ભવનમાં મંગળ હોય તો તે પુરૂષ પોતાના ગામમાં તથા જ્ઞાતિમાં આગેવાન હોય, રાજ્યકાર્યમાં કુશળ અને ખનીજપદાર્થના વેપારમાં લાભ મેળવે ૧૧ અગીયારમાં ભવનમાં મંગળ હોય તો તે પુરૂષને પુત્રનું સુખ થોડું, વેરી તરફથી દુઃખ ભોગવે, પણ કોઇ શત્રુ સામો ફાવી શકે નહિ. ધનનો લાભ થાય, વાહનનું સુખ થાય, અને ખાટી ખુસલીનું થોડું આળ આવે ૧૨ બારમા ભવનમાં મંગળ હોય તો તે પુરૂષને દેહ સુખ થોડું, તેમજ સ્ત્રી સુખમાં ખામી લબાડ લોકથી ભય, રોગ ઘણુંથી પેરાવશે, પણ ઇંદ્ર જો રક્ષણ કરે તો હોદાની વાતથી ભય

બુધ ગ્રહ ફળ સિદ્ધિ




૧ પહેલા ભવનમાં બુધ હોય તો તે પુરૂષ શરીરે નીરોગી, રૂપવાન, જશવંત, અને શાંત પ્રકૃતિવાળો હોય. ૨ બીજા ભવનમાં બુધ હોય તો તે પુરૂષ બુદ્ધિવાન ધનવાન, ઉદાર વૃત્તિવાળો, સભામાં શોભે તેવો, તથા સુખ સામગ્રીવાળો હોય. ૩ ત્રીજા ભવનમાં બુધ હોય તો તે પુરૂષને વેપારી વર્ગથી મીતતા ભાઉવર્ગનું સુખ થાય પુણ્યવંત, પોતાના કુળના આચાર પ્રમાણે વર્તનારો, શાંત તથા કોઈ કોઇથી વશ થતું ન હોય તો તેને બુદ્ધિબળથી વશ કરનારો વિનયવંત ત્યાગી અથવા ભોગી હોય ૪ ચોથા ભવનમાં બુધ હોય તો તે પુરૂષને સારા મિત્રનો સમાગમ થાય તેમજ સરકારમાં ઉંચો અધિકાર પામે, પોતાના હાથ નીચે ઘણા માણસો આજીવિકા ચલાવે, બાપના ધનથી રહીત હોય પોતાના ધનથી નિર્વાહ કરે. ૫ પાંચમાં ભવનમાં બુધ હોય તો તે પુરૂષ ધન મેળવવાની ઇચ્છા હંમેશા કરે, બુદ્ધિશાળી હોય,

કપટ સહિત પાપ કરવામાં તત્પર રહે, પ્રથમ પુત્રનો નાશ થાય. ૬ છઠ્ઠા ભવનમાં બુધ હોય તો તે પુરૂષ ધનવંત તેમ ધનથી વેગળાપણું, શત્રુનો નાશ કરવાવાળો, સાધુના ઉપદેશ સાંભળવાવાળો, વાયુ પ્રકૃતિવાળો, સારા માર્ગે ધન ખરચવાની બુદ્ધિવાળો અને શરીરે નિર્બળ હોય. ૭ સાતમા ભવનમાં બુધ હોય તો તે પુરૂષને સ્ત્રીનું સુખ સારૂં, તુચ્છ વીર્યવાન, બુધ તથા સૂર્ય એ બને ગ્રહો સાતમા સ્થાને ભેગા હોય તો કંચનમય કાયાવાળો, તેમજ પૈસાનો અંહકાર કરનાર ન હોય. ૮ આઠમા ભવનમાં બુધ હોય તો તે પુરૂષનું સો વર્ષનું આયુષ્ય હોય, દેશાવરમા પ્રખ્યાતી પામવાવાળો, વેપાર તેમજ રાજ્ય તરફથી લક્ષ્મીની પ્રાપ્તિ થાય, સ્ત્રીનું સુખ સારૂં, અને બુદ્ધિવંત હોય. ૯ નવમા ભવનમા બુધ હોય તો તે પુરૂષ ધર્મિષ્ઠ અને બુદ્ધિવંત હોય, સાધુપણું પામે, તીર્થ યાત્રા કરનાર, પોતાના કુળની કીર્તિનો વધારનાર, રાજથી માન પામનારો, અને દુષ્ટ મનુષ્યનો નિગ્રહ કરનારો થાય. ૧૦ દસમા ભવનમાં બુધ હોય તો તે પુરૂષ થોડા વચનનો બોલનાર, સુખી, એકના ઉપર ગુસ્સે થાય તો બીજાના ઉપર પ્રસન્ન થાય, રાજા જેવો ઉંચા મનવાળો, અને પિતાથી અધિક સુખી હોય ૧૧ અગીયારમા ભવનમા બુધ હોય તો તે પુરૂષને દરેક ચીજમા લાભ થાય, જો આ સ્થાને બુધ ન હોય તો દરેક રીતે દુઃખી, અને શરીરે નિર્બળ હોય. ૧૨ બારમા ભવનમાં બુધ હોય તો તે પુરૂષ શત્રુઓથી ઘેરાયલો રહે અને ધનનો નાશ થાય.

## ગુરૂ ગ્રહ ફળ સિદ્ધિ.



૧ પહેલા ભવનમાં શુક્ર હોય તો તે પુરૂષ કાંતિવાન, તેમ શરીરે સુખી પણ વીર્ય થોડુ, દેવભક્તિએ જવાવાળો, સદા અને સારા માર્ગે ધન ખર્ચનાર હોય. ૨ બીજા ભવનમાં શુક્ર હોય તો તે પુરૂષ કવિ, બુદ્ધિમાન, તત્ત્વવેત્તા, મોઢાના રોગવાળો, કષ્ટથી ધન મેળવે, પણ ધન રહે નહિ. ૩ ત્રીજા ભવનમાં શુક્ર હોય તો તે પુરૂષને નાના ભાઇનુ સુખ થોડુ મીત્રે કરેલા ઉપકારને ભુલી જનાર, ભાગ્યનો ઉદય છતાં વેપારમાં પૂરો લાભ મળે નહિ ૪ ચોથા ભવનમાં શુક્ર હોય તો તે પુરૂષ ઘરના આગળ ઘોડાના હણહણાટ સાંભળનાર બ્રાહ્મણો તેની સ્તુતિ કરે વૈરી સેવક થઇ રહે પણ ગુપ્ત ચિંતાથી પીડીત હોય. ૫ પાંચમા ભવનમા શુક્ર હોય તો તે પુરૂષ સદા આનંદ કરવાવાળો, વાકય ચાતુર્યવાળો, સર્વ કામમાં કુશળ પણ પુત્ર છતાં દુઃખ ભોગવે. ૬ છઠ્ઠા ભવનમાં શુક્ર હોય તો તે પુરૂષ નિરોગી શરીરવાળો, શત્રુનો નાશ કરનાર, પોતાની બુદ્ધિથી શ્રમ કરવાવાળો પોતાના બાહુબળથી લક્ષ્મી મેળવી પાછળ લક્ષ્મી વડે સદા આનંદ ભોગવે, પણ મોસાળ-પક્ષથી દુઃખી. ૭ સાતમા ભવનમા શુક્ર હોય તો તે પુરૂષ ધનવાન બુદ્ધિવાન, સ્ત્રી તરફનુ સારૂ સુખ ભોગવનાર પૈસા તરફ લોભવૃત્તિ વધારે, સંતાન થયા હોય, અહંકારી હોય, અને દિવ્ય કાન્તિવાન હોય. ૮ આઠમા ભવનમા શુક્ર હોય તો તે પુરૂષ શરીરે રોગી, રોગથી પીડાયેલો પણ અંત વખતે શુદ્ધબુદ્ધિ થવાથી સારી ગતિ પામે. ૯ નવમા ભવનમાં શુક્ર હોય તો તે પુરૂષ ચાર મજલાવાળા મકાનમા આનંદ કરનાર, રાજાને વ્હાલો બ્રાહ્મણોનો સત્કાર કરનાર, સાધુનો વિનયવંત પણ સદા અહંકારી તેમજ ધર્મ શ્રદ્ધા રહિત હોય. ૧૦ દસમા ભવનમાં શુક્ર હોય તો તે પુરૂષ સુશોભિત મકાન ભોગવનાર, પિતાથી અધિક સુખ ભોગવનાર, ચંદ્રમાથી અધિક કાંતિવાન, પુત્ર સુખથી આસક્તિથી સદા તેના ઘેર અન્ન વધું નીપજે તથા અતીથી પોષક તેવો હોય. ૧૧ અગીયારમાં ભવનમાં શુક્ર હોય તો તે પુરૂષ સંપત્તિવાળો બુદ્ધિવંત, પાંચ સંતાનની પ્રાપ્તિવાળો તથા શુભ કાર્યમા ધન ખર્ચનાર

હોય. ૧૨ બારમા ભવનમાં ગુરૂ હોય તો તે પુરૂષ અંહકારથી ધન ખર્ચનાર, પારકા ધનને ઉચાપત કરવાની બુદ્ધિવાળો, જેથી છેવટે પૈસાનો નાશ થાય.

## શુક્ર ગ્રહ ફળ સિદ્ધિ.




૧ પહેલા ભવનમાં શુક્ર હોય તો તે પુરૂષ શરીરે સુંદર (દેખાવડો), સારી સોબત કરવાવાળો, ઘણી સ્ત્રીઓવાળો, ભાગ્યશાળી તથા સારૂ સુખ ભોગવનાર થાય. ૨ બીજા ભવનમા શુક્ર હોય તો તે પુરૂષ મીઠી વાણી બોલનાર, બુદ્ધિમાન તથા ડહાપણુવાળો, સુખી, અને સારા વસ્ત્ર પહેરનાર હોય. ૩ ત્રીજા ભવનમાં શુક્ર હોય તો તે પુરૂષને સ્ત્રી સુખ સારૂં, ભાઇનુ સુખ સારૂં હોય, પુત્ર સુખ થોડુ, સંગ્રામમા કાયરતા ભોગવનાર હોય. ૪ ચોથા ભવનમા શુક્ર હોય તો તે પુરૂષ મોટાઇપણું પામવાવાળો, બીજા કોઇ તેને કોઈ પ્રકારે દુઃખી કરી શકેજ નહિ બીજા રૂઠયા તોયે શુ અને તુઠયા તોયે શું? માતાનું સુખ સારૂં, બીજાની માગ્યા વગર આવેલી ભેટોથી સપૂર્ણ ભરેલો હોય ૫ પાચમા ભવનમાં શુક્ર ન હોય તો તે પુરૂષને પુત્ર હોય તોયે શુ અને ન હોય તોયે શું? લક્ષ્મી ઉપાર્જન કરી તોયે શુ અને ન કરી તોયે શુ? મત્ર તથા મીઠા ભોજનથી બીજાને ઉપકાર ન કરે તોપણુ શુ? ભણ્યા અને વાક્ચાતુરી ન આવડી તો ભણ્યા તોયે શુ

અને ન ભણ્યા તોયે શું ? ૬ છઠ્ઠા ભવનમાં શુક્ર હોય તો તે પુરૂષને શત્રુનો વધારો થાય ધનનો ખય થાય, પણ સારા માર્ગે ખર્ચે. શત્રુ રાનસ્તો હોય પણ કામ બગાડે. કોઈની પણ મદદ લેવાથી ઉલટો દુઃખી થાય ૭ સાતમા ભવનમાં શુક્ર હોય તો તે પુરૂષને સ્ત્રી સુખ થોડું, પણ કાપી પવિત્ર સ્ત્રી મળી હોય તો તે પોતાના ઘરમાં સુખ આપે, પણ પરદેશ તેની સગાતે ફરી શકે નહી, જેથી સ્ત્રીના મોહમાં આતુર રહે ૮ આઠમા ભવનમાં શુક્ર હોય તો તે પુરૂષ જુઠ્ઠુ બોલનાર લાંબા આયુષ્યવાળો, ગાય ભેંસ, પ્રમુખ પશુનું સુખ ભોગવે. સંગ્રામમાં જય પામે તેમજ ધન જેમ ખર્ચે તેમ વૃદ્ધિ પામે. ૯ નવમા ભવનમા શુક્ર હોય તો તે પુરૂષ ગામમાં નગર આગળ રૂપીઆ ધીરનાર હોય એના ઘરમાં દાન ધર્મની ખાજ કરવા કરે, પણ ભાઈઓને તાબે રહેનાર હોય ૧૦ દશમા ભવનમાં શુક્ર હોય તો તે પુરૂષ પોતાના ગોત્રના બળને વધનાર પરદેશમાં ફરીને ધન ક્ષય કરનાર કરીને પોતાના ઘરનો આવનાર, તોલ માપથી ધનનો વધારો કરનાર કોર્ટમાં દેખાવ માત્રથી ઉજળો હોય. ૧૧ અગીઆરમાં ભવનમાં શુક્ર હોય તો તે પુરૂષ પુત્રવાન, જશવંત મોટી ઋદ્ધિવાળો બુદ્ધિવાળો, લક્ષ્મીવાન લાભ મેળવનાર તથા દાનનો દાતાર કાન્તિવાન, અને સત્ય જેવી સામગ્રી ભોગવનારો હોય. ૧૨ બારમા ભવનમાં શુક્ર હોય તો તે પુરૂષને લાભ થોડો, અપારે દુઃખાન વધારે હોય, સારૂ સુખ ભોગવે સારા કામનો કરનાર, શત્રુ વધારે છતાં તેજમાં દબાઈ જાય પ્રતાપી અને પોતાનાપણે સુખી હોય.

શની ગ્રહ ફળ સિદ્ધિ



૧ પહેલા ભવનમા શનિ હોય તો તે પુરૂષને બળ, બુદ્ધિ અને પરાક્રમ હોય જ નહિ. ઝેર, દષ્ટિ કે પાણી વિકારથી દુઃખ રહ્યા કરે, કાંઇક વિદ્વતાવાળો પણ અહંકારનો ભરેલો હોય. ૨ બીજા ભવનમા શનિ હોય તો તે પુરૂષ સર્વભક્ષી થાય, મીત્ર સાથે પણ કલેશ કરવાવાળો હોય, સુખ રહિત, કોઇને કાંઇ પણ આપવાની ઇચ્છા રહિત, તથા કુટુંબથી કટાળેલો હોય. ૩ ત્રીજા ભવનમાં શનિ હોય તો તે પુરૂષના ચિત્તમા ઉદ્વેગ રહ્યા કરે, ક્રોધી પ્રકૃતિવાળો, ઉદ્યમી હોય, પણ જૂઠું બોલનાર, વખતો વખત ધારેલાં કામમાં વિઘ્ન આવ્યા કરે, કોઇ માણુસ તેનો સત્કાર, સન્માન કરે તો પણ તેની કદર જાણુનાર ન હોય' ૪ ચોથા ભવનમાં શનિ હોય તો તે પુરૂષ પીતાના સુખથી રહિત, ધન તથા ઘરના દુ:ખનો પીડેલો, મીત્ર તરફથી અપવાદ સહન કરવાવાળો, માબાપને દુખદાયી, ગાડી, બળદ તરફથી દુઃખ ભોગવે અને શરીરે વાયુની પીડા રહ્યા કરે ૫ પાંચમા ભવનમા શનિ હોય તો તે પુરૂષ પ્રજા તરફથી દુખી, લક્ષ્મી આવે અને જાય, બુદ્ધિશાળી, આનદી પણ ધર્મશાસ્ત્રથી રહિત, મીત્રાદિકથી કલેશ અને મત્રાદિકથી દુખ પામે ૬ છઠ્ઠા ભવનમા શનિ હોય તો તે પુરૂષને રાજા તથા ચોરનો ભય રહે, બળ, બુદ્ધિથી તેને કોઇ સગ્રામમા જીતી શકે નહિ, અર્થાત શત્રુનો નાશ કરે, ભેસના વેપારમા લાભ, અને મોસાળપક્ષે દુ:ખી ૭ સાતમા ભવનમા શનિ હોય તો તે પુરૂષને મિત્ર તથા સ્ત્રી તરફથી મનમા ઉદ્વેગ રહ્યા કરે, સ્ત્રી તથા પોતે રોગિષ્ઠ હોય, કામમાં કાયરતા, ઉત્સાહ તથા પરાક્રમ રહિત જાણવો લાલચુડો પણ બુદ્ધિથી કાંઇક વેગળો હોય. ૮ આઠમા ભવનમા શનિ હોય તો તે પુરૂષને વ્હાલેશ્રીનો વિયોગ, શત્રુનો કલેશ, ધનનો નાશ, શરીરે રોગી, ક્રોધમય દષ્ટિવાળો, તેની પાસે કોઇ માણુસ ફાવી શકે નહિ

૯ નવમા ભવનમા શનિ હોય તો તે પુરૂષની મતિ બહુ ઉજળી હોય, પણ આચારથી ભ્રષ્ટ, યોગશાસ્ત્રમા પ્રવીણ, રાજાથી લાભ, મીત્ર તથા બચ્ચાથી દુખી, અનાથનો પાલનહાર, સુખ

ભોગવે આ તોં સાધુ થાય. ૧૦ દસમા ભવનમા શનિ હોય તો તે પુરૂષ માબાપના સુખથી રહીત, સર્વત્ર પ્રસિદ્ધ પામે, ખરાબ કામ કરવામાં આગેવાન, છેવટ સુખી થાય, લડાઈમા અધિકાર પામે પણ પૈસાથી દુઃખી હોય. ૧૧ અગીઆરમાં ભવનમાં શનિ હોય તો તે પુરૂષ સ્થિર ચિત્તવાળો, આયુષ્યવાન, લક્ષ્મીવાન, શરીરે રોગ રહિત અને સ વાનથી સુખી, સો માણસને પહોંચી વળે એવો સુરવીર પણ પ્રપચી હોય ૧૨ બારમા ભવનમાં શનિ હોય તો તે પુરૂષ ખરાબ આચારવાળો નિર્લજ્જ હોય, પણ જે શનિ લગ્નનો માલીક હોય તો લક્ષ્મી વધે, ઘરની બહાર પ્રશસા ઘણી હોય, પણ ઘરમાં આવે તો ભીલખીરી ભોગવે આંખની પીડા ભોગવે, પણ વૈરીનો નાશ કરનાર હોય

શહુ ગ્રહ ફળ સિદ્ધિ




૧ પહેલાં ભવનમાં રાહુ હોય તો તે પુરૂષ પોતાના તેજથી બીજાને દબાણ કરનાર હોય, પોતાના તથા પારકાંના કામનો કરનાર અત્યંત પરોપકારી પણ બી ઘણી હોય. ૨ બીજા ભવનમાં રાહુ હોય તો તે પુરૂષને કુટુબથી વિરોધ ઉપજે સિદ્ધની માફક નિડર હોય, પૈસાનો રક્ષણ કરનાર કુટુ બનો પાલન કરનાર, અને પોતાને શસ્ત્રથી પીડા ઉપજે તેમજ કોઇક વખત દુશ્મનના કબ જામાં સપડાય ૩ ત્રીજા ભવનમાં રાહુ હોય તો તે પુરૂષ બળવાન હોય, સર્વ સ્નેહી ઉપર પ્રીતિ રાખનાર જેથી તેનો મહીમા ઘણો હોય, અને જે કેતુ હોય તો નિર્ભાગ્ય હોય ૪ ચોથા ભવનમાં

રાહુ હોય તો તે પુરૂષની માતાને રોગ ઘણો હોય, ચિતમાં ઉદ્દવેગ રહ્યા કરે, જેથી બહારના સુખ નકામા થઈ પડે, પણ જો રાહુ મેષ, વરખ કે કર્કનો હોય તો દરેક બાબતે સુખી અને કન્યા, મીથુન રાશિમાં હોય તો રાજતુલ્ય સુખ ભોગવવાવાળો હોય. ૫ પાંચમા ભવનમાં રાહુ હોય તો તે પુરૂષને સંતાન સારા થાય, સ્ત્રી તરફથી દુઃખ ભોગવનાર, પેટના દર્દથી પીડાતો, અને તે પુરૂષ નિર્ભાગી હોય. ૬ છઠ્ઠા ભવનમા રાહુ હોય તો તે પુરૂષ બળ, બુદ્ધિ ને વીર્યવંત હોય, વૈરી તરફથી મૃત્યુ, મોસાળ તથા કુટુંબ તરફનુ સુખ ઓછું હોય. ૭ સાતમા ભવનમા રાહુ હોય તો તે પુરૂષની સ્ત્રીનો નાશ થાય, એટલે સ્ત્રી તરફનું દુઃખ ભોગવવુ પડે, અથવા તે પુરૂષને સ્ત્રી કાળા રંગની મળે, અને તે પુરૂષ ધાતુ, ક્ષય, ભગંદર, કોઠોદર ઈત્યાદિ રોગવાળો જાણવો, રોગથી પીડાયા કરે, જેથી ગમે તેટલા ઉપાય કરેલા નકામા થઈ પડે. ૮ આઠમા ભવનમાં રાહુ હોય તો તે પુરૂષને રાજા તથા પ્રજા મોટો કરી માને, પણ કુટુંબ તરફથી નિંદિત હોય, એકવાર ભાગ્યોદય, જ્યારે વારવાર ધન ક્ષય થાય, પીતાના ધન તરફનું સુખ થોડુ, કંઠમાળના રોગવાળો હોય ૯ નવમા ભવનમા રાહુ હોય તો તે પુરૂષ લીધેલી પ્રતિજ્ઞા છોડે નહિ, કુટુંબનો ત્યાગ કરે, પણ બીજા લોક બહુ માન આપે, તમાસો જોવાનો આનંદી અને બંદીજનની સ્તુતિથી નિદ્રાનો ત્યાગ કરે ૧૦ દસમા ભવનમાં રાહુ હોય તો તે પુરૂષ ધનનો અહંકારી, ખર્ચનો કરનાર, જગતમા જશવંત, હંમેશા માણુસોના વચ્ચે બેસનાર, લોકોના કામથી આરામ લઈ શકે નહિ, મીત્રના દુઃખથી દુઃખી અને જો તે ઠેકાણે કેતુ હોય તો તે પુરૂષ ખરાબ કામનો કરવાવાળો જાણવો. ૧૧ અગીયારમાં ભવનમાં રાહુ હોય તો તે પુરૂષ બોલતાની સાથે ધન મેળવે, મહેનતની તેમજ પરદેશમાં જવાની જરૂર ન રહે, સામા માણુસની પાસેથી ધન ચાલ્યુ આવે, પણ પ્રપંચી હોય, કુટુંબ તરફથી શત્રુ ભાવ ઉભો થાય ૧૨ બારમા ભવનમા રાહુ હોય તો તે પુરૂષ રાજાની શોભા પામે, ભંડાર ભરપૂર, ઘણા પ્રકારના ધનનો સંચય

કરનાર, તેથી દેશમાં ક્લેશ અસુખ, ધન–ધાન્ય વગેરે ભરેલો રહે, કેટલાક આચાર્યનો એવો મત છે કે, જો બારમા સ્થાને શત્રુ બીજા ગ્રહો સહિત કે રહિત હોય તો જે ઉદ્યમ કરે તે નિષ્ફળ થાય, ધન વધે નહિ ને તૃષ્ણા બનતી થાય, જેથી દુઃખ ભોગવે.

કેતુ ગ્રહ ફળ સિદ્ધિ




૧ પહેલા ભવનમાં કેતુ હોય તો તે પુરૂષને કુટુંબથી ક્લેશ, રોગિષ્ટ સ્ત્રી તરફની ચિંતા ઘણું દેશાટન કરવાથી શરીર દુર્બળ થાય અને મન સદા ચિંતાતુર રહે ૨ બીજા ભવનમાં કેતુ હોય તો તે પુરૂષના ધનનો નાશ થાય, કુટુંબ સાથે અણબનાવ રાજા તરફથી પૈસાની ચિંતા, કંમિથ્યા ખોટું વચન બોલનાર, પણ જો કેતુ સ્વગૃહી કે ઉંચનો હોય તો સર્વ કામમાં સારૂં ફળ આપે. ૩ ત્રીજા ભવનમાં કેતુ હોય તો તે પુરૂષના વેરીનો નાશ થાય, પોતાના ભુજા બળથી પૈસો પેદા કરે, લાંઉ સુખ થોડું અને પોતાના કુટુંબનો વિયોગ ભોગવનાર હોય. ૪ ચોથા ભવનમાં કેતુ હોય તો તે પુરૂષની માતાને પીડા, સજ્જન સાથે ક્લેશ પીતાના ઘરમાં ન રહે ચોપદ (પશુ) તરફથી દુઃખ અને વાયુના રોગથી પીડીત હોય ૫ પાંચમા ભવનમાં કેતુ હોય તો તે પુરૂષને સંતાન તરફથી દુઃખ, બુદ્ધિથી પૈસા મેળવે કેટલીક વખત કુર કર્મ કરવામાં કુશળ, સાહસિક, નિર્દયતાથી પોતાના કુટુંબ તથા પારકાને દુઃખ દેવાવાળો તેમજ દયાહીન હોય. ૬ છઠ્ઠા ભવનમાં કેતુ હોય તો તે પુરૂષના શત્રુનો નાશ, ચોપદ

સુખ થોડું, મોસાળ તરફથી દુ:ખી, ધનની પ્રાપ્તિ થોડી, તથા કોઈ સાથે પ્રેમ વગરનો હોય. ૭ સાતમા ભવનમાં કેતુ હોય તો તે પુરૂષને મુસાફરી કરતાં ધનનો નાશ, વેપાર કરે તો કોઈક વખત જ થોડો લાભ, સ્ત્રીથી દુ:ખી, પોતાના શરીરે દુર્બળ, પણ જો કર્કનો કેતુ હોય તો શુભ ફળનો દેનાર હોય. ૮ આઠમા ભવનમા કેતુ હોય તો તે પુરૂષ ધન તથા ચોપદથી દુ ખી, શરીરનો રોગીષ્ઠ, માણસો તરફથી મનમાં શુભ ચિંતા રહ્યા કરે ૯ નવમા ભવનમા કેતુ હોય તો તે પુરૂષ મલેચ્છો તરફથી ધન મેળવે, ભાઈઓને પીડાકર્ત્તા, શરીરે નિરોગી, ધર્મરહિત, અને દાન પુણ્ય વગરનો હોય. ૧૦ દસમા ભવનમા કેતુ હોય તો તે પુરૂષને પીતાનું સુખ થોડું હોય, પરાક્રમી, શત્રુ વગરનો, મહેનત કરીને આજી-વિકા ચલાવનારો, કુટુંબને પીડા કરનારો હોય, પણ જો કન્યા રાશિનો કેતુ દસમા સ્થાને હોય તો વેપારમા સુખી રહે. ૧૧ અગીઆરમાં ભવનમા કેતુ હોય તો તે પુરૂષ વિદ્વતાનો દભ દેખાડનાર, પૈસાથી સુખી, સ તાનથી પીડા પામનારો, શરીરે સુંદર, વાયુ પ્રકૃત્તિને લઈ કુટુંબને પીડા કરે, નીચ ધધો કરે, અને મલેચ્છોથી ધન મેળવે. ૧૨ બારમા ભવનમાં કેતુ હોય તો તે પુરૂષ માથા તથા નેત્રના દર્દવાળો, બુદ્ધિની ભ્રાંતિથી ખોટે રસ્તે પૈસાનો વ્યય કરનારો, શત્રુ વગરનો, મોસાળપક્ષને દુ ખ દેનાર, અને શરીરે દુર્બળ હોય.

૭ સાતમા ઘરે જુવે તે નીચેના આંક ઉપરથી જોવુ.

| ૭ | ૮ |
|---|---|
|  |  |
| રવિ-શત્રુ પીડા ૧ | રવિ-વ્યભિચારી ૨ |
| ચન્દ્ર-સ્ત્રી મળે ૧ | ચન્દ્ર-પીડા ભોગવે. ૨ |
| મંગલ-કેડ દુઃખ, પુત્ર દુ ખ ૧ | મગલ-હરસનો રોગ, કલેશ ચિંતા ૨ |
| બુધ-દીર્ઘાયુષ્ય, ધાતુનો વેપાર ૧ | બુધ-ઉદ્યમની વૃદ્ધિ, પરદેશે ૨ |
| ગુરુ-પૂર્ણ ભાગ્યશાળી ૧ | ગુરુ-આઠમે વરસે મૃત્યુથી પીડા ૨ |
| શુક્ર-પહેલો પુત્ર, દ્રવ્યથી સુખી ૧ | શુક્ર-રોગી, કષ્ટથી ધન મળે. ૨ |
| શનિ-પોતે રોગી, અને સ્ત્રી પાડુ રોગી ૧ | શનિ-ચોરીનો ભય ૨ |
| રાહુ-ભોગની ઇચ્છા, ને સ્ત્રી મરે કે લાગે ૧ | રાહુ-વશ થોડાને, દુ ખી ૨ |

| ૯ | ૧૦ |
|---|---|
|  |  |
| રવિ-દયાહીણ ૩ | રવિ-માતાથીપીડા, ઉંચનું સુખ ૪ |
| ચન્દ્ર-પરદેશમા દુ ખી, ૩ | ચન્દ્ર-ઢોરથી સુખ ૪ |
| મગલ-સુખ વધારે, સારા ભાઇનો નાશ ૩ | મગલ-સર્વસિદ્ધિ, જન્મથી ચાર માસ પિતાને પીડા. ૪ |
| બુધ-રાજ્યથી માન, પરદેશે મુસાફરી ૩ | બુધ-પિતાથી અધીક કર્મી ૪ |
| ગુરુ-ધર્મને રાજ્ય સરખી સિદ્ધિ ૩ | ગુરુ-રાજ્યથી માન પામનાર ૪ |
| શુક્ર-કીર્તિ, ધનથી સુખી. ૩ | શુક્ર-પરદેશ ભાગ્યની ચડતી કળા ૪ |
| શનિ-નીચથી ભાગ્યોદય ૩ | શનિ-પોતાના પરાક્રમથી સુખી ૪ |
| રાહુ-ભાઇથી ચિંતા, પીડા ૩ | રાહુ-છેલ્લી વયમા સુખી ૪ |

| ૧૧ | ૧૨ |
|---|---|
|  |  |
| રવિ-બુદ્ધિવાન ૫ | રવિ-પોતાનું સ્થાન નાશ ૬ |
| ચન્દ્ર-ધન લાભ ૫ | ચન્દ્ર-પિતાનુ સુખ થોડુ ૬ |
| મગલ-દીર્ઘ આયુષ્ય ૫ | મંગલ-પિતાનું આયુષ્ય થોડું માતાનું સર્વ સુખ ૬ |
| બુધ-સર્વ લાભ ૫ | બુધ-છાતીમા ગુમડા, વાયુ, ભય વિરોધ ૬ |
| ગુરુ-રોગી, નેત્રથી સુખ ૫ | ગુરુ-બુદ્ધિક્ષય, ધનવ્યય, ખર્ચઘણુ ૬ |
| શુક્ર-કુટુંબમા, ગામમા માન ૫ | શુક્ર-શુભ માર્ગે ધન ખર્ચે ૬ |
| શનિ-ઘડપણમા પુત્રથી સુખ ૫ | શનિ-ધનની હાનિ ૬ |
| રાહુ-રાજ્યથી સુખ,પરવશબુદ્ધિ ૫ | રાહુ-રોગ, શત્રુ નાશ આનંદ ૬ |

* બારે કોઠામાં નિશાની મુકી છે તે જ નિશાની ૭મા કોઠામા છે નીશાની મેળવીને ગ્રહ જોવા તે નિશાનીવાળા કોઠામા એક બીજા ગ્રહ સનમુખ જુએ છે. અને પોતાનું કામ કરે છે. માટે નિશાની મેળવીને જુઓ.

# श्री स्त्री—पुरुष लक्षणशास्त्र*

## પુરુષનાં લક્ષણ.

જે પુરૂષના પગનાં તળીઆં પરસેવા રહિત હોય કમળના મધ્ય ભાગ જેવી કાંતિવાળાં, માંસથી ભરેલાં, ચીકાશ સહિત, સરખાં ખાડા ખડીઆ રહિત હોય તે રાજ્યપત્તિ પામવાવાળો હોય ॥ ૧ ॥ પગથી ચાલવાવાળાઓનાં પણ પગનાં તળીઆં કોમળ હોય, પુરેપુરી ઉર્ધ્વરેખા દેખાતી હોય તો તે પુરૂષ પૃથ્વીનો માલીક હોય ॥ ૨ ॥ જે પુરૂષનાં પગનાં તળીઆં ખરાબ મેલાં હોય તો તે કુટુંબનો નાશ કરવાવાળો થાય અને જો પાકી ગએલી માટીની બરોબર હોય તો તે દ્વિજ હત્યા કરનારો થાય જો પીળાં હોય તો તે ન કરવા જેવા ( નિંદનીક ) કામનો કરવાવાળો થાય, અને જો કાળાં હોય તો તે મદીરા પીવાવાળો થાય ॥ ૩ ॥ જેનાં પગનાં તળીઆં પીળી માટીના રંગ જેવાં હોય તો તે જે ખાવાયોગ્ય વસ્તુ નહી તેને ખાવાવાળો થાય, અને જો ન્હાનાં હલકાં હોય તો તે દરિદ્રી થાય અને જે રેખા વગરનાં કઠણ સિરનેજ ફાટેલા કરચલેલ હોય તો તે પુરૂષ દુઃખી થાય ॥ ૪ ॥ જે પુરૂષનાં પગનાં તળીઆં વચમાં ખસી હોય તો તે ઓને મૃત્યુ દેનાર થાય, અને જો માંસ રહીત સુક્કાં અને દુર્બળ હોય તો તે રોગી રહે અને જો ખરબચડાં, મેલાં હોય તો તે રસ્તે ચાલવાવાળો થાય ॥ ૫ ॥ જે પુરૂષની હાથની હથેળીમાં શંખ, છત્ર અંકુશ વજ્ર, ચક્રમાં, આદિ—આકાર પ્રગટ દેખાતો હોય તો તે પુરૂષ પૂર્ણ ભાગ્યશાળી જાણવો ॥ ૬ ॥ જે પુરૂષની હથેળીમાં શંખાદિક રેખાના આકાર જેવી વચમાંથી ફુટેલી રેખા હોય, અથવા કોઈ પણ રેખા વચમાં આડી પડી હોય તો તે પુરૂષ પાછલી અવસ્થામાં લક્ષ્મિ અને અનેક પ્રકારનાં સુખ પામે ॥ ૭ ॥ જે પુરૂષની હથેળીમાં માછ લેંસ, બીંબ ઉંદર, માળો, એવા આકારની રેખા

* ( શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર અધ્યયન ૮ની ટીકા તેમજ બીજા ગ્રંથના આધારે )

પડી હોય તો તે પુરૂષથી દારીદ્ર દૂર નથી, અર્થાત્ તે હમેશાં દુઃખી રહે. ॥ ૮ ॥ જે પુરૂષનો અંગુઠો સર્પની ફેણને આકારે ગોળ હોય, માંસથી ભરેલો હોય તે શુભ છે અને જેના અંગુઠામાં નસો દેખાય, નાનો, ચપટો અને ચક્રરહિત પહોળો એવો અગુઠો હોય તો તે અશુભ જાણવો. ॥ ૯ ॥ જે પુરૂષની આંગળી ચીકાશ-વાળી, ગોળ, સુંવાળી, જોડાજોડ, કમળની પાંખડીના આકારે, સીધી હોય તો તે પુરૂષ હાથીની સાહ્યબીવાળો હોય. ॥ ૧૦ ॥ જે પુરૂ-ષના પગની આંગળીઓ છુટી છુટી, પહોળી, ચપટી, સુક્કી, ન્હાની, વાંકી, પાતળા આકારવાળી, અને નસો દેખાઇ તેવી હોય તો તે પુરૂષ દાસપણું પામે. ॥ ૧૧ ॥ જે પુરૂષના પગની આંગળી અંગુઠાની પાસેની તર્જની આંગળીથી મ્હોટી હોય તો તે સ્ત્રીના સંભોગને પામવાવાળો થાય, અને જો અંગુઠાથી ન્હાની હોય તો તે પ્રથમ અશુભ છે પછી સ્ત્રીનું મરણ ક્લેશ, અને દુખ પ્રાપ્ત થાય. ॥ ૧૨ ॥ જે પુરૂષનાં પગની વચલી, મધ્યમા આગળી લાબી હોય, તો તે કાર્યનો નાશ કરનાર હોય, અને જો ન્હાની હોય તો દુખ અને બહુ પાસે બરાબર હોય તો પુત્રની ઉત્પત્તિ થોડી હોય અને તે પુરૂષની આવરદા પણ થોડી હોય. ॥ ૧૩ ॥ જે પુરૂષની છેલ્લી ટચલી આંગળી લાંબી હોય તો તે પુરૂષ ધનવાન હોય, અને જો તે આંગળી બહુ ટુંકી હોય તો પરદારા ગમન કરવાવાળો હોય. ॥ ૧૪ ॥ જે પુરૂષની પરદેશીની (પર+આદેશ) આંગળીથી ટચલી આંગળી ટુકી અને જાડી હોય તો તે પુરૂષની માતા ન્હાનપણમાંજ મરણ પામે. ॥ ૧૫ ॥ જે પુરૂષના નખ નીર્મળ, પરવાળાના રગ જેવા, ચીકણા, કાચબાની પીઠ જેવા ઊંચા, તેજવાળા, અરીસા જેવા અને પાતળા હોય તે સુખ આપનાર હોય છે ॥ ૧૬ ॥ જે પુરૂષના પગના નખ મ્હોટા, ભાંગલા, સુપડાના આકાર જેવા, લાંબા, કાળા, ધોળા અને તેજ રહીત હોય તો તે દારીદ્રિ હોય ॥ ૧૭ ॥ જે પુરૂષની પગની પાની માંસમા ડુબેલ અને કમળની કળી જેવી હોય તે પુરૂષ લક્ષ્મિ પામે અને જો નરમ અને કુતરાના રૂંવાટા

જેવી રૂંવાંટીવાળી ખરડાયેલી હોય તો તે પુરૂષ બંદીખાનામાં પડે. ॥ ૧૮ ॥ જે પુરૂષની પગની પાની પાટલીના આકારવાળી અને ચપટી હોય તો તે પુરૂષ દુઃખી હોય, અને તેજ પાની રૂંવાટા વાળી હોય તો સદા સંતાનરહિત હોય. ॥ ૧૯ ॥ જે પુરૂષના પગ માંસથી ભરેલા, ચીકણા જેમાં નસો નહિ ચમકદાર નરમ રૂંવાટા અને પરસેવા વગર, પહોળા કાચબાની પીઠ જેવા ઉંચા પગની પીઠ અર્થાત ચાપી એટલે પગના તળીયાનું ઉપરનું પાસું ચાંપવું હોય તો બહુજ ઉત્તમ અર્થાત સુખ આપનાર હોય ॥ ૨૦ ॥ જે પુરૂષની પગની પુટીઓ જો કમળની જડના જેવી નરમ ગોળાકાર હોય તો લક્ષ્મિ અને સ્ત્રી તે પુરૂષને પ્રીતિથી નમી રમાડે અર્થાત્ ભોગવે ॥ ૨૧ ॥ જો પુરૂષની બરાબર પુટીઓ હોય તો સુખસહિત હોય અને જો મ્હોટી પુટીઓ હોય તો તે મ્હોટા આયુષ્યવાળો અને જો નાની પુટીઓ હોય તો થોડા આયુષ્યવાળો હોય અને જો ઉંચી પુટીઓ હોય તો વિજયી અર્થાત જય પામવાવાળો હોય. ॥ ૨૨ ॥ જે પુરૂષની પગની પીંડીની નળી માંસમાં પેઠી હોય એટલે ઢુબેલી હોય અને હરણની જાંઘની બરોબર હોય અને જેની પીંડીમાં છુટે છુટે થોડા થોડા નરમ રૂંવાટા હોય અને ક્રમથી ગોળાકારવાળા હોય તો તે પુરૂષને લક્ષ્મિ પ્રાપ્ત થાય ॥ ૨૩ ॥ જે પુરૂષની પગની પીંડી સિંહ, વાઘ, મીનની બરોબર હોય તો તેને લક્ષ્મિ મળે છે અને જો શીંગની બરોબર જાંઘ હોય તો બહુધા મરણ અથવા બંધન આદિ દરિદ્રતા પ્રાપ્ત થાય છે ॥ ૨૪ ॥ જે પુરૂષના પગની પીંડી જાડી, લાંબી અને ગધેડાની પીઠ જેવી હોય તો સુખહરી કલેશકારી હોય છે અને કુતરા, શીયાળ, ઉંટ વાઘ અને કાગડાના જેવી પીંડી હોય તો તે અશુભ જાણવી ॥ ૨૫ ॥ જે રાજાઓના શરીરમાં સુંદર ચીકણા ભમરાના સમાન કાળાં, નરમ અને પાતળાં રૂંવાડાં હોય તો તે શોભાયમાન હોય છે ॥ ૨૬ ॥ જે પુરૂષ રૂંવાડાંવાળો હોય તો તે સુંદર હોય છે, બહુ રૂંવાડાવાળો પંડિત હોય છે, બહુજ સુખદુઃખવાળો ધનવાન હોય છે ॥ ૨૭ ॥ રાજાઓને એકજ રોમ હોય છે,

અને વેદપાઠી, ધનવાન, વિદ્વાનોને બબ્બે રોમ હોય છે. પ્રથમ અને પછી લઇને દારીદ્રિઓને રોમમાં અધિકતા એવીજ જાણવી જોઇએ ॥ ૨૮ ॥ રોમરહિત પુરૂષ સન્યાશી અને વૈરાગી હોય, મ્હોટા રોમવાળો નીચ હોય, ભુરા રોમવાળો પાપી હોય, અને સુક્કા ખરબચડાં અણીએથી ચીરાએલાં જેહનાં રૂંવાડાં હોય તે દારીદ્રિ જાણવો ॥ ૨૯ ॥ જે પુરૂષના હાથીનાં જેવા ઢીંચણ હોય તે ભોગી હોય, મ્હોટા ઢીંચણવાળો રાજા હોય, દબાએલા તેમ વળેલા સાંધાવાળા જેનાં ઢીંચણ હોય તે બહુધા સો વર્ષના આયુષ્યવાળો હોય ॥ ૩૦ ॥ જે પુરૂષ ઉંડા ઢીંચણવાળો હોય તે સ્ત્રીને વશ હોય, ચંદ્રમાના જેવા ગોળ અને બહુ મોહોટા ઢીંચણવાળો હોય તે રાજ્યકર્તા હોય, લાંબા ઢીંચણવાળો મ્હોટા આયુષ્યવાળો હોય અને ન્હાના ઢીંચણવાળો સુંદર અને સ્વરૂપવાન હોય ॥ ૩૧ ॥ જે પુરૂષનો ઢીંચણ માસરહિત અને જાગ સુક્કી અને પાતળી હોય તેને પરદેશમાં મૃત્યુ પમાડે અને જેની જાંગ ઘડા જેવી હોય તે દરિદ્રતાને આપે અને જેની જાંગ તાડના ફળ જેવી હોય તે બહુજ દુઃખ આપનારી જાણવી ॥ ૩૨ ॥ જે પુરૂષની બન્ને જાગો બળહીન હોય તો તે પુરૂષ વધ અને બંધનને સદા ભોગવે અને જેની એજ જાગો ઉંચીનીચી હોય તો તે દરિદ્રતાને પામે ॥ ૩૩ ॥ જે પુરૂષની જાંગો માંસથી બહુ ભરેલી, કેળના સ્થંભ જેવી નરમ અને નાના રૂંવાડાંવાળી હોય તો તે પુરૂષ રાજા હોય ॥ ૩૪ ॥ જે પુરૂષની બન્ને જાંગો ચીકાશવાળી, નરમ અને ક્રમથી મ્હોટી હોય તે લક્ષ્મિને આપનાર હોય, અને તેજ જાંગ પહોળી હોય તો તે પુરૂષ સ્ત્રીને વલ્લભ હોય, અને જે પુરૂષની જાગ મળેલી હોય તે ગુણવાન હોય ॥ ૩૫ ॥ જે પુરૂષની જાંગ આગળથી મ્હોટી અને વચમાં નીચી હોય તો તે પુરૂષને ચલાવનારી હોય, અને જેની જાગ કઠણ, ચપટી, પહોળી અને માંસરહિત હોય તો તે પુરૂષ કુરૂપવાન હોય ॥ ૩૬ ॥ જે પુરૂષની કમર લાંબી, મ્હોટી અને પહોળી હોય તો તે ધનવાન હોય, અને જેની કમર સિંહના જેવી હોય તે રાજા હોય, અને જેની કમર વાઘના જેવી હોય

તે પૃથ્વીનો સ્વામી હોય ॥ ૩૭ ॥ જે પુરૂષની કમર રોમ સહીત હોય તે દરીદ્રી હોય, જેની કમર નાની હોય તે કુરૂપવાન હોય, જેની કમર કુતરા, વાનર અને ઉંટની બરોબર હોય તે દુઃખી રહે અને જેની કમર સાંકડી હોય તે પાપી હોય ॥ ૩૮ ॥ જે પુરૂષની કમરનો પીંડ દેડકા જેવો હોય તે પુરૂષ રાજા હોય, જેની કમરનો પીંડ સિંહના જેવો હોય તે બે નાના દેશનો રાજા હોય, જેની કમરનો પીંડ બહુમાંસથી ભરેલો હોય તે ધનવાન હોય અને જેની કમરનો પીંડ વાઘના જેવો હોય તે દેશનો રાજા હોય ॥ ૩૯ ॥ જે પુરૂષનો કમરનો પીંડ ઉંટ અને વાંદરાની બરોબર હોય તે પુરૂષ નિશ્ચે ધનધાન્યથી રહિત રહે, અને કમરનો ભાગ જો માંસથી ભરેલો હોય તે પુરૂષ દારીદ્રી હોય જેનો નાની કમરનો પીંડ ઉંચો હોય તે પુરૂષનું વાવથી રત્યુ થાય ॥ ૪૦ ॥ જે પુરૂષની કુખ માંસથી ભરેલી નરમ વખેલી અને લાલ હોય તો તે શુભ અને જો તે સિવાય બીજા પ્રકારની હોય તો તે અશુભ જાણવી ॥ ૪૧ ॥ જે પુરૂષનાં અંડકોષ સ્વભાવેજ લાંબા અને સારી બનાવટના હોય તો તે પુરૂષ સાત સમુદ્રની ભૂમિનું પાલન કરનારો અથોત માલીક થાય ॥ ૪૨ ॥ જે પુરૂષના અંડકોષ બરાબર સુંદર હોય તો રાજા થાય, લાંબા હોય તો મોટી આવરદાવાળો હોય અને જો એકજ વર્ષણ ઉંચો હોય તો તે પુરૂષનું જળથી મરણ અથવા કુળનો નાશ કરનારો થાય ॥ ૪૩ ॥ જે પુરૂષનાં વૃષણ ઉંચાં નીચાં હોય તો સ્ત્રીનો લોલપી રહે અને જો જમણો વૃષણ ઉંચો હોય તો પ્રથમ સંતાનમાં પુત્ર થાય અને જો ડાબો વૃષણ ઉંચો હોય તો કુળ સાથે સ્ત્રીવૃતાળી પુત્રી થાય ॥ ૪૪ ॥ જે પુરૂષનાં સુકાં અને મોટાં વૃષણ હોય તો તે દરીદ્રી થાય અને જો પારાના જેવાં વૃષણ હોય તો સુંદર સ્ત્રીનો ભોગવનારો થાય અને પ્રમાણથી અધિકાં હોય તો તે પુરૂષ લાંબુ આયુષ્ય ભોગવે નહી ॥ ૪૫ ॥ જે પુરૂષની ઇંદ્રિ સામાન્ય ઉંચી લાંબી, દુંટી, નાની કોમળ અને સારી સામાન્ય ગરમ, શિથિલ, સીધી અને ગોળ વળી જેમાં નસો દેખાતી ન હોય તે પુરૂષ ધન ધાન્યવાળો હોય ॥ ૪૬ ॥ જે

પુરૂષની ઇંદ્રિ મોટી ગાઠ અર્થાત મોટી સોપારી જેવી હોય તો તે પુરૂષ અતિ સુખી હોય, અને જે પુરૂષની ઇંદ્રિ નાની બદામ જેવી હોય અને જો વાળથી ઢકાયલી હોય તો તે પુરૂષ રાજા થાય અને જેની ઇંદ્રિ વાઘ, ઘોડા, સિંહ, એમાંની કોઇની ઇંદ્રિની બરોબર મોટી હોય તો તે નિશ્ચય ભોગી અને સમર્થ હોય ॥ ૪૭ ॥ જે પુરૂષની ઇંદ્રિમાં નસો દેખાતી હોય, મજબૂત ચામડી-વાળી અને કુળળી સ્વચ્છ, નાની, નરમ, સારી ગંધવાળી હોય તો સારૂ ભાગ્ય અને ધન્ય આપનારી હોય છે ॥ ૪૮ ॥ જે પુરૂષની ઇંદ્રિ નાની હોય તો તે ધનવાન હોય અને જેની ઇંદ્રિમાં નસો નીકળી હોય, તો તે સંતાન રહિત અથવા થોડા પુત્રવાળો હોય અને જેની ઇંદ્રિ જમણી તરફની વાંકી હોય તો તે પુત્ર-વાળો થાય, અને જેની ઇંદ્રિ ડાબી તરફની વાંકી હોય તો તે પુત્રીવાળો હોય અર્થાત કન્યાનું સતાન હોય ॥ ૪૯ ॥ જે પુરૂષ બરાબર બેઠાથી ઇંદ્રિ પગની પાનીને ન અડકે તો તે સુખી હોય અને જો ઇંદ્રિ જમીનને સ્પર્શ થાય તો નિશ્ચય દુઃખી હોય છે ॥ ૫૦ ॥ જે પુરૂષની ઇંદ્રિ મોટી નીચે વળેલી અને જેનો આગળનો ભાગ સીધો હોય તેમજ લાંબી, ઊંચી, ઢીલી, મેલ સહિત, વાંકી, સદા સુકકી રહે તે પુરૂષ નિર્ધન હોય. ॥ ૫૧ ॥ જે પુરૂષની દુંટી કમળના પુલ જેવી, ચક્રાકારવાળી હોય તો તે પુરૂષ સમુદ્ર સહિત પૃથ્વીનો રાજા થાય ॥ ૫૨ ॥ જે પુરૂષની દુંટી મોટી, અને જેવા ક્રમથી પાસળીઓની વચમા ઊંચી નીચી હોય તો તે પુરૂષ નગરીનો સ્વામી અને ગાયોનો અધીકારી સદા રહે ॥ ૫૩ ॥ જે પુરૂષની પેટ વચ્ચે વાંકી લીટીઓ એક, ત્રણ, પાંચ, હોય તો તે મનુષ્ય દરીદ્રિ ને દુઃખી હોય, વળી જો તે લીટી કાંઇક વચમાંથી નીચે ઊંચે નમી ખડીત હોય તો દુઃખી થાય અને ડાબી તરફથી જો તે નમી હોય તો મૂર્ખ રહે ॥ ૫૪ ॥ જે પુરૂષ નાની કૂખવાળો હોય તો તે રાજા થાય, બરાબર કૂખવાળો બળવાન, ભોગી હોય, ઊંચી કૂખવાળો ધનહીન હોય, અને ઊંચી નીચી કૂખવાળો કપટી હોય ॥ ૫૫ ॥ જે પુરૂષની કુખ ગંભીર હોય તો તે પુરૂષને

ઉંચેથી નીચે પડી જવાની ધાત હોય ॥ ૫૬ ॥ જેના પસવાડા માંસથી ભરેલા હોય, અને તેમાં જમણી તરફ નરમ રૂવાંટા હોય અને પસવાડા ગોળ હોય તો તે પૃથ્વીપતિ રાજા હોય ॥ ૫૭ ॥ જે પુરૂષ નીચા પસવાડાવાળો હોય તે અનેક પ્રકારના ભોજન રહીત હોય અને માંસ રહીત પસવાડાવાળો ધનેકરી રહીત હોય છે જેનાં મોટાં હાડકાંવાળાં વાંકાં પસવાડાં હોય તો તે પુરૂષ બીજાનો દૂત થાય ॥ ૫૮ ॥ જે પુરૂષનું પેટ બધી પ્રકારથી બરાબર હોય તો તે પુરૂષ ધનવાન હોય, અને જે પુરૂષનું પેટ સિંહની બરાબર હોય તો તે ચક્રવર્તિ રાજા થાય ॥ ૫૯ ॥ જે પુરૂષ દેડકાના પેટ જેવો હોય તે રાજા હોય, બગલાના જેવા પેટવાળો પારકી સેવી હોય ગોળ પેટવાળો સુખી હોય, અને માછલી, વાઘ જેવા પેટવાળો સુંદર ભાગ્યવાન હોય ॥ ૬૦ ॥ જે પુરૂષ કોઠલા જેવા પેટવાળો હોય તે દરીદ્રી હોય, ઘડા જેવા પેટવાળો પુરૂષ હોય, સદા દુઃખી રહે અને સર્પ જેવા પેટવાળો બીકણ તથા ચોર હોય ॥ ૬૧ ॥ જે પુરૂષનું પેટ વચમાં પાતળું અને સાંબેલા જેવો આકાર હોય તો તે રાજા હોય ॥ ૬૨ ॥ જે પુરૂષના પેટ ઉપર અનુક્રમે એક, બે, ત્રણ, ચાર લીંટીઓ હોય તો તે શસ્ત્રથી મરે, સ્ત્રીભોગ અને આચાર્યપદ તેમજ ઘણા પુત્રો પામે ॥ ૬૩ ॥ કાપા રહિત પેટ સરખું હોય, સુખ ભોગવનારનું હોય, સીધી લીટીઓ હોય તો તે પાપી જાણવો ॥ ૬૪ ॥ ઉંચું ચેડું, માંસથી ભરેલું એવી છાતી હોય તો રાજા, પહોળી છાતીવાળો પુરૂષ ઘણું ધનવાળો અને મોટી આવરદાવાળો જાણવો ॥ ૬૫ ॥ જે પુરૂષની છાતીમાં નસો દેખાતી હોય, નમેલા વાળ હોય તો તે પુરૂષ દરીદ્રતા પામે ॥ ૬૬ ॥ રાજાની છાતી પહોળી, પર્વતની શીલા જેવી કઠણ ઉંચી હોય છે ॥ ૬૭ ॥ બહુ કઠણ છાતીવાળો ધનવાન, અને માંસથી ભરી ઉપરથી રૂવાંટાં સહિત એવી છાતીવાળો શૂરવીર હોય છે નાની છાતીવાળો દરીદ્રી અને ઉંચી નીચી છાતીવાળાનું અકાળે મરણ થાય છે વળી ધનરહિત હોય છે ॥ ૬૮ ॥ જે પુરૂષનાં બન્ને સ્તન ગોળ, ચીકણાં નરમ બરોબર હોય તો સુખ આપનાર અને ઉંચાં નીચાં હોય તો દુઃખ

દેવાવાળાં જાણુવા ॥ ૬૯ ॥ માંસથી ભરેલા બન્ને સ્તન સારી નોકવાળા રાજાને હોય છે અને લાંબાં લબડતાં હોય તો દરીદ્રી જાણુવો ॥ ૭૦ ॥ છાતીની બન્ને સંધી મોટી ધનવાનને હોય, અને જેની છાતી ઉંચી નીચી હોય તે દુઃખી જાણુવો ॥ ૭૧ ॥ જે પુરૂષના બન્ને ખભા બરાબર માસના ભરેલા હોય તો ધન સુખને આપવાવાળા જાણુવા ॥ ૭૨ ॥ જે પુરૂષના બન્ને ખંભા માસ રહીત હોય તો ભાર ઉપાડવાવાળો જાણુવો અને જો વાંકા, બહુ પાતળા, નાના, બહુવાળવાળા હોય તો કંકાસ કરનારો જાણુવો ॥૭૩॥ જેના ખભા વાંકા, નમેલા, વગર માંસના રૂવાંડાવાળા દુબળા હોય તો તે અભાગી પુરૂષ લક્ષ્મિનું નામ પણુ સાંભળે નહિ તો પામે ક્યાંથી ॥ ૭૪ ॥ જેના સારા નમેલા જોડબંધ ખભા બાહુથી કાંઈક ઉંચા હોય તો ધનવાન અને શૂરવીર થાય છે ॥ ૭૫ ॥ જેના ખભા કોમળ, પાતળાં, રૂવાડાં પરસેવો અને મેલથી રહીત, સારી ગંધવાળી અને મોટી ઉંચી કાખ ધનવાનની હોય છે, અને ધન વિનાની વિપરીત જાણુવી ॥૭૬ ॥ જે પુરૂષની ડાબી તરફની ભુજા ભરેલી, ગોળ, સીધી, ઘુંટણુ સુધી લાંબી લેઘાતી, ફેણુ જેવા મોટા હાથ, અને હાથીની સૂંઢ જેવા હાથ હોય તો રાજા થાય ॥ ૭૭ ॥ જે પુરૂષના ગાયના પુંછડાના આકારે મોટા, ખરડાએલાં, નાના રોમ, બહુ રૂવાટાંએ કરીને સહિત મોટી ભૂજા માસથી ભરેલી બન્ને ભૂજા પ્રશસનીય છે ॥ ૭૮ ॥ બહુ જાડી ભૂજાવાળા દુઃખી, અને બહુ રોમોની ભૂજાવાળાના બહુ ચાકર હોય, ઉંચીનીચી ભુજાવાળો ચોરી કરવામાં તત્પર હોય, અને બરોબર મોટી ભુજાવાળો એક ઠેકાણે ન રહે ॥ ૭૯ ॥ રાજાના હાથની આગળીઓ તેજદાર, માંસથી ભરેલી, છિદ્રરહીત, સ્વાભાવિક લાલ કઠણુ અને મોટી હોય છે ॥ ૮૦ ॥ લાંબા, પહોળા, લાલ નખવાળા હાથ હોય તે ધનવાન થાય છે સુકા માંસ વિનાના હોય તે દરીદ્ર થાય છે ॥ ૮૧ ॥ જે પુરૂષના હાથના પોચા માંસથી ભરેલા, કઠણુ, મળેલી સાધવાળા હોય તે રાજા જેટલું સુખ પામે ॥ ૮૨ ॥ દરીદ્રિ માણુસના પોચા માસરહીત, રૂવાટા સહીત, કઠણુ નસો દેખાતી

હોય તેવા અને ખરાબ કર્મની હાથની પીડ હોય છે ॥ ૮૩ ॥ ગોળ હથેળીવાળો ધનવાન હોય છે, ઉંચી હથેળીવાળો દાન આપવામાં પ્રીતિવાળો હોય છે નીચી હથેળીવાળો પિતાના ધનને છોડનારો હોય છે, ઉંચી નીચી હથેળીવાળો ધનરહિત હોય છે લાલ હથેળીવાળો ધનવાન થાય છે, પીળી હથેળીવાળો અભક્ષનું ભક્ષણ કરવાવાળો હોય છે અને પીળી કે કાળી હથેળીથી દરીદ્રી થાય છે ॥ ૮૪ ॥ જે પુરૂષની હથેળીમાં ઘણી રેખાઓ હોય તે થોડી આયુષ્યવાળો જાણવો જેની હથેળીમાં બીલકુલ રેખાઓ ન હોય તે દરીદ્રી સમજવો ॥ ૮૫ ॥ પુરૂષના જમણા હાથની રેખાઓ અને સ્ત્રીના ડાબા હાથના રેખાઓ ફળદાયક હોય છે ॥ ૮૬ ॥ જે પુરૂષની હથેળીની વચમે અંગુઠાના મ્હોવાળી બે માછલીઓ હોય તો તે પુરૂષ ધનવાન થાય પણ કૃપણ રહે, દાતાર ન થાય ॥ ૮૭ ॥ જે પુરૂષના હાથમાં વગર તુટેલી ગંભીર પૂર્ણ લાલ કમળની પાંદડી બરાબર ગોળ જેવી રેખાઓ હોય તો તે શ્રેષ્ઠ જાણવી ॥ ૮૮ ॥ સરળતી રજ જેવી રેખાથી સુખી હોય, લાલ રેખાઓથી દાનેશ્રી, ઉંડી પાતળી રેખાથી બુદ્ધિવાન હોય ॥ ૮૯ ॥ જે પુરૂષના હાથમાં વીખરેલી, તુટેલી, ખરબચડી અને ફાટેલી રેખાઓ હોય તો તે દરીદ્રી જાણવો ॥ ૯૦ ॥ હાથના મૂળના ભાગથી નીકળીને તર્જનીની વચમાં પહેલી ત્રણ રેખાઓ હોય તો તે રેખા ગોત્ર દ્રવ્ય અને આવરદાની જાણવી ॥ ૯૧ ॥ જેની હાથની રેખાઓ છિન્ન ભિન્ન થઈ હોય તો તે થોડા સંતાનવાળો, થોડા ધનવાળો અને થોડી આવરદાવાળો હોય છે અને થોડી છિન્ન ભિન્ન વિનાની પૂર્ણ રેખાથી બહુ ધન, બહુ સંતાન અને બહુ આવરદાવાળો હોય છે ॥ ૯૨ ॥ જેની રેખા પોંચાથી અંગુઠાની પાસેની તર્જનીની આંગળીના મૂળ સુધી જાય તો તે પુરૂષને ઘણા ભાઈ તથા થોડું કુટુંબ હોય છે ॥ ૯૩ ॥ નાની રેખાઓથી વય થોડી હોય અને મોટી રેખાઓથી વય મોટી હોય ॥ ૯૪ ॥ જે પુરૂષની છેલ્લી આંગળીથી નીકળેલી રેખા વચલી આંગળીને ઓળંગીને આગળ મળેલી હોય તો તે પુરૂષનો સો વરસનો આવરદા જાણવો ॥ ૯૫ ॥ દરેક મનુષ્યની આવરદાની

રેખા દરેક આંગળી દીઠ વીસ અથવા પચીસ વર્ષની ગણાય છે. ॥ ૯૬ ॥ જે રેખા અંગુઠા અને તર્જનીની વચમાં જાય તો તે પુરૂષ રિદ્ધિસિદ્ધિવાન, જ્ઞાનમાં પૂર્ણ અને ચતુર હોય છે. જો તે રેખા અંગુઠાથી સીધી જાય તો પૃથ્વીનો રાજા થાય. ॥ ૯૭ ॥ રેખા પોંચાથી નીકળીને વચલી આગળી સુધી જાય તો તે રાજા તથા સેનાધિપતિ અગર ધર્મગુરૂમાં પૂજનીક થાય ॥ ૯૮ ॥ જો ઉર્દ્ધરેખા હાથની જડથી નીકળીને અનામીકા આંગળી સુધી જાય તો તે પુરૂષ સોદાગાર, શાહુકાર અને રાજાઓનો પૂજનીક થાય. ॥ ૯૯ ॥ જેની ધન રેખામા કાકપદની બરાબર રેખા હોય તો બહુ ધન એકઠુ કરે, અને પછી તરત ખરચી નાખે. ॥ ૧૦૦ ॥ જેના હાથના પોંચામાં ત્રણ જવમાળા પ્રગટ હોય તો નિશ્ચે મોટો ધનપતિ થાય. જેના હાથના મૂળમા બેવડી સુંદર જવમાળા હોય તો તે પુરૂષ રાજાનો મંત્રી, મોટી બુદ્ધિવાળો અને ચતુર થાય. ॥ ૧૦૧ ॥ જેના હાથનાં મૂળમાં સુંદર એકવડી જવમાળા હોય તો તે પુરૂષ ધન ધાન્યે કરીને સહીત, ઉત્તમ પુરૂષ ગણાય છે ॥ ૧૦૨ ॥ જો તે જવમાળા પુરી હોય તો તે પુરૂષને પુરી સંપદા અને જો થોડી હોય તો થોડી સપદા મળે ॥ ૧૦૩ ॥ જો આવરદાની ઉર્દ્ધરેખા આંગળીના મૂળ સુધી ગઈ હોય અને પ્રગટ હોય તો તે પુરૂષ સદા ધર્મમાં તત્પર હોય ॥ ૧૦૪ ॥ જો રેખા બધી આંગળીઓના બધા પર્વોમાં હોય અને જવમાળા પણ પ્રગટ દેખાતી હોય તો તે પુરૂષ પુણ્યવંત પુરૂષોમા પૃથ્વીનું રાજ્ય પામે ॥ ૧૦૫ ॥ જે પુરૂષને કનીષ્ટિકા આગળીની આયુષ્યની રેખાની વચમા જેટલી રેખા હોય તેટલી સ્ત્રીઓ અથવા વિવાહ થાય. જો તે પ્રમાણે સ્ત્રીને હોય તો તેટલા પુરૂષ થાય ॥ ૧૦૬ ॥ કાંઇક થોડી, કાઇક બહુ તેવી વિષમ રેખાઓ હોય અને તુટેલી હોય તો તે ખોટી તે પ્રમાણે સ્ત્રીનું પણ જાણવુ. ॥ ૧૦૭ ॥ માણસના અંગુઠાના મૂળમાં જેટલી મોટી રેખા હોય તેટલાજ પુત્ર અને પાતળી રેખાઓથી પુત્રી જાણવી ॥ ૧૦૮ ॥ પોચા અને આયુષ્ય રેખાની વચમાં જેટલી મોટી રેખા

હોય તેટલા લાખ, અને નાની હોય તેટલી ઓછેનો સમજવી. ॥ ૧૦૯ ॥ આયરેખાની રેખા જેટલી તુટેલી હોય ત્યાંથી જલદી મરણ સમજવું અને પુરેપુરી હોય તો પુરેપુરૂં આયુષ્ય સમજવું ॥ ૧૧૦ ॥ જે હાથમાં માછલી, મગર, શંખ, કમળ, હોય તો ઘણા શારૂં ફળ આપનાર હોય. તેનાં મોં જો બહાર નીકળેલાં હોય તો-પાછલી અવસ્થામાં સુખ મળે. ॥ ૧૧૧ ॥ માછલીના ચિન્હવાળો સર્વ વસ્તુનો ધણી થાય, મગરના ચિન્હવાળો હજાર માણસનો ધણી થાય, શંખના ચિન્હવાળો લક્ષાધિપતિ હોય અને કમળના ચિન્હવાળો કોટપતિ હોય. ॥ ૧૧૨ ॥ જો હથેળીમાં તે જ ચિન્હ તુટેલાં હોય, ચોખ્ખાં ન દેખાતાં હોય તો તેનું ફળ સંભવ નથી. ॥ ૧૧૩ ॥ જેની હથેળીમાં ઊંચો પર્વત દેખાતો હોય તો તે પુરૂષ પોતાની ભૂજા બળથી રાજ્ય પામે. ॥ ૧૧૪ ॥ જેની હથેળીમાં રથ, પાલખી હાથી, ઘોડો, બળદ, આદિ આકાર પ્રગટ દેખાતા હોય તો તે પુરૂષ પારકી સૈન્યાને જીતનાર થાય. ॥ ૧૧૫ ॥ જેની હથેળીમાં નાગ પુરો દેખાતો હોય તો તે પુરૂષ સુવર્ણ રત્નનો ધણી થાય. ॥ ૧૧૬ ॥ સુખી પુરૂષના હાથમાં શ્રીવત્સના આકારે, સજ્જનના હાથમાં ચક્રને આકારે, પત્નીધરના હાથમાં વજ્રના આકારે અને ઉત્તમ બુદ્ધિવાળાના હાથમાં માછલીના આકારે રેખા હોય છે. ॥ ૧૧૭ ॥ જેના હાથમાં તલવાર, અંકુશ ધનુષ્ય, બાણના આકારે રેખા હોય તો તે પુરૂષ નિશ્ચય રાજા થાય. ॥ ૧૧૮ ॥ જેના હાથમાં મંદીર માળાના આકારે રેખા હોય તો તે પુરૂષ ધનવાન હોય છે અને કમંડળ, કળશ, વાવડીઓ, ધ્વજને આકારે હોય તો તે પુરૂષ નવનિધાનનો માલીક થાય. ॥ ૧૧૯ ॥ જેના હાથમાં ૯૯ સહીત છત્ર અને ચામર હોય તો તે સમુદ્રપર્યંત રાજ્યનો માલીક થાય. ॥ ૧૨૦ ॥ જેના અંગુઠાના પર્વમાં જવનું ચિન્હ પ્રગટ દેખાતું હોય તો તે પુરૂષ ઘણી ચીજ જશ મેળવનાર થાય. ॥ ૧૨૧ ॥ જેના અંગુઠના મૂળમાં જવનું ચિન્હ હોય તો તે પુરૂષ પુત્રવાન અને શાસ્ત્રનો જાણ હોય અને જેના

અગુંઠાની વચમાં જવનુ ચિન્હ હોય તો તે ધન, સંપતીએ કરીને સદા શોભાવાળો હોય. ॥ ૧૨૨ ॥ જેના અંગુઠાના મૂળમાં જવમાળાની ત્રણ લીટીઓ હોય તો તે પુરૂષ હાથીઓની રિદ્ધિ સહિત રાજ્ય પામે અગર રાજ્ય મંત્રી હોય. ॥ ૧૨૩ ॥ જેના હાથમાં જવમાળા બેવડી હોય અથવા એક હોય તો તે ધનવાન હોય. ॥ ૧૨૪ ॥ જે પુરૂષના અંગુઠાની નીચે કડાને આકારે ચિન્હ હોય તો તે મનુષ્ય પાછલી અવસ્થામા સૂળના રોગથી મરણ પામે ॥ ૧૨૫ ॥ જેના હાથની રેખા ચોખ્ખી દેખાતી ન હોય, કકઠા થયા હોય, બહુ પાતળી હોય તેની પાસે લક્ષ્મિ રહે નહી. ॥ ૧૨૬ ॥ ધનવાનનો અંગુઠા સિદ્ધા, ઊંચો, ગોળ અને જમણી તરફ નમેલો હોય છે ॥ ૧૨૭ ॥ ભાગ્યવાન, બુદ્ધિમાન પુરૂષના હાથની આંગળી નિરંતર નમેલી રહે છે, મોટી આવરદાવાળા માણુસની આગળી મોટી અને સીધી હોય છે ॥ ૧૨૮ ॥ જે પુરૂષની કનિષ્ટિકા—નાની આગળી નિરતર અનામિકા આંગળીના પર્વને ઓળંગીને લાબી હોય તો તે પુરૂષ ધનવાન હોય છે. ॥ ૧૨૯ ॥ લાબી આંગળીઓએ કરીને મોટા આવરદાવાળો હોય, મોટા પર્વવાળી આગળીથી ભાગ્યવાન હોય, અને સીધી, પાતળી આંગળીથી દરીદ્રી હોય છે ॥ ૧૩૦ ॥ ધન રહિત પુરૂષની આંગળી મોટી હોય છે, હથીઆરવાળા પુરૂષની બ્હાર નમેલી હોય છે, અને ચાકરોની આંગળી નાની અને ચપટી હોય છે. જેના અગુઠાની આગળી પ્રગટ ઓછી વધતી જેમકે પાચથી છુટ્ટી હોય તો તે પૃથ્વીમા ધન ધાન્યે કરી રહીત થોડી—આવરદાવાળો હોય છે ॥ ૧૩૧ ॥ જેની કનિષ્ટિકા આગળીમાં છિદ્ર હોય તો તે ઘડપણુમા સુખી થાય, અનામિકામા છિદ્ર હોય તો જુવાનીમાં સુખી થાય અને વચલી આંગળીમાં છિદ્ર હોય તો બાળપણુમાં સુખી હોય ॥ ૧૩૨ ॥ જે પુરૂષના હાથના નખ મોટા, વાકા, લુખા ધોળા અને મેલા હોય તો તે ધન ધાન્યથી રહિત હોય. ॥ ૧૩૩ ॥ જે પુરૂષના નખ ઉપર સફેદ છાટા હોય તો તે ભીખારી થાય, અને જેના નખ ગુંસીના જેવા હોય તો તે નપુંસક હોય અને

ચપટા કપાએલા ફાટેલા નખથી દરિદ્રી સમજવો. ॥ ૧૩૪ ॥ કાચબાની પીઠ સમાન નખવાળો રાજા હોય, શંખની પીઠ જેવા નખવાળો ભોગી પુરૂષ થાય અને વાઘના નખ જેવો કપટી અને સંપત્તીવાન થાય ॥ ૧૩૫ ॥ પાપીનું મુખ બીહામણું હોય છે, વાંઝીયાનું મુખ નીચું અને વાંકું હોય છે, નિર્ધનનું મુખ લાંબુ હોય છે, અને ભાગ્યવાનનું મુખ ગોળ હોય છે ॥ ૧૩૬ ॥ જેના હોઠ ગુલાબના રંગ જેવા હોય તો તે બુદ્ધિમાન જાણવો, અને પરવાળાના રંગ જેવા હોય તો તે પુરૂષ નિશ્ચે રાજા થાય. ॥ ૧૩૭ ॥ મોટા હોઠવાળો સારા ભાગ્યવાળો હોય છે લાંબા હોઠવાળો ભોગી હોય છે, બહુ નાના, બહુ મોટા હોઠવાળો બીકણ હોય છે અને બહુ નાના હોઠવાળો દુઃખી પણ હોય છે ॥ ૧૩૮ ॥ જેના દાંત ખબકર, જાડા અને જુદા જુદા કાળા રંગના ઉંચા નીચા હોય તો તે પુરૂષ નિંદનીક જાણવો. ॥ ૧૩૯ ॥ બત્રીશ દાંતવાળો રાજા હોય છે, એકત્રીસ દાંતવાળો ભોગી ત્રીસ દાંત વાળો થોડા ધનવાળો, અઠ્ઠાવીસ દાંતવાળો બહુ સુખી અને ઓગણત્રીસ દાંતવાળો દરિદ્રી અને દુઃખનું પાત્ર હોય છે ઉપર નીચેના દાંતો વધારે ઓછા હોય તો દુઃખી જાણવો ॥ ૧૪૦ ॥ જેને નીચેના દાંત બહાર માસની અંદર નીકળે તે સુજાત કહેવાય એટલે શુભ છે અને જો ઉપરના દાંત બહાર માસમાં નીકળે તો તે અશુભ છે ॥ ૧૪૧ ॥ જન્મથી લઈને બે વર્ષ સુધીમાં બધા દાંત પુરા આવે છે અને સાતમા વર્ષથી દશમા વર્ષના અંત સુધી ફરી આવે છે ॥ ૧૪૨ ॥ જે પુરૂષની જીભનો આગલો ભાગ સાંકડો હોય તેમ જ ચીકણો, લાલ કમળનાં ફુલની પાંખડી જેવો હોય તેને અલ્પ સુખ મળે ॥ ૧૪૩ ॥ સફેદ જીભ વાળો મનુષ્ય આચારથી ભ્રષ્ટ હોય છે કાળી જીભવાળો ધન હીન હોય છે અને કાબરી જીભવાળો પાપી હોય છે ॥ ૧૪૪ ॥ જે માણસની પીઠ વાંકી હોય તો તે નિર્ધન જાણવો, અને રૂંવાડા-વાળી પીઠવાળો દુઃખ પામે છે મોટી પીઠવાળો ઘણું દુઃખ પામે છે ॥ ૧૪૫ ॥ જે મનુષ્યની ગરદન બેસતા જેવી હોય

તે શૂરવીર હોય છે, લાંબી ડોકવાળો ઘણું ખાનાર હોય છે, વાંકી ગરદનવાળો ચાડીઓ થાય છે, અને મોટી ડોકવાળો શ્રેષ્ટ વાતનો નાશ કરે છે. ॥ ૧૪૬ ॥ ગધેડા અને ઊંટ જેવી ડોકવાળો દુઃખી હોય છે, બગલાની ડોક જેવી વાંકી ડોકવાળો પાખંડી હોય છે, અને ચપટી સુકી નસો નીકળેલી ડોકવાળો ધન રહીત જાણવો. ॥ ૧૪૭ ॥ જે પુરૂષની દાઢી મૂછ લાલ હોય તે પરસ્ત્રીનો ભોગવનાર અને ચોર હોય છે, અને મોટા રૂવાડા, લૂખા, પાતળા, તૂટેલા ફાટેલા તથા ખરાબ રંગના નખોથી નીચતા મળે છે. ॥ ૧૪૮ ॥ જે પુરૂષની વીશ વર્ષની અંદર તથા એકવીસ વર્ષની અંદર જો મોઢાની મૂછો નીકળે તો વીર્યને ઉત્પન્ન કરવાવાળી હોય છે ॥ ૧૪૯ ॥ જે પુરૂષનુ ગંડસ્થ માંસથી ભરેલુ હોય તો ભોગી જાણવો. સીંહ અને હાથી જેવા ગંડસ્થ હોવાથી ઉત્તમ પુરૂષ રાજા હોય છે. ॥ ૧૫૦ ॥ જે પુરૂષના કપાળની નીચે માસ ન હોય, નાની મૂછોવાળો, રૂવાડા સહીત હોય તે પુરૂષ પાપી અને દુ:ખ પામવાવાળો જાણવો. ॥ ૧૫૧ ॥ અભાગી પુરૂષનું મુખ પહોળુ, સંતાનરહિત પુરૂષનુ મુખ સ્ત્રીના જેવું, દગાબાજ કપટીનું મુખ હાંલ્લા જેવુ, અને કૃપણનું મુખ બહુ નાનું હોય છે ॥ ૧૫૨ ॥ જેની જીભ પાતળી, લુખ્ખી, વાંકી, પહોળી, મેલવાળી, પીળી હોય તે પુરૂષ સદા મૂર્ખ અને દુ:ખમા વ્યાકુળ રહે. ॥ ૧૫૩ ॥ જેનુ નાક સુકકું હોય તે ચોર હોય, અને ચપટુ નાક હોય તે સ્ત્રીથી મરે. ॥ ૧૫૪ ॥ ભોગી પુરૂષોની વારવાર નાકથી શબ્દવાળી એક છીંક હોય છે, ધનવાનોની બે છીંક હોય છે, અને લાબા આયુષ્યવાળાની એક સાથે ત્રણ છીંક હોય છે ॥ ૧૫૫ ॥ ભોગી પુરૂષોની છીંક કાંઇક ખાલી, કાંઇક ભરી અને હલકી છીંક હોય છે, અને થોડા શબ્દવાળી છીંક મનુષ્યને સદા મંગળકારી હોય છે. ॥ ૧૫૬ ॥ પુરૂષના બન્ને નેત્રો નિર્મળ અને લીલા ફટક જેવા રંગવાળાં અથવા લાલ, કાંઇક ચીકણા, વચ્ચે કાળા હોય તે માણુસ ધનવાન હોય છે. ॥ ૧૫૭ ॥ હડતાલના જેવા રંગવાળા નેત્ર હોય તે ચક્રવર્તી રાજા થાય અને લીલા કમળના દળ જેવા હોય તે પંડીત થાય છે.

॥ ૧૫૮ ॥ જેની આંખ વારવાર કારણ વગર ફરે તે માણસ લક્ષ્મી સહીત હોય. ॥ ૧૫૯ ॥ આંધળો અને કાણો ક્રૂર હોય છે, કાણાથી વધારે દ્રષ્ટિ ફેરવનાર ક્રૂર હોય છે, તેનાથી અધિક એ બધી એટલે દ્રષ્ટિ ચોરનાર ક્રૂર હોય છે ॥ ૧૬૦ ॥ જે પુરૂષનાં નેત્ર ધીમી પલક મારવાવાળાં હોય તેની અવસ્થા મોટી હોય છે, અને જે બહુ વખત પલક મારવાવાળાં હોય તેનું મધ્યમ આઉખુ હોય છે ॥ ૧૬૧ ॥ જે મનુષ્યના કાન માંસરહીત હોય તે દરીદ્રી થાય છે અને લાંબા નસોવાળા વાંકા કાનવાળો ખોટો હોય છે ॥ ૧૬૨ ॥ મનુષ્યનું કપાળ પહોળું અને ઉંચુ અર્ધચંદ્ર આકારે હોય તો રાજ્ય આપવાવાળું હોય છે ॥ ૧૬૩ ॥ નાના કપાળવાળો ધર્મ કાર્યમા તત્પર હોય છે, અને નીચા કપાળવાળો ધન રહીત હોય છે ॥ ૧૬૪ ॥ કપાળમાં નસોએ કરી રેખા હોય તો પાપ કરવાવાળો જાણવો અને સાથીઆના આકારવાળી જો રેખા હોય તો ધનવાન થાય છે ॥ ૧૬૫ ॥ જેના કપાળમાં બીલકુલ રેખા ન હોય તો તે પચ્ચીસ વરસની આયુષ્યવાળો જાણવો, પણ સઘળા વસ્ત મળે. ॥ ૧૬૬ ॥ બે માથાવાળો મનુષ્ય દરીદ્રી હોય છે, માછલી જેવા માથાવાળો પાપ કરવામાં પ્રીતિવાળો હોય છે, બહુ દુઃખી હોય છે અને ઘડા જેવા માથાવાળો માણસ નીચ જગત કરવા વાળો હોય છે ॥ ૧૬૭ ॥ ઇતિ પુરૂષ લક્ષણ.

---

## સ્ત્રીનાં લક્ષણ.

જે સ્ત્રીનાં પગનાં તળીયાં ગરમ, લાલ, માંસથી ભરેલાં નરમ, અને બરાબર બીડેલાં હોય તો તે સ્ત્રી પ્રતિષ્ઠા—મોટાઇ પામે ॥ ૧ ॥ જે સ્ત્રીનાં પગનાં તળીયાં લુખાં ખરાબ રંગના ખરડાએલાં હોય તો સોગનો નાથ થાય છે તથા જે સ્ત્રીનાં પગનાં તળીયાં કાળાં હોય તે અભાગણી અને સફેદ હોય તો દુઃખી સમજવી ॥ ૨ ॥ જે સ્ત્રીનાં પગનાં તળીયાં સુપડા જેવાં તથા રંગે સફેદ, વાંકાં હોય તો તે સ્ત્રી કુરૂપ તથા અભાગણી, જો સુકાએલાં હોય

તો દરીદ્રી, અને જો ઊંચા નીચાં હોય તો શોક કરવાવાળી સમજવી ॥ ૩ ॥ જે સ્રીનાં પગનાં તળીયામાં ચક્ર, સાથીઓ, શંખ, ધજા, અંકુશ, છત્ર, માછલી અને સગર એવી રેખાઓ હોય તો તે રાજાની રાણી થાય ॥ ૪ ॥ જે સ્રીનાં પગના તળીયામાં ઉર્દ્ધ્વ રેખા હોય અને તે વચલી આંગળી સુધી ગઇ હોય તો તે સ્રી ધનવાન પતિ પામે અને પતિને વલ્લભ હોય ॥ ૫ ॥ જે સ્રીનાં પગના તળીયામાં ગાય, ભેંસ, ઊંદર, કાગડા, ઉલ્લુ, સર્પ અને ઊંટ એવા ચિન્હ હોય તો તે દુઃખ પામે. ॥ ૬ ॥ જે સ્રીનો પગનો અંગુઠો માસથી ભરેલો, ઊંચો, ગોળ હોય તો શુભ છે, અને જો નાનો, ચપટો હોય તો કૂળનો નાશ કરનાર જાણવી. ॥ ૭ ॥ જે સ્રીનો અંગુઠો પહોળો હોય તે વીધવા થાય છે, થોડો ગોળ હોય તો વેર વધારે અને બહુ લાબો અંગુઠો હોય તો પતિને વલ્લભ થાય. ॥ ૮ ॥ જે સ્રીની પગની આંગળી નરમ, લાલ, કમળની પાંદડી જેવી, નરમ, સીધી, અને આસપાસ ગોળાઇ જેવી હોય તો તે ભોગનો અને અર્થનો લાભ આપે છે. ॥ ૯ ॥ ઘણી વાંકી આગળી કુરૂપવાન અને લાંબી, પોહોળી આગળીઓ દુઃખને દેનારી હોય છે ॥ ૧૦ ॥ જે સ્રીની આગળી પહેલી ગોળ પછી પાતળી, એક ઊપર એક ચઢેલી હોય તો તે સ્રી ઘણા ધણીને મારીને દાસીપણું ભોગવે ॥ ૧૧ ॥ જે સ્રીની પગની આગળીઓ રસ્તે ચાલતા ધરતીને ન અડકતા ઊંચી રહે તો તે વિનાશ કરવાવાળી જાણવી ॥ ૧૨ ॥ જે સ્રીની પગની છેલ્લી ટચલી આગળી ચાલતાં જમીનને ન અડકતી હોય તો તે સ્રી પોતાના ધણીને મારી બીજા પતિ સાથે ભોગ વીલાસ કરે. ॥ ૧૩ ॥ જે સ્રીની છેલ્લી આગળીની જોડેની અનામિકા આગળી જમીનને ન અડકતી હોય તો તે બે ધણીને મારીને કલહકારી થાય. ॥ ૧૪ ॥ જે સ્રીની પગની વચલી આગળી નાની હોય તો તે સ્રી નિરંતર મહેનત કરનારી હોય છે અને જમીનને ન અડકતી હોય તો તે પતિને મારનારી હોય છે. ॥ ૧૫ ॥ સ્રીના પગના અંગુઠાની જોડેની આગળી અંગુઠાથી મોટી હોય

॥ ૧૫૮ ॥ જેની આંખ વારંવાર કારણ વગર ફરે તે માણસ લક્ષ્મી રહીત હોય. ॥ ૧૫૯ ॥ આંધળો અને કાણો ક્રૂર હોય છે, કાણાથી વધારે દ્રષ્ટિ ફેરવનાર ક્રૂર હોય છે, તેનાથી અધિક એંચો એટલે દ્રષ્ટિ ચોરનાર ક્રૂર હોય છે ॥ ૧૬૦ ॥ જે પુરૂષનાં નેત્ર થોડી પલક મારવાવાળાં હોય તેની આવરદા થોડી હોય છે, અને જે બહુ વખત પલક મારવાવાળો હોય તેનું મધ્યમ આયુષ્ય હોય છે ॥ ૧૬૧ ॥ જે મનુષ્યના કાન માંસરહીત હોય તે દરીદ્રી થાય છે અને લાંબા નસોવાળા વાંકા કાનવાળો ખોટો હોય છે ॥ ૧૬૨ ॥ મનુષ્યનું કપાળ પહોળું અને ઉંચુ અર્ધચંદ્ર આકારે હોય તો રાજ્ય આપવાવાળું હોય છે ॥ ૧૬૩ ॥ નાના કપાળવાળો ધર્મ કાર્યમાં તત્પર હોય છે અને નીચા કપાળવાળો ધન રહીત હોય છે ॥ ૧૬૪ ॥ કપાળમાં નસોએ કરી રેખા હોય તો પાપ કરવાવાળો જાણવો અને સાથીઆના આકારવાળી જો રેખા હોય તો ધનવાન થાય છે ॥ ૧૬૫ ॥ જેના કપાળમાં બીલકુલ રેખા ન હોય તો તે પચ્ચીસ વર્ષની આયુષ્યવાળો જાણવો, પણ સંપદા તરત મળે. ॥ ૧૬૬ ॥ બે માથાવાળો મનુષ્ય દરીદ્રી હોય છે, માખી જેવા માથાવાળો પાપ કરવામાં પ્રીતિવાળો હોય છે, બહુ દુઃખી હોય છે અને ઘડા જેવા માથાવાળો માણસ નીચ સંગત કરવાવાળો હોય છે ॥ ૧૬૭ ॥ ઇતિ પુરૂષ લક્ષણ.

---

## સ્ત્રીનાં લક્ષણ

જે સ્ત્રીનાં પગનાં તળીયાં ગરમ, લાલ માંસથી ભરેલાં, નરમ, અને બરાબર ચીકણાં હોય તો તે સ્ત્રી પ્રતિષ્ઠા–મોટાઇ પામે ॥ ૧ ॥ જે સ્ત્રીનાં પગનાં તળીયાં લુખાં ખરાબ રંગના ખરડાએલાં હોય તો સોભાગનો નાશ થાય છે તથા જે સ્ત્રીનાં પગનાં તળીયાં કાળાં હોય તે અભાગણી અને સફેદ હોય તો દુઃખી સમજવી ॥ ૨ ॥ જે સ્ત્રીના પગનાં તળીયાં સુપડા જેવાં તથા રંગે સફેદ, વાંકાં હોય તો તે સ્ત્રી કુરૂપ તથા અભાગણી, જો સુકાએલાં હોય

તો દરીદ્રી, અને જો ઊચા નીચાં હોય તો શોક કરવાવાળી સમજવી ॥ ૩ ॥ જે સ્ત્રીનાં પગના તળીયામાં ચક્ર, સાથીઓ, શંખ, ધજા, અંકુશ, છત્ર, માછલી અને મગર એવી રેખાઓ હોય તો તે રાજાની રાણી થાય ॥ ૪ ॥ જે સ્ત્રીના પગના તળીયામા ઉર્દ્ધ રેખા હોય અને તે વચલી આંગળી સુધી ગઇ હોય તો તે સ્ત્રી ધનવાન પતિ પામે અને પતિને વલ્લભ હોય ॥ ૫ ॥ જે સ્ત્રીનાં પગના તળીયામાં ગાય, ભેંસ, ઊંદર, કાગડા, ઉલ્લુ, સર્પ અને ઊંટ એવા ચિન્હ હોય તો તે દુઃખ પામે. ॥ ૬ ॥ જે સ્ત્રીનો પગનો અંગુઠો માંસથી ભરેલો, ઊચો, ગોળ હોય તો શુભ છે, અને જો નાનો, ચપટો હોય તો કૂળનો નાશ કરનાર જાણવી. ॥ ૭ ॥ જે સ્ત્રીનો અંગુઠો પહોળો હોય તે વીધવા થાય છે, થોડો ગોળ હોય તો વેર વધારે અને બહુ લાંબો અંગુઠો હોય તો પતિને વલ્લભ થાય. ॥ ૮ ॥ જે સ્ત્રીની પગની આંગળી નરમ, લાલ, કમળની પાદડી જેવી, નરમ, સીધી, અને આસપાસ ગોળાઇ જેવી હોય તો તે ભોગનો અને અર્થનો લાભ આપે છે. ॥ ૯ ॥ ઘણી વાકી આંગળી કુરૂપવાન અને લાબી, પોહોળી આગળીઓ દુઃખને દેનારી હોય છે ॥ ૧૦ ॥ જે સ્ત્રીની આગળી પહેલી ગોળ પછી પાતળી, એક ઊપર એક ચઢેલી હોય તો તે સ્ત્રી ઘણા ધણીને મારીને દાસીપણું ભોગવે ॥ ૧૧ ॥ જે સ્ત્રીની પગની આગળીઓ રસ્તે ચાલતા ધરતીને ન અડકતા ઊચી રહે તો તે વિનાશ કરવાવાળી જાણવી ॥ ૧૨ ॥ જે સ્ત્રીની પગની છેલ્લી ટચલી આગળી ચાલતાં જમીનને ન અડકતી હોય તો તે સ્ત્રી પોતાના ધણીને મારી બીજા પતિ સાથે ભોગ વીલાસ કરે. ॥ ૧૩ ॥ જે સ્ત્રીની છેલ્લી આગળીની જોડેની અનામિકા આંગળી જમીનને ન અડકતી હોય તો તે બે ધણીને મારીને કલહકારી થાય. ॥ ૧૪ ॥ જે સ્ત્રીની પગની વચલી આગળી નાની હોય તો તે સ્ત્રી નિરંતર મહેનત કરનારી હોય છે અને જમીનને ન અડકતી હોય તો તે પતિને મારનારી હોય છે. ॥ ૧૫ ॥ સ્ત્રીના પગના અંગુઠાની જોડેની આગળી અંગુઠાથી મોટી હોય

તો તે કુમારી હોય ત્યારથી વ્યભિચારિણી હોય છે તેમાં જરા પણ શક નહીં ॥ ૧૬ ॥ જે સ્ત્રીનાં નખ લાલ સારા, તેજદાર, ઉંચા અને ગોળ ચીકણાં હોય તો ઘણી ભાગ્યશાળી જાણવી. ॥ ૧૭ ॥ જે સ્ત્રીનો પગનો ઉપરનો ભાગ બહુ રૂવાંટાવાળો હોય તો દાસી થાય, માંસ રહીત પીઠ હોય તો નીચ સ્ત્રી જાણવી વચમાં ખાડો હોય તો દરિદ્રી જાણવી, નસો ઉપર અને વાળકવી હોય તો અભાગણી જાણવી. ॥ ૧૮ ॥ જે સ્ત્રીને પગની ઘુટી એટલે કાંડાની ટેકરી નીકળેલી હોય છે તે જો માંસથી ભરેલી હોય, ગોળ હોય, અને નસો દેખાતી ન હોય, તો સૌભાગ્ય આપનારી જાણવી, અને ઉંચી નીચી માંસ રહીત હોય તો અભાગણી જાણવી ॥ ૧૯ ॥ જે સ્ત્રીના પગનો પન્ને ઉંચો, પહોળો ચીબરો હોય તો તે સ્ત્રી વ્યભિચારિણી અર્થાત ઘેર ઘેર ભટકવાવાળી થાય અને લાંબા પગવાળી દુઃખી થાય ॥ ૨૦ ॥ જે સ્ત્રીના પગની પીંઢી પહોળી, નસો દેખાતી સુકાએલી માંસ રહીત અને ઘુંટીનો ઉપરનો ભાગ મોટો હોય તો તે વ્યભિચારિણી જાણવી. ॥ ૨૧ ॥ જે સ્ત્રીના પગની પીંઢી સારી, રોમ રહીત, ગોળ, બરાબર નસો ન દેખાતી હોય તો રાજાની રાણી થાય ॥ ૨૨ ॥ જે સ્ત્રીના પગની પીંઢી બરડાએલી વાળવાળી અને મગદાનાં પગ જેવી હોય તો તે સ્ત્રી વ્યભિચારિણી તેમજ ધણીને મારવાવાળી થાય ॥ ૨૩ ॥ જે સ્ત્રીનાં રૂવાટાના ખાડામાં એકવાળ ઉગેલો હોય તો સારો અને એક ખાડામાં બે ત્રણ રૂવાટા હોય તો તે વિધવા અથવા વ્યભિચારિણી જાણવી ॥ ૨૨ ॥ જે સ્ત્રીના ઢીંચણના ઉપરનો ભાગ સારો, માંસથી ભરેલો અને ગોળ હોય તો તે સ્ત્રી સૌભાગ્યવતી-લક્ષ્મીવતી જાણવી ॥ ૨૫ ॥ જે સ્ત્રીના પગના ઢીંચણ માંસ રહીત હોય તો તે વ્યભિચારિણી અથવા વિધવા થાય ॥ ૨૬ ॥ જે સ્ત્રીની બન્ને જાંઘો રૂવાંમ સહિત બરડાએલી હોય તો તે દરિદ્રી અથવા વિધવા થાય પતળી અને નાની જાંઘવાળી દુઃખી થાય અથવા મરણ પામે ॥ ૨૭ ॥ જે સ્ત્રીની બન્ને જાંઘો રૂવાંમ રહીત, ગોળ અને બરાબર હોય તો રાજાની રાણી થાય. ॥ ૨૮ ॥

જે સ્ત્રીની કમર ચોવીસ આંગળની નમેલી, બરાબર, ઊંચા કુલા અને ચારે તરફ સરખી કમર હોય તો તે સૌભાગ્યવતી જાણવી ॥ ૨૯ ॥ જે સ્ત્રી ચાલતી વખતે પહેલો ડાબો પગ ઊપાડી ચાલે તથા નમાવીને બેસે તો તે સ્ત્રી સદા સુખી હોય અને જો પહેલો જમણો પગ ઊપાડી ચાલે તથા બેસે તો દુઃખ ભોગવનારી જાણવી. ॥ ૩૦ ॥ જે સ્ત્રીની યોની પીપળાના પાદડાને આકારે તથા હાથીના ખંધ જેવી પોહોળી, અને તેજદાર પીઠ હોય તો તે શુભ છે. ॥ ૩૧ ॥ જે સ્ત્રીની યોની સારી, ચીકણી, નરમ, થોડા વાળવાળી, માસથી ભરેલી હોય તો તે સ્ત્રી પુત્રવતી હોય અને રતીસુખ, સૌભાગ્ય પામે. ॥ ૩૨ ॥ જે સ્ત્રીની યોની જમણી બાજુની ઊંચી હોય તો તે સ્ત્રી પુત્રને પેદા કરનારી જાણવી અને જો ડાબી બાજુની ઊંચી હોય તો કન્યા પેદા કરનારી જાણવી. ॥ ૩૩ ॥ જે સ્ત્રીની યોની ઊંચી, કાળાં રૂંવાડાવાળી, મળેલી, સારી બનાવટની, અને મણી ઢકાએલી હોય તો ઘણા ધન પૈસા પેદા કરનારી હોય છે. ॥ ૩૪ ॥ જે સ્ત્રીની યોની પહોળી કમળના રંગજેવી, થોડી નરમ, થોડા વાળવાળી, નાની નાસીકા જેવી ઊંચી અને હાથના સ્કંધ સમાન હોય તે સારી જાણવી. ॥ ૩૫ ॥ જે સ્ત્રીની યોની ખરપડાને આકારે, ખરદરી, વાકી, મોટાં વાળવાળી અને માસ રહીત હોય તો તે અશુભ છે. ॥ ૩૬ ॥ જે સ્ત્રીની યોની વાસના નવીન પાદડા જેવી હોય તો તે સ્ત્રી ઘણુંકરીને પહેલી સુખ પામે, પછી દુઃખ પામે ॥ ૩૭ ॥ જે સ્ત્રીની યોની શંખના આકારે હોય તો તે ગર્ભ ધારણ ન કરે તેમજ સેવન કરનારને દુઃખકારી જાણવી ॥૩૮॥ જે સ્ત્રીની યોની કરચોલીવાળી, હોય તે કોઇક વખતે ગર્ભવાળી, લાબી, ઠંડી, ઢીલી હોય તો મોટી દુઃખ દેનારી જાણવી ॥ ૩૯ ॥ જે સ્ત્રીનુ પેઢુ મોઢુ, પહોળું, થોડુ ઊંચુ અને નરમ હોય તો સારૂં. જો બહુ ઊંચુ તીર જેવું ઘણા વાળવાળુ હોય તો અશુભ. ॥ ૪૦ ॥ જે સ્ત્રીની ડુટી ગોળ, ઊંડી અને ડાબી કોર નમેલી હોય તો તે શુભ છે. ॥ ૪૧ ॥ જે સ્ત્રીની નાભી બહુ લાબી, પહોળી, અને પ્રગટ કમળ જેવી હોય તો તે સ્ત્રી પૂર્ણ સૌભાગ્ય, ધન સુખ, લક્ષ્મી, પામે. ॥ ૪૨ ॥ જે સ્ત્રીની નાભી ઊંડી અને સારી સોભાગ્યવાળી

તો તે કુંવારી હોય ત્યારથી વ્યભિચારિણી હોય છે તેમાં જરા પણ સંદેહ નહીં ॥ ૧૬ ॥ જે સ્ત્રીનાં નખ લાલ, સારા તેજદાર, ઉંચા અને ગોળ ચીકણાં હોય તો ઘણી આબરૂવાળી જાણવી ॥ ૧૭ ॥ જે સ્ત્રીનો પગનો ઉપરનો ભાગ બહુ રૂંવાટાવાળો હોય તો દાસી થાય, માંસ રહીત પીઠ હોય તો નીચ સ્ત્રી જાણવી, નખમાં ખાડો હોય તો દરિદ્રી જાણવી, નસો ઉપર અને ચળકતી હોય તો અભાગણી જાણવી ॥ ૧૮ ॥ જે સ્ત્રીને પગની ઘુંટી એટલે ઘાડકાની ટેકરી નીકળેલી હોય છે તે જો માંસથી ભરેલી હોય, ગોળ હોય, અને નસો દેખાતી ન હોય, તો સૌભાગ્ય આપનારી જાણવી, અને ઉંચી નીચી માંસ રહીત હોય તો અભાગણી જાણવી. ॥ ૧૯ ॥ જે સ્ત્રીના પગનો પંજો ઉંચો, પહોળો ભીંછરો હોય તો તે સ્ત્રી વ્યભિચારિણી અર્થાત ઘેર ઘેર ભટકનારાવાળી થાય અને લાંબા પગવાળી દુઃખી થાય ॥ ૨૦ ॥ જે સ્ત્રીના પગની પીઠી પહોળી નસો દેખાતી, સુકાએલી માંસ રહીત અને ઘુંટીનો ઉપરનો ભાગ મોટો હોય તો તે વ્યભિચારિણી જાણવી. ॥ ૨૧ ॥ જે સ્ત્રીના પગની પીઠી સારી રોમ રહીત, ગોળ બરાબર નસો ન દેખાતી હોય તો રાજાની રાણી થાય. ॥ ૨૨ ॥ જે સ્ત્રીના પગની પીઠી ખરડાએલી વાળવાળી અને મગરના પગ જેવી હોય તો તે સ્ત્રી વ્યભિચારિણી તેમજ ધણીને મારનારાવાળી થાય ॥ ૨૩ ॥ જે સ્ત્રીનાં રૂંવાટાના ખાડામાં એકવાળ ઉગેલો હોય તો સારો અને એક ખાડામાં બે વધુ રૂંવાડા હોય તો તે વિધવા અથવા વ્યભિચારિણી જાણવી ॥ ૨૨ ॥ જે સ્ત્રીના ઢીંચણના ઉપરનો ભાગ સારો, માંસથી ભરેલો અને ગોળ હોય તો તે સ્ત્રી સૌભાગ્યવતી— લક્ષ્મીવતી જાણવી ॥ ૨૫ ॥ જે સ્ત્રીના પગના ઢીંચણ માંસ રહીત હોય તો તે વ્યભિચારિણી અથવા વિધવા થાય ॥ ૨૬ ॥ જે સ્ત્રીની અને જાંઘ રૂંવાડા સહિત ખરડાએલી હોય તો તે દરિદ્રી અથવા વિધવા થાય પાતળી અને નાની જાંઘવાળી દુઃખી થાય અથવા મરણ પામે. ॥ ૨૭ ॥ જે સ્ત્રીની અને જાંઘ રૂંવાડા રહીત, ગોળ અને બરાબર હોય તો રાજાની રાણી થાય. ॥ ૨૮ ॥

જે સ્ત્રીની કમર ચોવીસ આંગળની નમેલી, બરાબર, ઊંચા કુલા અને ચારે તરફ સરખી કમર હોય તો તે સૌભાગ્યવતી જાણવી ॥ ૨૯ ॥ જે સ્ત્રી ચાલતી વખતે પહેલો ડાબો પગ ઊપાડી ચાલે તથા નમાવીને બેસે તો તે સ્ત્રી સદા સુખી હોય અને જો પહેલો જમણો પગ ઊપાડી ચાલે તથા બેસે તો દુઃખ ભોગવનારી જાણવી. ॥ ૩૦ ॥ જે સ્ત્રીની યોની પીપળાના પાદડાને આકારે તથા હાથીના ખંધ જેવી પોહોળી, અને તેજદાર પીઠ હોય તો તે શુભ છે. ॥ ૩૧ ॥ જે સ્ત્રીની યોની સારી, ચીકણી, નરમ, થોડા વાળવાળી, માસથી ભરેલી હોય તો તે સ્ત્રી પુત્રવંતી હોય અને રતીસુખ, સૌભાગ્ય પામે. ॥ ૩૨ ॥ જે સ્ત્રીની યોની જમણી બાજુની ઊંચી હોય તો તે સ્ત્રી પુત્રને પેદા કરનારી જાણવી અને જો ડાબી બાજુની ઊંચી હોય તો કન્યા પેદા કરનારી જાણવી ॥ ૩૩ ॥ જે સ્ત્રીની યોની ઊંચી, કાળાં રૂંવાડાવાળી, મળેલી, સારી બનાવટની, અને મણી ઢકાએલી હોય તો ઘણા ધન પૈસા પેદા કરનારી હોય છે. ॥ ૩૪ ॥ જે સ્ત્રીની યોની પહોળી કમળના રંગજેવી, થોડી નરમ, થોડા વાળવાળી, નાની નાસીકા જેવી ઊંચી અને હાથના સ્કંધ સમાન હોય તે સારી જાણવી. ॥ ૩૫ ॥ જે સ્ત્રીની યોની ખરપડાને આકારે, ખરદરી, વાંકી, મોટા વાળવાળી અને માસ રહીત હોય તો તે અશુભ છે. ॥ ૩૬ ॥ જે સ્ત્રીની યોની વાંસના નવીન પાદડા જેવી હોય તો તે સ્ત્રી ઘણુંકરીને પહેલી સુખ પામે, પછી દુઃખ પામે ॥ ૩૭ ॥ જે સ્ત્રીની યોની શંખના આકારે હોય તો તે ગર્ભ ધારણ ન કરે તેમજ સેવન કરનારને દુઃખકારી જાણવી ॥૩૮॥ જે સ્ત્રીની યોની કરચોલીવાળી, હોય તે કોઇક વખતે ગર્ભવાળી, લાબી, ઠંડી, ઢીલી હોય તો મોટી દુઃખ દેનારી જાણવી ॥ ૩૯ ॥ જે સ્ત્રીનુ પેઢુ મોટુ, પહોળું, થોડુ ઊંચુ અને નરમ હોય તો સારૂં. જો બહુ ઊંચુ તીર જેવુ ઘણા વાળવાળુ હોય તો અશુભ. ॥ ૪૦ ॥ જે સ્ત્રીની દુંટી ગોળ, ઊંડી અને ડાબી કોર નમેલી હોય તો તે શુભ છે. ॥ ૪૧ ॥ જે સ્ત્રીની નાભી બહુ લાબી, પહોળી, અને પ્રગટ કમળ જેવી હોય તો તે સ્ત્રી પૂર્ણ સૌભાગ્ય, ધન સુખ, લક્ષ્મી, પામે. ॥ ૪૨ ॥ જે સ્ત્રીની નાભી ઊંડી અને સારી સોભાગ્યવાળી

હોય તે સ્ત્રી પતિને વલ્લભ હોય. ॥ ૪૩ ॥ જે સ્ત્રીની નાભીના બીંદુ ઉપર ગોઠ દેખાતી અને નમેલી હોય તો તે સ્ત્રી દુરભાગણી ને નિંદા કરવાવાળી જાણવી ॥ ૪૪ ॥ જે સ્ત્રીની કુખ કરમાળીવાળી, ઘણી ઉંચી નીચી કોરવાળી હોય તો તે સ્ત્રી વંધ્યા હોય. ॥ ૪૫ ॥ જે સ્ત્રીનું પડખું નસોરહીત ઊંચુ અને રોમવાળું હોય તો તે સ્ત્રી સંતાનરહીત હોય અને ઘણું કરી ખરાબ સ્વભાવ-વાળી હોય. ॥ ૪૬ ॥ જે સ્ત્રીનું પેટ પાનજેવું, પાતળું, અને ચામડી સારી રોમ સહીત હોય તો તે સ્ત્રી રાજાની રાણી થાય છે ॥ ૪૭ ॥ જે સ્ત્રીનું પેટ ઘડાના આકાર જેવું માંસ વિનાનું અને નસો દેખાતી હોય તો તે સ્ત્રી અતિ દુઃખી થાય ॥ ૪૮ ॥ જે સ્ત્રીનું પેટ લાંબુ, પોહોળું હોય તો ઘણા વખત પછી સંતાન થાય પણ ખરાબ સ્વભાવવાળી જાણવી ॥ ૪૯ ॥ જે સ્ત્રીનો કેડનો મધ્ય ભાગ મુઠીમાં આવે તેવો, સુંદર અને મોટા સ્તનોથી શોભતો હોય તો તે સ્ત્રી દેવી સમાન સોભાગ્ય લક્ષ્મી પામે છે ॥ ૫૦ ॥ જે સ્ત્રીનું હૃદય છાતીનો ભાગ વાળ વગરનો, કોઈપણ જાતના ડાઘ ખાડા ફુવાટા વગરનો, બરાબર હોય તો તે સ્ત્રી સર્વ પ્રકારે આનંદ સોભાગ્ય પામે છે ॥ ૫૧ ॥ જે સ્ત્રીની છાતી ખાડાવાળી, બહુ લાંબી અને પહોળી હોય તો તે સ્ત્રી પતીને મારીને પછી વેશ્યાને ત્યાં જાય. ॥ ૫૨ ॥ જે સ્ત્રીની છાતી માંસ રહીત, ઊંચી નમેલી ડાઘવાળી, અને ઊંચા નીચા હૃદયવાળી હોય તો તે સ્ત્રી દાસીપણું પામે. ॥ ૫૩ ॥ જે સ્ત્રીની છાતી માંસથી ભરેલી, બહુ ઊંચી નીચી નરમ અને કઠણ ન હોય નસો દેખાતી ન હોય, અને અઢાર આંગળ પ્રમાણ રુંવાડા વગર હોય તો તે શુભ જાણવી. ॥ ૫૪ ॥ જે સ્ત્રીની છાતી વળી પોહોળી હોય તો કલેશકારી અને રુંવાડા સહીત હોય તો ખરાબ સ્વભાવ વાળી જાણવી ॥ ૫૫ ॥ જે સ્ત્રીનાં સ્તન ગોળ માંસથી ભરેલાં અને રુંવાડા રહીત હોય તો શુભ ॥ ૫૬ ॥ જે સ્ત્રીનાં સ્તન જમણી બાજુએ કંઇ નમેલાં હોય તો પહેલે ગર્ભે પુત્ર થાય. ॥ ૫૭ ॥ જે સ્ત્રીનાં સ્તન ડાબી બાજુએ કંઇક નમેલા હોય તો પહેલે ગર્ભે પુત્રી થાય, અને ઊંચા નીચાં હોય તો દુઃખવાન

બચ્ચાં વગરની હોય. ॥ ૫૮ ॥ જે સ્ત્રીનાં સ્તન સુકાએલા, ઊંચાં નીચાં, અને આગલો ભાગ ખરાબ દેખાવનો હોય તો તે દરિદ્રતાને પામે ને બન્ને સ્તનો એક બીજાથી ઘણાં દૂર હોય તો તે વિધવા અને પુત્રનો નાશ કરનારી થાય ॥ ૫૯ ॥ જે સ્ત્રી માર્ગે ચાલતી હોય અને તેનાં બને સ્તનો ચાલતાં એક બીજા માહોમાહી મળી જાય તો તે સ્ત્રી સુખ સૌભાગ્યને નાશ કરનારી જાણવી ॥ ૬૦ ॥ જે સ્ત્રીના સ્તનની ઊપલી દોડી ગોળ, મોટી અને માંસથી ભરેલી હોય તો તે રતી સુખવાળી જાણવી ॥ ૬૧ ॥ જે સ્ત્રીના સ્તનની બને અણીઓ તદ્દન લાબી હોય તો તે સુખ પામનારી થાય પણ અંત:કરણમા ધુતારી જાણવી. ॥ ૬૨ ॥ જે સ્ત્રીના સ્તનની બન્ને અણીઓ નમેલી, ઘણી નાની, પાતળી, ઊચી નીચી હોય તો ઘણુ દુ ખ પામે અને વ્યભિચારિણી થાય ॥ ૬૩ ॥ જે સ્ત્રીનાં બન્ને ખભા માસથી ભરેલા, ઊચા હોય તો ભોગવતી સ્ત્રી માફક સુખ પામે. ॥ ૬૪ ॥ જે સ્ત્રીના ખભા માંસથી રહીત ઊંચા નીચા હોય તો તે સ્ત્રી નટ ખટ ઝેરવાળી જાણવી. ॥ ૬૫ ॥ જે સ્ત્રીના ખભા બહુ મોટા, રૂવાડા સહીત હોય તો તે સ્ત્રી દુઃખ ભોગવનારી થાય ॥ ૬૬ ॥ જે સ્ત્રીના બંને હાથ કોમળ લાંબા હોય તો શ્રેષ્ટ જાણવા. ॥ ૬૭ ॥ જે સ્ત્રીના બંને હાથ રૂંવાડા વગરના, હાડ, માસમા દબાએલા હોય, હાથીની સૂંઢને આકારે નસો રહિત હોય તો તે સ્ત્રી સૌભાગ્ય પામે ॥ ૬૮ ॥ જે સ્ત્રીની બન્ને ભુજા રૂવાડાં સહીત હોય તો તે વિધવા થાય, નાની ભૂજા હોય તો ખોટા સ્વભાવવાળી હોય, નસો દેખાતી હોય તો દુ ખ પામે ॥ ૬૯ ॥ જે સ્ત્રીની હાથની બન્ને હથેળી નસો રહીત, માસથી ભરેલી અને ચીકણી હોય તો બહુ શુભકારી અને ઊચી નીચી, ખરદરી હોય તો દુઃખ દેવાવાળી જાણવી. ॥ ૭૦ ॥ જે સ્ત્રીની બને હથેળીમા મચ્છની રેખા હોય તો સૌભાગ્યવતી જાણવી, અને બન્ને હથેળીમા સાથીઆ જેવુ ચિન્હ હોય તો રાજાની રાણી થાય અથવા શ્રી વચ્છનું ચિન્હ હોય તો રાજની માતા થાય. ॥ ૭૧ ॥ જે સ્ત્રીની જમણી હથેળીમાં નદાવર્તન સાથીઆનુ ચિન્હ હોય તો તે

ચક્રવર્તિની માતા થાય. ॥ ૭૨ ॥ જે સ્ત્રીની હથેળીમાં ધ્વજ, તોરણ હોય તો તે સ્ત્રી વાસુદેવની માતા થાય ॥ ૭૩ ॥ જે સ્ત્રીના હાથમાં હાથી, ઘોડા, બળદ, કમળ અને મનુષ્ય હોય તો તે સ્ત્રી તીર્થંકરની માતા થાય. ॥ ૭૪ ॥ જે સ્ત્રીની હાથની આંગળીઓ ચપટી, પીઠ ઉપર રૂવાડાં, ટુંકી, પાતળી, ખરસી હોય તો તે દરીદ્રિ જાણવી ॥ ૭૫ ॥ જે સ્ત્રીના હાથની આંગળીના નખ લોહી સહીત, સફેદ, ને રૂની છીપ જેવા આકારના હોય તો તે ધન સહીત જાણવી ॥ ૭૬ ॥ જે સ્ત્રીના હાથ પગોના નખમાં સફેદ ટાંટા હોય તો તે સ્ત્રી વ્યભિચારિણી અને દુઃખ ભોગવનારી થાય ॥ ૭૭ ॥ જે સ્ત્રીના ખરડામાં નસો દેખાતી હોય અને રૂવાડાં ઘણાં હોય તો તે સ્ત્રી વિધવા થાય, કદાપિ ભોગવે. ॥ ૭૮ ॥ જે સ્ત્રીનું મુખ ગોળ, નિર્મળ, ચીકણું, ચંદ્રમા તુલ્ય હોય તો તે ઘણું સુખ ભોગવે. ॥ ૭૯ ॥ જે સ્ત્રીનું મુખ વાંકુ ચુંકુ હોય તો તે દુઃખ ભોગવનારી જાણવી. ॥ ૮૦ ॥ જે સ્ત્રીના હાથ ઉંચા નીચા, લાંબા, ફાટેલા અને લુખા હોય તો અભાગણી જાણવી. ॥ ૮૧ ॥ જે સ્ત્રીનો ઉપરનો હોઠ પોહોળો મોટો રૂવાડાંવાળો હોય તો તે સ્ત્રી વિધવા થાય અથવા કલેશ કરનારી હોય ॥ ૮૨ ॥ જે સ્ત્રીના દાંત સફેદ ગાયના દુધ જેવા, બરાબર બત્રીશી હોય તો સજ્જનની માતા થાય. ॥ ૮૩ ॥ જે સ્ત્રીના દાંત નાના પાતળા કાળા રંગના હોય તો તે દરીદ્રી અને બહુ દુઃખી થાય ॥ ૮૪ ॥ જે સ્ત્રીના નીચેનાં દાંત વધારે હોય તો તે સ્ત્રી પોતાની માતાને મારનારી અને જો લાંબા અને ખરાબ દાંત હોય તો વિધવા થાય. ॥ ૮૫ ॥ જે સ્ત્રી ડાબી આંખે કાણી હોય તો તે સ્ત્રી બીજા પુરૂષ સાથે ભોગની અભિલાષા કરનારી હોય. ॥ ૮૬ ॥ જે સ્ત્રી જમણી આંખે કાણી હોય તો તે સ્ત્રી જન્મથી છોકરા વિનાની વાંઝણી હોય. ॥ ૮૭ ॥ જે સ્ત્રીનું કપાળ રૂવાડાં રહીત, નસો વિનાનું અર્ધચંદ્ર આકાર અને ત્રણ આંગુલ પ્રમાણ ઉંચુ હોય તો તે સૌભાગ્યવાળી જાણવી ॥ ૮૮ ॥ જે સ્ત્રીનું કપાળ બહુ લાંબુ હોય તો તે સ્ત્રી પોતાના દીયરને મારવાવાળી થાય તથા જો કપાળ લાંબુ, નસો અને રૂવાડાં સહીત

હોય તો તે વ્યભિચારિણી જાણવી. ॥ ૮૯ ॥ જે સ્ત્રીના માથાના કેશ ભમરાના જેવા કાળા, પાતળા, ચીકણા અને સુંદર હોય તો રાજાની રાણી જેવુ સુખ પામે. ॥ ૯૦ ॥ જે સ્ત્રીના માથાના વાળ અણીએ ફાટેલા, પાતળા, ખરદરા, ટુંકા અને ઊંચા નીચા હોય તો દુ:ખ દેનારા જાણવા ॥ ૯૧ ॥ જે સ્ત્રીના બન્ને ભમરની નીચે અથવા કપાળની વચમા સુદર મસો કે તલ દેખાય તો તે રાજાની રાણી થાય ॥ ૯૨ ॥ જે સ્ત્રીની છાતીમાં લાલ તલ અથવા કોઇ બીજું ચિન્હ દેખાતું હોય તો તે ધન ધાન્યે કરી સહીત પતિને ઘણી વલ્લભ જાણવી. ॥ ૯૩ ॥ જે સ્ત્રીના જમણા સ્તનમા લાલ તલ અથવા કોઇ ચિન્હ હોય તો ચાર પુત્રી અને ત્રણ પુત્ર ઉત્પન્ન કરે. ॥ ૯૪ ॥ જે સ્ત્રીના ડાબા સ્તનમાં તલ હોય તો પોતાના નાળથી એક પુત્રીનો જન્મ આપી પછી વિધવા અથવા દુ:ખીઆરી થાય ॥ ૯૫ ॥ જે સ્ત્રીની યોની લાલ રગની હોય અથવા જમણા ભાગમાં તલ હોય તો રાજાની રાણી થાય ॥ ૯૬ ॥ જે સ્ત્રીની યોનીના આગલા ભાગે લાલ રંગનો તલ મસો દેખાતો હોય તો તે રાજપુત્રને ઉત્પન્ન કરનારી થાય. ॥ ૯૭ ॥ જે સ્ત્રીના આગલા ભાગે કાળો તલ હોય તો પતિને મારે તેમ વ્યભિચારિણી થાય. ॥ ૯૮ ॥ જે સ્ત્રીના પેટ ઉપર તલ અથવા કોઈ ચિન્હ હોય તો કલ્યાણ કરવાવાળું જાણવુ. ॥ ૯૯ ॥ જે સ્ત્રીના શરીરમા, ડાબા હાથમા અથવા કઠમાં-મશો અગર તલ હોય તો તે સ્ત્રી પહેલા ગર્ભમાં પુત્ર ઉત્પન્ન કરે. ॥ ૧૦૦ ॥ જે સ્ત્રીનું મો, પહોળુ મોટા વાળ, મોટા ભયકર નેત્ર, મોટા કાન અને પગનો પઝો તથા આગળી મોટી હોય તો તે ધણીને મારવાવાળી થાય ॥ ૧૦૧ ॥ જે સ્ત્રીને સુતા પછી મોઢામાથી લાળ નીકળતી હોય, અને નેત્ર ઊઘાડાં રહેતાં હોય તો તે સ્ત્રી વ્યભિચારિણી જાણવી. ॥ ૧૦૨ ॥ જે સ્ત્રીના શ્વાસમા ખોટી ગધ હોય તેમ શરીરમા પણ ખોટી ગધ હોય તે સ્ત્રી કૂળનો નાશ કરવાવાળી જાણવી ॥ ૧૦૩ ॥ જે સ્ત્રી રાતે સુતા દાત કરચડે અથવા લવરી કરી ઊઠે તો તે ખરાબ લક્ષણવાળી જાણવી ॥ ૧૦૪ ॥ ઇતિ સ્ત્રી લક્ષણ.

---

# શ્રી ગૌતમ શુકનાવળી

પ્રથમ પુછનાર માણસને શુદ્ધ ક્ષ મુખ અથવા પૂર્વ ઉત્તર દીશા તરફ મુખ રાખી બેસાડવો. પછી એક ચિત્તે શ્રી ગૌતમસ્વામીનું પાંચવાર નામ લેવરાવવું પછી નીચેના કોઠામાં આંગળી મુકાવવી તે જે આંક ઉપર આંગળી મુકે તે આંક ધ્યાનમાં રાખવો પછી તે આંકમા ગૌતમનાં ત્રણ અક્ષર વધારવા તેમાં પુછનારના જેટલા અક્ષર હોય તે ઉમેરી જે આંક આવે તેટલા નંબરવાળુ પ્રશ્ન જોવું કે જેથી તરત ખુલાસો જણાશે. રમત હાંસી કે મશ્કરી તરીકે જોવુ નહી

આંગળી મૂકવાનો કોઠો.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧ |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |
| ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨ |
| ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ |
| ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩ |
| ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ |
| ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪ |
| ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ |
| ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫ |
| ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ |
| ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૬ |
| | | ૬૧ | | |

પ્રશ્ન ૧ લુ–તમે જે ધાર્યું છે તે થાય તો થાય, કારણ કે હવે ખુશીનો વખત નજીક આવે છે. ઘણું કરીને કામ ફતેહ થશે પણ વાર લાગશે ઘણા વખતથી તમારા દિવસ મધ્યમ હતા તેથી મરજી મુજબ કામ થવું મુશ્કેલ છે. પીડા તથા ગુપ્ત ચિંતા અને શત્રુતા થશે. બને તો દાન પુણ્ય કરો. તમારા શરીરે ચાઠાની નીશાની છે. પ્રશ્ન ૨ જું–તમારા પાછલા દિવસો ફીકર કરાવનારા ગયા છે. ખરચ વિશેષ, લાભ મધ્યમ છે. હવે પ્રાપ્તિ થશે. જીવનો લાભ, ઘરમાં ખુશાલી થાય, આજસુધી વિચારેલા કામ મનમા રહ્યા છે ઊંચી પદ્વિ પ્રાપ્ત થાય. કામ કાળુથી બહાર છે તો સિદ્ધ થશે પ્રશ્ન ૩ જું–તમારૂં કાર્ય સિદ્ધ થશે. પ્રથમ દશા મધ્યમ હતી. હવે સારી દશા આવશે. જીવની તથા લાભની ચિંતા છે, પરતુ લાભ અધુરો થાય છે તે દૂર થશે. કષ્ટ ગયું, ખુશીની વાત સાભળશો. પ્રશ્ન ૪ થું–તમારૂ પ્રશ્ન આ સમયે કાળુથી બહાર છે. ચિતા અને કષ્ટ, કોઈ જીવ ગુપ્ત શત્રુતા અજમાવે છે, એક જીવ ઉપર તમને પ્યાર વધારે રહે છે. દશા મધ્યમ છે, પણ ધીરજથી થશે પ્રશ્ન ૫ મુ–તમારૂ પ્રશ્ન ચિંતારૂપ કષ્ટનુ છે. ખરચ વિશેષ, જીવની લાલચ, ચિતા હરવખત થયા કરે છે. કામ કાળુથી બહાર છે આસ્તેથી થશે. પ્રશ્ન ૬ ઠ્ઠુ–તમારી મન કામના પૂર્ણ થશે. મરજી માફક ધારેલુ ( ફતેહ ) થશે ઘણા દિવસની ચિંતા છે. ગ્રહોના પ્રબળથી થવા પામી નથી. પ્રશ્ન ૭ મું–તમારી ધારેલી વસ્તુ ઠીકઠીક બધ બેસશે. ઇજ્જતનો ભય રહ્યા કરે છે ગુપ્ત ચિતા છે. મધ્યમ દશામા ખરચ વધુ થાય છે એક મનોરથ ગુપ્ત છે, તે બધ બેસશે. દશા વચમા શ્રેષ્ટ આવવાવાળી છે. ઈષ્ટદેવનુ સ્મરણ કરો. ચિતા દૂર થશે. પ્રશ્ન ૮ મુ–તમારી રાશી ઉપર કેટલાક ગ્રહનો કોપ છે શત્રુ ઉત્પન્ન થાય છે. મીત્રથી જુદાઇ રહે છે કષ્ટ કલેશ ઉત્પન્ન થાય છે જેમાં પૂર્ણ લાભ હોય તો તે અધુરો મળે એક જીવની પીપાશા, લાભ મધ્યમ છે. મધ્યમ ગ્રહોના જાપ કરો તેથી મન કામના પૂર્ણ થશે. પુત્ર પ્રાપ્તિ, રાજદ્વારમા લાભ, મીત્રથી પ્રીતિ વધશે. પ્રશ્ન

૯ મું—હે પુછનાર! તમે પ્રશ્ન કર્યું છે પણ હવે ઘણા ભેદ આવનારી છે મન કામનાં પૂર્ણ થશે. મનની ચિંતા પુરી થશે. કામ કલેશ થાય. જે વિચાર કર્યો છે તે વિચાર બેઘ બેસશે પ્રશ્ન ભેદ છે ઉદ્યોગ ઉપાય ઘણા કર્યો પણ નિષ્ફળ થયા કામ કાણુથી બહાર છે શુભ લાભ થશે. ગૌતમસ્વામીનો જાપ કરો. શ્વેત વસ્તુનું દાન કરો. મન ઇચ્છા પૂર્ણ થશે. પ્રશ્ન ૧૦ મું—તમારૂં કામ કાણુથી બહાર છે ધનનો ખર્ચ, અકસ્માત જીવની ચિંતા બહુ છે મોટાભાગ ખરચ થાય. તમારો પ્રશ્ન જીવ તથા ધનનું છે ઇજ્જતનો ભય રહે છે વળી સોસનાં થાય છે ઇષ્ટદેવનું સ્મરણ. મંત્ર જાપ, દાન પુણ્યથી સુખ થશે. પ્રશ્ન ૧૧ મું—આ સમયે પ્રશ્ન દ્વી સ્વભાવ છે થાય અથવા ન થાય, જીવનની ચિંતા, ૧૨૧ વૃદ્ધિ મનમાં ચિંતા, ગૌતમનો જાપ કરો. ભુખ્યાને અન્ન આપો. સારૂં થશે પ્રશ્ન ૧૨ મું—શુભ ચિંતા છે જીવની લાલચ રહે છે ધનથી બધાં કામ થાય છે ધારેલું કામ થયું નથી પણ કંઈક લાભ થશે. દિવસ સારાં આવે છે ઇષ્ટદેવનું સ્મરણ કરો. પ્રશ્ન ૧૩ મું—જીવને ચિંતા, ઝગડુ સુરક્ષ રોજગારમાં હાની પણ હવે વૃદ્ધિ થાય દિવસ સારાં આવે છે પ્રશ્ન ૧૪ મું—જીવની ચિંતા કામ પરાધીન કાણુથી બહાર વળી વાતોથી સોસના થાય છે સારૂં કામ સારી દશામાં પ્રાપ્ત થાય છે કામને વાર લાગશે પણ મળશે ઇચ્છા પૂર્ણ થશે. શ્વેત વસ્તુનું દાન કરો. પ્રશ્ન ૧૫ મું—જીવને ચિંતા, ઘરમાં કલેશ, ધન હાનિ, પીડા દાન ધર્મ કરો વખત સારો આવે છે પ્રશ્ન ૧૬ મું—શુભ ચિંતા શરીરે પીડા, ધન હાનિ દ્વિ સ્વભાવ થાય અથવા ન થાય રોજગારમાં લાભ. પણ ગ્રહ પીડાકારક છે પ્રશ્ન ૧૭ મું—પ્રશ્ન જીવરૂપ લક્ષ્મીનું છે ચિંતા ઘણા દીવસની. દ્વિ સ્વભાવ છે ચિત્તની ચિંતા ચિત્તમાં રહે છે ઘરમાં અધારૂં છે એક વસ્તુ ઉપર પ્રીતિ છે પ્રયત્નથી બનશે. પ્રશ્ન ૧૮ મું—ઘણાજ દિવસનો વિચાર હીર ચિંતા. શુભ કલેશ લાભની આશા સભો છો પણ આપ જાપ છે તે પૂર્ણ થશે પણ વાર લાગશે. ગોળ વસ્તુથી લાભ થાય. સફેદ વસ્તુનું દાન કરો. પ્રશ્ન ૧૯ મું—ગણુથી

બહાર છે. રાત દીવસ ચિંતા શોક ન કરો. કામ વખતસર થશે. રોજગાર મધ્યમ, ઘણી વસ્તુનો શોસ થાય છે. ઇષ્ટદેવનું સ્મરણ કરો. વખત સારો આવશે **પ્રશ્ન ૨૦ મું**—કામ ફતેહ થાય. ચિંતા મટે, જીવની પ્રાપ્તિ, રાજદ્વારે લાભ, ખુશીની વાત સાંભળવામાં આવે, દિવસ થોડા વખતમા પ્રબળ થશે. **પ્રશ્ન ૨૧ મું**—જરા મધ્યમ માલમ પડે છે. પુત્રની સગાઇ, રોજગાર મધ્યમ દશામાં મુશ્કેલ હોય છે. ધનનું નુકશાન થાય છે. રાજદ્વારથી ફતેહ મુશ્કેલ છે જે ચિંતા કરો છો તે ભગ થાય છે. ગુપ્ત શત્રુ પોતાનુ કામ બજાવી રહ્યા છે ઇષ્ટદેવનુ હાલ સ્મરણ કરો. **પ્રશ્ન ૨૨ મું**—તમારૂ મનોરથ સિદ્ધ થશે. શ્રેષ્ટ દશા આવવાવાળી છે. અમે તે તરફનો લાભ મળે રાજદ્વારમા ફતેહ થાય. મનોરથ સિદ્ધ થાય શ્વેત દાન કરો. ઊતાવળું કામ થશે **પ્રશ્ન ૨૩ મુ**—હે પુછનાર! હવે શું કરવા ફીકર કરે છે? લાભ મળવાની તૈયારી થઇ છે મનોરથ સિદ્ધ થશે. એક ફીકર તારા મનમાં ભારે છે ખરચ વિશેષ, ધન થોડુ પણ ચિતા ન કરો ધારેલું કામ સિદ્ધ થશે. દાન પુણ્ય કરો વિઘ્ન નહીં આવે. **પ્રશ્ન ૨૪ મું**—તમારા ઊપર ગુપ્ત શત્રુ કામ બગાડી રહ્યો છે લાભ આવેલો જાય છે. ઇજજતનો ભય રહે છે. રોજગારમા હાનિ થાય છે ધીરજથી કામ કરો દશા મધ્યમ છે **પ્રશ્ન ૨૫ મું**—વખત તમારે માટે બારીક છે માટે ઇષ્ટદેવનું સ્મરણ કરો, એકદમ ધારેલું કામ નહિ થાય, ધીરજથી થશે, ચિતા નહીં કરો. **પ્રશ્ન ૨૬ મુ**—પ્રશ્ન ઘણું શ્રેષ્ટ. સારા દિવસ આવવાની તૈયારી, વંશ વૃદ્ધિ, ઘણા દિવસની ચિંતા દૂર થશે, પીળી વસ્તુનું દાન કરો. કામ જલદી થશે **પ્રશ્ન ૨૭ મુ**—પ્રશ્ન તમારૂ મધ્યમ છે. કામમાં વાર થશે કલેશ ચિતા થાય છે એક મીત્રથી પ્રીતિ ઘણી થઇ છે, સાથે શત્રુ પણ તેયાર છે. એક જીવની અભિલાષા છે. ઇષ્ટદેવનુ સ્મરણ કરવાથી લાભ થશે **પ્રશ્ન ૨૮ મુ**—ખરચ વિશેષ, લાભ ઓછો, જીવઉપર ધ્યાન, સારૂ થશે, ધન ઘણી વખત પછી મળશે, મીત્ર પર પ્રીતિ આગળ ઉપર વધે. **પ્રશ્ન ૨૯ મું**—તમારી બુદ્ધિ ભમતી રહે છે, ધર્મ પર કાંઇક પ્રીતિ

ઓછી થઇ છે ધર્મ પર પૂર્ણ આસ્થા રાખો, આશા પૂર્ણ થશે, ચિંતા નહીં કરો પ્રશ્ન ૩૦ મું—તમારો પ્રશ્ન ધારેલું કામ સિદ્ધ થાય, લાભ મળે, ખુશી ખબર સાંભળો આવક મધ્યમ, ખર્ચ વધારે ભાગ્યોદય થવાની તૈયારી ઇષ્ટદેવનું સ્મરણ કરો પ્રશ્ન ૩૧ મું—તમારા કામમાં વિલંબ થશે વાત ઠીક નહીં થાય તથા હાનિકારક છે પચ્ચાસ જુવો કાંઇક વાતની ચિંતા છે જીવ, ધન વગેરેથી કષ્ટ છે હમેશા સત્ય બોલવાનો પ્રયત્ન કરો જુઠું બોલવાનો ત્યાગ કરો કામ ઉતાવળથી થશે. પ્રશ્ન ૩૨ મું—હે પુછનાર! તમારો પ્રશ્ન ઘણું શ્રેષ્ઠ છે તમો કોઇ જાતની નાહક ચિંતા ન કરો ધન સુખ મળશે, પીડાનો વખત દૂર ગયો. એકાએક વગર ધારેલી ખુશી પ્રાપ્ત થશે. ગૌતમ સ્વામીનું હમેશાં ધ્યાન કરો. પ્રશ્ન ૩૩ મું—તમારો પ્રશ્ન શ્રી સ્વભાવ છે લાભ તો થાય કનિષ્ટ દિવસ ગયા, શ્રેષ્ટ દિવસ આવવાવાળા છે કારજ કેટલેક થશે. ચિંતવેલ તે મળશે પણ વાર લાગશે દિવસ ઘણા મધ્યમ હતા શત્રુ ચિંતા દાન પુન્યથી નાશ થશે. પ્રશ્ન ૩૪ મું—હે પુછનાર! તમારા પાછલા દીવસ ફીકરમાં ગયા છે કુખર્ચ વિશેષ લાભ મધ્યમ, હવે પ્રાપ્તિ વખત નજીક આવે છે, ખુશીની વાત સાંભળશો. દાન પુન્ય ઉપર વધુ લક્ષ રાખો. પ્રશ્ન ૩૫ મું—હે પુછનાર! તમારો પ્રશ્ન સિદ્ધ થશે શ્રેષ્ટ તથા આવવાની તૈયારી છે જીવ ચિંતા ઉદ્યમ વિશેષ પણ લાભ અધુરો રહે છે હવે ફીકર દૂર થશે. શ્વેત વસ્તુનું દાન કરો જેથી લાભ તાકીદથી થશે પ્રશ્ન ૩૬ મું—તમારું કામ કાબુથી બહાર છે કષ્ટ, ચિંતા, જીવ શત્રુતા મુખ્ય રહે છે તથા મધ્યમ અનેક પ્રકારની હાની શોચના ઘણાં કરે છે પણ હવે ચિંતા દૂર થશે લાલ અથવા પીળું દાન કરો ઇષ્ટદેવની માળા રોજ ફેરવો. પ્રશ્ન ૩૭ મું—તમારો પ્રશ્ન ચિંતા રૂપ કષ્ટનું છે ધન વિશેષ જીવની લાલચ જીવ ચિંતા ઉદ્વેગી ચિત્ત, કામ મનુથી બહાર બીજા માણસોના હાથમાં તથા મધ્યમ કાર્ય નિષ્ફળથી થશે ચિંતા દૂર કરો ગૌતમ સ્વામીની માળા ફેરવો પ્રશ્ન ૩૮મું—કામ પૂર્ણ થશે. ધારેલી વસ્તુ મળશે, ચિત્ત વ્યાકુળ રહે છે

દશા મધ્યમને લીધે ચિત્ત સ્થીર કરે, ઇષ્ટદેવ ઊપર આસ્તા. કામ સિદ્ધ થશે **પ્રશ્ન ૩૯ મુ**—તમારૂં કામ ઠીકઠીક થશે. ઇજજતનો ભય રહ્યા કરે છે ગુપ્ત ચિંતા, મનોરથ કયારે સિદ્ધ થશે તે ઊતાવળ કરોછો, કામ થશે,અન્નદાન કરો. **પ્રશ્ન ૪૦ મુ**—પુછનાર! તમારા ગ્રહ હાલ મધ્યમ છે. લાભને ઠેકાણે શત્રુતા પેદા થાય છે. મીત્રથી વિરોધ થાય છે આવેલો લાભ જાય છે. હમેશા ગૌતમ સ્વામીનુ સ્મરણ કરો લાલ વસ્તુનું દાન કરો **પ્રશ્ન ૪૧ મુ**—પૂછનાર! તમારી દશા હાલ શ્રેષ્ટ આવવાવાળી છે મન કામના પૂર્ણ થશે, ચિંતા દુર જશે મીત્રથી પ્રીતિ વધશે. દશા ઘણા વખતથી મધ્યમ હતી. હવે શ્રેષ્ટ છે હજી કામ કાબુથી બહાર છે, પણ સારી વાત સાભળશો. **પ્રશ્ન ૪૨ મુ**—કામ કાબુથી બહાર, ધન ખરચ વિશેષ, જીવચિંતા, ઇજજતનો ખ્યાલ, મોટો ખરચ નજર ઉપર તરી આવે છે, જીવ તથા ધનનુ પ્રશ્ન છે, ઇજજતનો ભય રહે છે ધર્મ ધ્યાનથી આરામ થશે, ચિંતા દુર કરો **પ્રશ્ન ૪૩ મુ**—પ્રશ્ન દ્રીસ્વભાવ મળે અથવા નહીં મળે ધીરજ રાખો, ધર્મ કરો કામ ફતેહ થશે પણ વખત લાગશે જીવ ચિંતા, યશ વૃદ્ધિ ઊપાય દાન પુણ્ય, જાપથી મનોરથ સિદ્ધ થશે **પ્રશ્ન ૪૪ મુ**---આ વખતનું તમારૂ પ્રશ્ન ગુપ્ત ચિંતાનુ હોવુ જોઇએ પણ ધનથી સર્વે કાર્ય સિદ્ધ થાય છે રોજગાર મધ્યમ, લાભ પ્રાપ્ત થશે. ઝગડો મટશે, ચિંતા કલેશ દુર થશે પણ વખત લાગશે. ઇષ્ટદેવનુ સ્મરણ કરો **પ્રશ્ન ૪૫ મુ**—જીવ ચિંતા, દશા મધ્યમ, રોજગારની હાનિ, દાન પુણ્ય ઊપર વિશેષ જોર રાખો, વખત સારો આવશે. **પ્રશ્ન ૪૬ મું**—જીવ ચિંતા, કામ પરાધીન કાબુથી બહાર ઘણો પ્રયત્ન કરોછો, કામ વિલબથી, ઇચ્છા પૂર્ણ થશે, જીવ પ્રાપ્તિ થશે. સદેહ મટશે દયાનુ કામ કરો **પ્રશ્ન ૪૭ મુ**—ચિત્ત ચિંતા, દશા કેટલાક વખતથી મધ્યમ ચાલે છે, ધન હાનિ લાભ મધ્યમ, કલેશ ચિંતા નુકશાન થાય છે પણ સર્વે દુર થશે. ઇષ્ટદેવનું સ્મરણ કરો **પ્રશ્ન ૪૮ મુ**—ગુપ્ત ચિંતા, ધન હાની, પીડા, વિદ્યા લાભ ઘણો, અફસોસ ન કરો, ગ્રહ જાપ કરો

આનંદનો દિવસ આવશે. પ્રશ્ન ૪૯ મું—જીવરૂપ લક્ષ્મી ચિંતા હી સ્વભાવ છે થાય તો લાભ થાય નહીં તો કેટલાક વખત પછી થાય ચિંતવેલા ઉપાય વ્યર્થ થાય છે પણ હવે શાન્તિનો વખત નજીક આવ્યો છે લાભ વસ્તુનું દાન કરો. પ્રશ્ન ૫૦ મું—ઘણાં દિવસની ચિંતા, જીવ પ્રાપ્તિ ફીકર ધનનું કામ કલેશ રહે છે લાભ થશે. સોથના દૂર કરો, ગૌતમસ્વામીની માળા ફેરવો. સુખ થશે. પ્રશ્ન ૫૧ મું—તમારૂં કામ કાબુથી બહાર છે રાત્રિ દિવસ ચિંતા થયા કરે છે, પણ તે ચિંતા નકામી, રોજગાર મધ્યમ, માઠી દશામાં જોડા વિચાર આવે દાન પુણ્ય ઉપર શ્રદ્ધા રાખો સારૂં થશે. પ્રશ્ન ૫૨ મું—તમારૂં કામ ક્લેશે થશે, ચિંતા મટશે ગઈ તે ગઈ જીવની પ્રાપ્તિ રાજદ્વારમાં લાભ મીત્રથી પ્રીતિ થશે, શ્વેત વસ્તુનું દાન કરો પ્રશ્ન ૫૩ મું—પ્રશ્ન તમારૂં મધ્યમ છે પુત્ર પ્રાપ્તિ રોજગાર મધ્યમ, કેટલીક સુખીબત વેઠવી પડે ધન નુકશાન રાજદ્વારથી ક્લેશ થશે, પણ વખત લાગશે, જીવની ચિંતા રહે છે ગૌતમ સ્વામીનું સ્મરણ કરો. પ્રશ્ન ૫૪ મું—તમારૂં મનોરથ સિદ્ધ થશે દશા શ્રેષ્ટ આવવાવાળી છે અર્ઘ ચીજ મળશે. રાજ દ્વારનો લાભ જીવ પ્રાપ્તિ, ઘરમા આનન્દ પીળી વસ્તુનું દાન કરો વિઘ્ન નાશ થશે પ્રશ્ન ૫૫ મું—હે પુછનાર ! ફીકર શું કરવા કરે છે તારૂં કામ થોડા વખતમાં થશે ઘણો વખત નહી લાગે. મનોરથ સિદ્ધ થશે. તને એક ચિંતા ભારે રહે છે ખરચ આવશે ધન પાસે વિશેષ નથી પણ ફીકર ના કર કામ બધી કુશળી થશે. કામ કરનારો તારા તરફ મીત્ર દ્રષ્ટિથી જુવે છે માટે થોડા દિવસમાં થશે શ્વેત વસ્તુનું દાન કરો. તારૂં કામ સિદ્ધ થશે. પ્રશ્ન ૫૬ મું—તારૂં કામ થવાની તૈયારીમાં છે આજ સુધી શત્રુનાં હાથમાં વાત હતી પણ હવે તે શત્રુ મટી મીત્ર થયો છે પણ હવે સુખીનો વખત આવશે. સાંજ વખતે ગૌતમ સ્વામીની માળા ફેરવો. પ્રશ્ન ૫૭ મું—હે પુછનાર ! ખોટા દિવસ તારા ગયા સારા દિવસ આવવાની તૈયારીમાં છે ફીકર મદ્દી ન કરો. નુકશાન થાય છે કલેશ ધન ખર્ચ વિશેષ થાય છે, જેથી મન

જાપ કરો. શાન્તિ થશે. પ્રશ્ન ૫૮ મું—હે પુછનાર! પ્રશ્ન ઘણું શ્રેષ્ટ છે. દિવસ ઘણા સારા આવવાની તૈયારી છે. ખર્ચ વિશેષ, પીડાની ચિંતા, ચિત્તમાં ભય, ધાર્યું કામ થતું નથી, વંશ વૃદ્ધિ, રાજદ્વારિ ચિંતા, ગુપ્ત દાન કરો, જેથી ધાર્યું કામ તરત થશે. પ્રશ્ન ૫૯ મું—પ્રશ્ન મધ્યમ, તમારા ધાર્યા પ્રમાણે કામ થતા વાર લાગશે, ચિંતા કલેશ થશે, એક મીત્રથી પ્રીતિ ઘણી છે, પણ શત્રુ ગુપ્ત પોતાનું કામ કરી રહ્યો છે. જીવની ચિંતા રહ્યા કરે છે. ગૃહ દાન કરો ચિંતા મટશે પ્રશ્ન ૬૦ મું—હાલ દિવસ માઠા છે ખરચ વિશેષ લાભ ઓછો, જીવ તરફ વધારે ધ્યાન ખેંચાય છે, હાથથી આપેલું પ્રાપ્ત થશે. કામ વિચારીને કરો. ઊદય થવામા થોડો વિલંબ થશે. પીળી વસ્તુનુ દાન કરો. ગૌતમ સ્વામીની માળા ફેરવો, કામ તરત થશે પ્રશ્ન ૬૧ મું—હે પુછનાર! તારી બુદ્ધિ ભ્રમણ રહે છે. ધર્મ કરવામા તારૂં મન લાગતું નથી. એક મોટી ખોટ તારે છે, ધર્મથી સૌ સારા વાના થાય આશા પૂર્ણ થશે ચિંતા ન કરો એક કામમા લાભ થશે ગૌતમ સ્વામીની માળા ફેરવો. શ્વેત વસ્તુનુ દાન કરો કામ તરત થશે.



## શ્રી સ્વરોદય શાસ્ત્ર

સ્વરોદયમા નાડી, બેઠક, તીથિ, વાર, લગ્ન, અક્ષર, અને તત્વ એ સાત બાબત મુખ્ય જાણવાની છે, તે નીચે પ્રમાણે:—

૧ **નાડી**—નાડી એટલે આપણી નાસીકામાથી નીકળતો પવન તેના ત્રણ નામ છે–૧ ઇંગલા (ચંદ્ર) નાડી, ૨ પિંગલા (સૂર્ય) નાડી, અને ૩ સુષમ્ણા નાડી. જો જમણી નાસીકામાથી પવન નીકળતો હોય તો સૂર્યનાડી, ડાબી નાસીકામાથી પવન નીકળતો હોય તો ચંદ્રનાડી અને ડાબી તેમજ જમણી એમ બન્ને નાસીકામાથી પવન નીકળતો હોય તો સુષમ્ણાનાડી જાણવી.

૨ બેઠક—સૂર્યની બેઠક ત્રણ તે નીચે, પાછળ અને જમણી, અને ચંદ્રની બેઠક ત્રણ–તે ઉપર. ડાબી અને આગળ

જાની સમજવું એ છે કે, પ્રશ્ન પુછનાર પ્રશ્ન પૂછે તે વખતે પોતાની નાડી તપાસવી. એ તે વખતે જમણી એટલે સૂર્ય નાડી વહેતી હોય અને પ્રશ્ન પૂછનાર પોતાનાથી નીચો ઉભો રહી અથવા પાછળ યા તો જમણી બાજુ રહી પૂછે તો તે સિધ્ધિદાયક સમજવી. અને ડાબી એટલે ચંદ્રનાડી વહેતી હોય અને પ્રશ્ન પુછનાર પોતાનાથી ઉંચે રહીને, ડાબી બાજુ રહીને યા તો સામે રહીને પૂછે તો તે શુભ જાણવું

૩ તીથિ—શુકલ પક્ષની એકમ બીજ ત્રીજ એ ત્રણ તીથિમાં સવારના પહોરમાં ઉઠતી વખતે જો ચંદ્રનાડી ચાલે દિવસ હોય તો ઘણી સારી. એમ ચોથ પાંચમ, છઠ્ઠ એ ત્રણ તીથિમાં સૂર્ય નાડી હોય તો ઘણી સારી. સાતમ આઠમ નોમ એ ત્રણે દિવસ ચંદ્રનાડી હોય તો તે સારી દશમ, અગીઆરશ, બારશ એ ત્રણે દિવસ સૂર્યનાડી હોય તો તે ઘણી સારી. તેરશ, ચૌદશ, પુનમ એ ત્રણે દિવસ ચંદ્રનાડી હોય તો ઘણી સારી. હવે એ વદ એકમ, બીજ ત્રીજ સૂર્યનાડી આવે તો ઉપર પ્રમાણે અમાંસ સુધી ત્રણ ત્રણ ગણી લેવી. તે એ પ્રમાણે પખવા ડીઆ સુખકારી જાણવા તેથી વિરૂદ્ધ હોય તો વિશેષતા ઉપજે

૪ વાર—સૂર્યનાડીના વાર ત્રણ—શની રવી અને મંગળ. ચંદ્રનાડીના વાર ચાર—સોમ શુક્ર બુધ અને ગુરૂ એ વારે એ નાડીઓમાં પ્રશ્ન પૂછે તો સુખકારી.

૫ લગ્ન—સ્થિર મેષ લગ્ન ચંદ્ર વરખ લગ્ન અને સુષમ્ણાનું મીથુન લગ્ન એમ અનુક્રમે બારે લગ્ન સમજી લેવાં

૬ અક્ષર—સૂર્યનાડીના અક્ષર ત્રણ—સાત પાંચ પંદર પચીસ એ અક્ષર સુખકારી. ચંદ્રના ચાર—આઠ, બાર સોળ એ બેકી અક્ષર સુખકારી. સૂર્ય નાડી વહેતી વખતે પૂછનાર પ્રશ્ન પૂછે તેના અક્ષર ગણી લેવા. જો એકી આવે તો સુખકારી અને બેકી હોય તો દુઃખકારી સુષમ્ણા નાડીમાં કોઈ કાંઇ પૂછે તો કાંઇ લાભ નહિ.

૭ તત્વ—જો આપણી નાસીકામાંથી બાર આંગળ પવન નીકળતો હોય તો પૃથ્વીતત્ત્વ જાણવું. પૃથ્વીતત્ત્વમાં નાડી વહે છે તેનો રંગ પીળો છે, અને ચાલ સીધી હોય છે જો ચાર આગળ પવન ચાલે તો અગ્નિતત્ત્વ. તેનો રંગ લીલો અને ચાલ ઉંચી. જો સોલ આગળ પવન ચાલે તો જળતત્ત્વ, તેનો રંગ સફેદ અને તેની ચાલ નીચી જો આઠ આંગળ પવન ચાલે તો વાયુતત્ત્વ તેનો રંગ લીલો અને ચાલ ત્રિછી. જો બે આગળ પવન ચાલે તો આકાશતત્ત્વ તેનો રંગ શ્યામ અને તેની ચાલ સ્થાનકમાં જ. હવે જો જળતત્વ તથા પૃથ્વીતત્વ ચાલતો હોય અને ચદ્ર નાડી વહેતી હોય તે વખતે કોઇ પ્રશ્ન પૂછે કે "અમુક કામ ક્યારે થશે? તો કહેવુ કે, એક બે દિવસમા કાર્યની સિદ્ધિ થશે. અગ્નિતત્વ તથા વાયુતત્વ ચાલતો હોય અને સુર્ય નાડી વહેતી હોય તો કાર્યની સિદ્ધિ તત્કાળ થાય. કોઈ પણ નાડીમા આકાશતત્વ હોય તો કામની નાસ્તી કહેવી કોઈ એવો પ્રશ્ન પુછે કે "અમુક માણુસ પરદેશમા શું કરે છે? તે વખતે જો પૃથ્વીતત્ત્વ હોય તો," સર્વ વસ્તુથી ભરેલો છે," જલતત્ત્વ હોય તો "લાભ મેળવે છે," અગ્નિતત્ત્વ હોય તો, "પરદેશી પરદેશમા બીમાર છે," આકાશતત્ત્વ હોય તો, "પરદેશી મુવા જેવી સ્થીતિમા છે, એમ કહેવુ હવે ડાબી નાસીકામાથી પવન વહેતો હોય તે વખતે યાત્રા, દાન, વિવાહ, નવીન વસ્ત્ર આભરણ, ગામમા પ્રવેશ, સજ્જન મેળાપ, યોગાભ્યાસ, રાજાની મુલાકાત, ઓષધાદિક નવીન સ્નેહ, ખેતી, એ સર્વે કામો કરવાં સારાં છે અને જમણી નાસીકામાથી પવન વહેતો હોય ત્યારે લદાઈ કરવી, ભોજન, મૈથુન, યુદ્ધ, મત્ર સાધન, દીક્ષા, સેવા, વેપાર, ઔષધ લેવુ, ભૂતાદિકના સાધન, એ સર્વે કામો કરવા સારા છે

દરેક નાડી આખા દિવસમા એકજ નાસીકામાથી વહન થાય તે સારૂં નહિ પણ ચદ્ર, સુર્ય, સુષમ્ણા એ દરેક નાડી

અઢી અઢી ઘડીએ બદલાયા કરે તો મિશ્ર. જો તેમાં ફેરફાર થાય તો અશુભ કે દુઃખદાયક જાણવું

કાલ જ્ઞાન

એક અહોરાત્રિ (રાત્રિ અને દિવસ) જો સૂર્ય નાડિમાં પવન ચાલે તો ત્રણ વર્ષે મરણ થાય બે અહો રાત્રિ ચાલે તો બે વર્ષે મરણ થાય અને ત્રણ અહો રાત્રિ ચાલે તો એક વર્ષે મરણ થાય અને જો ચંદ્ર નાડીમાં તેટલો વખત પવન ચાલે તો રોગ પેદા થાય. ॥ ૧ ॥ એક મહિના સુધી સૂર્ય નાડીમાં જ પવન ચાલ્યા કરે તો એક અહોરાત્રિમાં મરણ થાય. અને તેટલો વખત ચંદ્ર નાડીમાં જ પવન ચાલે તો ધનનો નાશ થાય. ઇંગલા, પિંગલા, સુષુમ્ણા એ ત્રણે નાડીમાં પવન સાથે ચાલે તો પહોર પછી મરણ થાય ઇંગલા પિંગલા બેઉ નાડીમાં સાથે ચાલે તો દશ દિવસે મરણ થાય ॥૨॥ જો દશ દિવસ સુધી નિરંતર ચંદ્ર નાડીમાં જ પવન ચાલે તો ઉદ્વેગ તથા રોગ થાય અને સૂર્ય ચંદ્ર એક એક નાડીમાં વારાફરતી અરધો પહોર (ચાર ચાર ઘડી) સુધી વાયુ ચાલ્યા કરે તો લાભ થાય. ॥ ૩ ॥ બાર કલાકનો દિવસ અને બાર કલાકની રાત્રિ હોય તો તે વિષુવત્ સમય કહેવાય છે તે વિષુવત સમયમાં જેની આંખો ફરકે તે એક અહોરાત્રિમાં મરણ પામે એ નિઃસંશય છે કોઇક વિષુવતકાળનો એવો અર્થ કરે છે કે સૂર્ય અને ચંદ્ર નાડિ એકી સાથે બેઉ ચાલતી હોય તે વિષુવત્ કાળ. તેમાં નેત્રો ફરકે તો એક અહોરાત્રિમાં મરણ થાય (આ બાબત વાયુના વિકારથી આંખ ફરકે તે માટે નથી પણ સ્વાભાવિક ફરકે તે માટે છે માટે સાવચેતી રાખવી) ॥ ૪॥ એક નાડીમાંથી બીજી નાડીમાં પવન જાય તેને સંક્રાંતિ કહે છે તેની દિવસની પાંચ સંક્રાંતિ થયા પછી જો વાયુ મોઢામાંથી ચાલે તો મિત્ર ધનની હાનિ, નિસ્તેજપણું અને મરણ સિવાય સર્વ અનર્થ ઉપજે વળી તે સંક્રાંતિને ઓળંગીને પછી વાયુ જો ડાબી નાસીકામાંથી ચાલે તો તે રોગ તથા ઉદ્વેગની સૂચના કરે છે એમ જાણવું ॥ ૫ ॥

પોષ્ણ કાળનું લક્ષણઃ—જો જન્મ નક્ષત્રે ચંદ્રમા હોય અને આપણી રાશિથી સાતમી રાશિએ સૂર્ય હોય તથા જેટલી ચંદ્રમાએ રાશિ ભોગવી તેટલીજ સૂર્યે સાતમી રાશિ ભોગવી હોય, તેને પોષ્ણ નામનો કાળ કહે છે. તે પોષ્ણ કાળ નક્કી મૃત્યુ કરાવાવાળો છે. તે પોષ્ણ કાળમા જો અર્ધો દિવસ સૂર્ય નાડીમાં પવન ચાલતો હોય તો ચૌદમે વર્ષે મરણ થાય, અને જો આખો દિવસ સૂર્ય નાડીમાં પવન ચાલતો હોય તો બારમે વર્ષે મરણ થાય. તેમજ પોષ્ણ કાળમા એક અહો રાત્રિ, બે દિવસ કે ત્રણ દિવસ, સૂર્ય નાડીમાં પવન ચાલે તો અનુક્રમે દસ વર્ષે, આઠ વર્ષે અને છ વર્ષે મરણ થાય.

કાળ જ્ઞાનનું બીજુ લક્ષણઃ—જે માણુસને છીંક, મળ, વીર્ય અને મુત્ર એકી સાથે છુટી જાય તો તે એક વર્ષને અંતે તેજ મહિને અને તેજ તીથિએ મરણ પામે ॥ ૧ ॥ જે માણુસ સ્વપ્નમાં ગીધ, અને રાત્રે ચાલવાવાળા જનાવરને પોતાના શરીરનુ ભક્ષણ કરતા જુએ, તેમજ ગધેડા, ઉંટ, કુતરા ઉપર પોતે સ્વારી કરે અથવા તે પોતાને ખેંચી જતો કે ઘસડતો દેખે તો એક વર્ષને અંતે મરણ થાય. ॥ ૨ ॥ જે માણુસ સૂર્ય મંગળ ને કિરણ વિનાનો દેખે અને અગ્નિને કિરણ સહિત દેખે તે માણુસ અગીઆર માસમાં મરણ પામે. ॥ ૩ ॥ જે માણુસે ધુળ, કાદવમાં પગલું મુકર્યું હોય છતા તે પગલુ પુરેપુરૂં પડેલું ન જણાય તો સાત મહિને મરણ થાય. ॥ ૪ ॥ જે માણુસ સ્વપ્નમા પોતાનું મસ્તક મુડાવેલુ, તેલથી મર્દન કરેલું, રાતા પદાર્થથી શરીર લીપેલુ, રાતા ફૂલની માળા પહેરેલી અને ગધેડા ઉપર બેસી દક્ષીણ દીશા તરફ પોતાને જતો જૂએ તો છ મહિનામાં મરણ થાય. ॥ ૫ ॥ જે માણુસને વિષય સેવન કર્યા પછી એકદમ શરીરમાં ઘંટના અવાજ સરખો રણકાર સંભળાય, તેનું પાંચ મહિને મરણ થાય. ॥ ૬ ॥ જે માણુસની નાસીકા વાંકી થઇ જાય, આખો ગોળ થઇ જાય, અને કાન ઢીલા પડી જાય તે ચાર મહિને

મરણ પામે ॥ ૭ ॥ જે માણસ સ્વપ્નમાં કાળા રંગવાળા તેમજ કાળા પરીવારવાળા લોકના હાથને ધારણ કરવાવાળા માણસને જુએ તો ત્રણ મહિને મરણ થાય ॥ ૮ ॥ જે માણસ જીભના સ્વાદને જાણી ન શકે, બોલતા સ્પષ્ટ અવાજ ન થાય, કાને સાંભળી ન શકે નાસીકાએ સુગંધ લઈ ન શકે, આંખ હંમેશાં ફરકયા કરે રાત્રે ઇંદ્ર ધનુષ્ય દેખે અને પાણીમાં પોતાનું મોઢુ ન દેખે તો એક મહિનામાં મરણ થાય. ॥ ૯ ॥

વશીકરણ:—આસન અને શયન વખતે પણ પૂર્ણાંગે બેસારેલી (રાખેલી) સ્ત્રીઓ પોતાને સ્વાધીન થાય છે આ સિવાય બીજુ કાંઇ નથી ॥ ૧ ॥ જય, લાભ અને સુખના અર્થિ જીવો એ શત્રુ ચોર અને લેણદાર તથા બીજા ઉત્પાત, વિગ્રહ અને દુઃખ આપનારાઓને ખાલી અંગે (જે બાજુના છિદ્રમાંથી પવન ન આવતો હોય તે બાજુ) રાખવા જેથી તેઓ દુઃખ આપી શકશે નહીં ॥ ૨ ॥ જે શત્રુઓના પ્રહારોથી પોતાના પૂર્ણ અંગનું રક્ષણ કરે છે તેની શક્તિનો નાશ કરવાને બળવાન શત્રુ હોય તો પણ સમર્થ થતો નથી ॥ ૩ ॥ ચંદ્રનાડિ આવતી હોય ત્યારે સન્મુખ ઉભી સ્ત્રી પ્રશ્ન કરે તો પુત્રીનો જન્મ, સૂર્ય નાડિ આવતી હોય તે વખતે પ્રશ્ન કરે તો પુત્ર જન્મ અને સુષમ્ણા નાડી આવતી હોય તે વખતે પ્રશ્ન કરે તો નપુંસકનો જન્મ થાય એમ એક આચાર્યે કહેલુ છે

મન વશ કરવાનો ઉપાય —પદ્માસનવાળી બેસવું અને જે વખતે સુષમ્ણા નાડી આવતી હોય તે વખતે પોતાની બન્ને આંખો અડધી ઉઘાડી પોતાની નાસીકા ઉપર દ્રષ્ટિ રાખવી જે કાંઈ જાણવું હોય અથવા આત્મ વિચાર કે પરમાત્મા ચિંતવન કરવો હોય તો એ આસન અને એ દ્રષ્ટિથી ધીરે ધીરે ચિંતવન વધારી સિદ્ધિ મેળવી શકાશે જેમ બને તેમ ઘુંટણી આંખ છતાં પણ દ્રષ્ટિની ચપળતાને રોકવી એજ મનનું મૂળ વશીકરણ છે

## કાર્ય સિદ્ધિ-હાનિ જોવા માટે પ્રશ્ન લગ્ન.



પ્રથમ પ્રશ્નકર્તા જે વખતે પ્રશ્ન કરે તે વખતનું લગ્ન કાઢવું પછી ઉપર પ્રમાણે ચળ, સ્થિર, દ્વિસ્વભાવ વિગેરે ધ્યાનમાં રાખવું. અને ચળ રાશીમા સૂર્ય પડયો હોય તથા ચંદ્ર પણ ચળ રાશીમાં હોય તો કાર્ય સિદ્ધિ નિશ્ચયથી કહેવી ॥ ૧ ॥ પ્રશ્ન વખતે જો ચળ લગ્ન હોય તથા ચળ રાશીમા સૂર્ય હોય અને સ્થિર રાશીમા ચંદ્ર હોય તો કાર્ય સિદ્ધિ ન થાય, એમ સમજવું ॥ ૨ ॥ પ્રશ્ન વખતે ચળ લગ્ન હોય તથા સ્થિર રાશીમા સૂર્ય હોય અને ચંદ્ર પણ સ્થિર રાશીમા હોય તો કાર્યનો નાશ સમજવો; અને મિત્ર સબંધી પ્રશ્ન હોય તો નષ્ટ કહેવું ॥ ૩ ॥ પ્રશ્ન વખતે ચળ લગ્ન હોય, સ્થિર રાશીમા સૂર્ય હોય અને ચળ રાશીમાં ચંદ્ર હોય તો લાભ અને ધન ધાન્યની પ્રાપ્તિ થશે એમ કહેવું ॥ ૪ ॥ પ્રશ્ન વખતે ચળ લગ્ન હોય અને દ્વિસ્વભાવ રાશીમાં સૂર્ય હોય તથા ચંદ્ર ચળ રાશીમા હોય તો બંધન, મહા ક્લેષ, દુઃખ, ભય અને પિડા વિગેરે થશે એમ કહેવું ॥ ૫ ॥ પ્રશ્ન વખતે ચળ લગ્ન હોય અને દ્વિસ્વભાવ રાશીમા સૂર્ય હોય તથા ચંદ્ર પણ દ્વિસ્વભાવ રાશીમા હોય તો બંધન, દ્રવ્યનો નાશ અને ચિત્તમા ઉદ્વેગ થશે એમ કહેવું. ॥ ૬ ॥ પ્રશ્ન વખતે ચળ લગ્ન હોય અને સ્થિર રાશીમા સૂર્ય હોય તથા દ્વિસ્વભાવ રાશીમા ચંદ્ર હોય તો મધ્યમ ફળ કહેવું, કાર્યસિદ્ધિ ન થાય. ॥ ૭ ॥ પ્રશ્ન વખતે ચળ લગ્ન હોય અને દ્વિસ્વભાવ

રાશીમાં સૂર્ય હોય તથા ચંદ્ર સ્થિર રાશીમાં હોય તો પણ ફળ મધ્યમ થશે; ફળની સિદ્ધિ ન થાય. ॥ ૮ ॥ પ્રશ્ન વખતે ચળ લગ્ન હોય તથા ચળ રાશીમાં સૂર્ય હોય અને દ્વિસ્વભાવ રાશીમાં ચંદ્ર હોય તો મિત્ર, સુખની સિદ્ધિ, પુત્રની વૃદ્ધિ અને ધનની પ્રાપ્તિ થશે, એમ કહેવું ॥ ૯ ॥ પ્રશ્ન વખતે સ્થિર લગ્ન હોય અને દ્વિસ્વભાવ રાશીમાં ચંદ્ર તથા સૂર્ય બન્ને હોય તો જયની પ્રાપ્તિ, સમ્યક્ પ્રાપ્તિ, સર્વ કાર્યની સિદ્ધિ, સુખ અને કલ્યાણની પ્રાપ્તિ થશે, એમ કહેવું. ॥ ૧૦ ॥ પ્રશ્ન વખતે સ્થિર લગ્ન હોય અને દ્વિસ્વભાવ રાશીમાં સૂર્ય હોય તથા ચળ રાશીમાં ચંદ્ર હોય તો કલેશ, શરીરમાં ચિન્તા ને ધનની હાનિ નિશ્ચયથી થશે; એમ કહેવું ॥ ૧૧ ॥ પ્રશ્ન વખતે, સ્થિર લગ્ન હોય અને ચળ રાશીમાં સૂર્ય હોય તથા ચંદ્ર સ્થિર રાશીમાં હોય તો મિત્ર તથા બંધુનો નાશ, સ્ત્રી અને શરીર સુખની પ્રાપ્તિ ન થાય. ॥ ૧૨ ॥ પ્રશ્ન વખતે સ્થિર લગ્ન હોય, અને ચળ રાશીમાં સૂર્ય તથા દ્વિસ્વભાવ રાશીમાં ચંદ્ર હોય તો સર્વ કાર્યનું સુખ, મહા સિદ્ધિ લાભ, ને ધનની પ્રાપ્તિ થાય એમ સમજવું. ॥ ૧૩ ॥ પ્રશ્ન વખતે સ્થિર લગ્ન હોય, અને ચળ રાશીમાં સૂર્ય હોય તથા ચંદ્ર સ્થિર રાશીમાં હોય તો સર્વ કાર્યની સિદ્ધિ, ધન અને ધર્મની વૃદ્ધિ થશે. ॥ ૧૪ ॥ પ્રશ્ન વખતે સ્થિર લગ્ન હોય, અને દ્વિસ્વભાવ રાશીમાં સૂર્ય હોય તથા ચંદ્ર સ્થિર રાશીમાં હોય તો રાજ્યની પ્રાપ્તિ, ધનની પ્રાપ્તિ સર્વ વિષયનું સુખ અને વિજયની પ્રાપ્તિ થશે. ॥ ૧૫ ॥ પ્રશ્ન વખતે સ્થિર લગ્ન હોય અને સ્થિર રાશીમાં સૂર્ય હોય તથા દ્વિસ્વભાવ રાશીમાં ચંદ્ર હોય તો ચતુષ્પાદ (ઢોર-પશુ)ની હાનિ વ્યાધિ અને કલેશ નિશ્ચયથી થશે એમ કહેવું ॥ ૧૬ ॥ પ્રશ્ન વખતે દ્વિસ્વભાવ રાશીનું લગ્ન હોય અને સૂર્ય દ્વિસ્વભાવ રાશીમાં હોય તથા ચંદ્ર ચળ રાશીમાં હોય તો પૃથ્વીનો લાભ, સ્થાનનો લાભ, અને સજ્જન સંપત્તિની પ્રાપ્તિ થાય ॥ ૧૭ ॥ પ્રશ્ન વખતે દ્વિસ્વભાવ રાશીનું લગ્ન હોય અને સૂર્ય ચળ રાશીમાં હોય તથા ચંદ્ર દ્વિસ્વભાવ

રાશીમા હોય તો-પુત્રનો લાભ, મનની પુષ્ટિ, વિદ્યાનો લાભ અને ધનની પ્રાપ્તિ થશે, એમ કહેવુ. ॥ ૧૮ ॥ પ્રશ્ન વખતે દ્વિસ્વભાવ રાશીનુ લગ્ન હોય અને સૂર્ય સ્થિર રાશીમાં હોય તથા ચંદ્ર દ્વિસ્વભાવ રાશીમા હોય તો નિશ્ચયથી પુત્રનો નાશ થશે, એમ કહેવું. ॥ ૧૯ ॥ પ્રશ્ન વખતે, દ્વિસ્વભાવ રાશીનુ લગ્ન હોય અને સૂર્ય સ્થિર રાશીમાં હોય તથા ચંદ્ર ચળ રાશીમાં હોય તો લાભનો યોગ, મનોરથની સિદ્ધિ, સદૈવ સુખની પ્રાપ્તિ થશે; એમ કહેવુ ॥ ૨૦ ॥ પ્રશ્ન વખતે, દ્વિસ્વભાવ રાશીનું લગ્ન હોય અને સૂર્ય ચળ રાશીમા હોય તથા ચંદ્ર સ્થિર રાશીમા હોય તો મહા લાભ, મહા સુખ, યશ, સૌભાગ્ય ને સંપત્તિની પ્રાપ્તિ થશે એમ કહેવું. ॥ ૨૧ ॥ પ્રશ્ન વખતે, દ્વિસ્વભાવ રાશીનું લગ્ન હોય અને સૂર્ય ચળ રાશીમા હોય તથા ચંદ્ર સ્થિર રાશીમા હોય તો હાનિ, દુઃખ હોય, ગમત ન હોય અને કાર્યની સિદ્ધિ પણ નહિ થાય. ॥ ૨૨ ॥ પ્રશ્ન વખતે, દ્વિસ્વભાવ રાશીનું લગ્ન હોય અને સૂર્ય તથા ચંદ્ર બને સ્થિર રાશીમા હોય તો સર્વ પ્રકારના લાભની પ્રાપ્તિ થાય, અને અત્યંત ફળની સિદ્ધિ પ્રાપ્ત થાય ॥ ૨૩ ॥ પ્રશ્ન વખતે, દ્વિસ્વભાવ રાશીનું લગ્ન હોય અને દ્વિસ્વભાવ રાશીમા સૂર્ય ચંદ્ર બને હોય તો અશુભ શુકન, હાનિ અને ઉદ્વેગની પ્રાપ્તિ થાય. ॥ ૨૪ ॥ પ્રશ્ન વખતે, દ્વિસ્વભાવ રાશીનું લગ્ન હોય અને સ્થિર રાશીમા ચદ્ર-સૂર્ય બને હોય તો પૃથ્વીનો લાભ શિઘ્ર કરે અને સર્વ સુખની પ્રાપ્તિ થાય. ॥ ૨૫ ॥

---

# श्री हस्त रेखा शास्त्र



૧ અંગુઠો અને આંગળીઓના પર્વોમાં આવેલા શંખ કે ચક્રોનું ફળ—પુરૂષના અંગુઠા કે આંગળીના ટેરવામાં કુંડાળાના આકારનાં ચક્રો અથવા શંખના આકાર જેવાં ચિન્હો

હોય છે. તે જો જમણી તરફના હાથમાં હોય તો સુખકારી અને ડાબા હાથમાં હોય તો દુખકારી નિવડવા સભવ છે પાંચે આંગળીઓમાં ચક્ર હોય તો માણુસ દૈવી સત્તાવાળો થાય છે. જેના અગુઠામા ચક્ર કે પુરેપુરો યવ જોવામાં આવે તે માણુસ વેપારીઓ પાસેથી અથવા પિતા કે દાદા વિગેરેનુ ધન મેળવે છે. તર્જની આંગળીમાં ચક્ર હોય તો મિત્રની મદદથી ધન મેળવે છે પણુ ચક્ર જો અવળું પડયું હોય તો લાભના ઠેકાણે તેનાથી નુકશાની થાય છે. અનામિકામાં સવળુ ચક્ર હોય તો માણુસ પૈસાવાળો થાય છે, પણુ અવળુ હોય તો દરીદ્રી અને ધન ગુમાવનાર તથા અવળા કામ કરવા હુશિયાર થાય છે. કનિષ્ટીકામાં ચક્ર હોય તો વેપારથી ધન પેદા કરે છે ૧-૨-૩-૪ એ ક્રમથી ચક્ર વધારે સુખ કરનારા છે. અંગુઠામા ચક્ર હોય તો રાજા થાય છે, પાચ ચક્રોવાળો માણુસનો ઉપરી અને ચાર ચક્રોવાળો દુ:ખી થાય છે

૨ અગુઠા કે આંગળીઓમાં આવેલા યવનું ફળ:—
અંગુઠાના વચમાં યવ હોય તો તે માણુસ વિદ્યાથી મ્હોટી કીર્તિવાળો થાય છે. એ ચક્ર જમણા અગુઠામાં હોય તો શુકલ પક્ષમાં અને ડાબા અંગુઠામા હોય તો કૃષ્ણુપક્ષમા જન્મ હોવા સંભવ છે. બન્ને અંગુઠામા યવ હોય અથવા ન હોય તો પાંચમથી અગીઆરશની વચ્ચે જન્મ હોય છે. તેમજ જમણા હાથમાં હોય તો દિવસે, ડાબા હાથમા હોય તો રાત્રીએ અને બન્ને હાથમાં હોય તો સંધ્યા સમયે જન્મ હોવો જોઇએ.

૩ મણીબધ ઠેકાણે યવની એક માળા હોય તો પૈસાદાર, બે હોય તો પ્રધાન અને ત્રણુ હોય તો રાજા થાય છે.

૪. હથેળીમાં કે અગમાં રહેલા તલનું ફલ:—
હાથના તળીયા ( હથેળી ) મા જો તલ હોય તો તે ધનવાન રહે, અને જો પગના તળીયામા હોય તો રાજ્ય વાહનવાળો થાય છે. લિગ પર ડાબી બાજુ તલ હોય તો સુખી અને જમણી

બાજુ હોય તો બહુ કામી થાય છે છાતી વિગેરે સ્થળે વધુ હોય તો કપડાં, પૈસા કે મિત્રોના લાભવાળો થાય છે

૫ હથેળીમાં ઘણી અથવા થોડી રેખાઓનું ફળ—હાથના તળીયામાં ઘણી રેખાઓ હોય અથવા તદ્દન ઓછી હોય તો દરિદ્રિ થાય છે પણ ચાર, પાંચ અથવા સાધારણ રેખાઓ હોય તો સુખી થાય છે ઘણી રેખાવાળો નિર્બળ અને રોગી હોય છે

૬ હથેળીની ત્રણ રેખાઓનું ફળ—કાંડા ( મણીબંધ ) થી પિતાની રેખા ( ગંગા ) કરભ ( હાથની ટચલી આંગલી તરફનો પડખો ) થકી સુખ, આબરૂ તથા માતાની રેખા ( સરસ્વતી ) અને આયુષ્ય રેખા ( સૌભાગ્ય, વૈભવ આબરૂ ) એ ત્રણ રેખાઓ અંગુઠા અને તર્જની વચ્ચે મળે છે તેને ત્રિવેણી કહે છે તે જેટલી ચોખી હોય તેટલી સરસ, મળતી હોય તો તે સંપૂર્ણ સુખ અને ન મળતી હોય તો દુઃખ

( ૧ ) પિતાની રેખા સરખી અને પુરી હોય તો પિતાનું સુખ મળે.

( ૨ ) માતાની રેખા પુરી અને સરખી હોય તો સુખ અન્યથા દુઃખ સરખી હોય તો ઘર મંદિર વિગેરે કરી શકે છે

( ૩ ) મણીબંધથી સીધી લાંબી જનાર રેખા ઉર્ધ્વ રેખા કહેવાય છે તે જો અંગુઠાને સ્પર્શ કરતી હોય તો રાજ્ય સુખ અને લાભ આપે છે તર્જનીને સ્પર્શ કરે તો રાજા અથવા રાજા જેવો, વચલી આંગળીને સ્પર્શ કરે તો આચાર્ય ધર્મનો ઉપદેશક, ગુરૂ પ્રસિદ્ધ રાજા અથવા સેનાધિપતિ થાય છે અનામીકાને સ્પર્શ કરે તો ઘણાઓનું પોષણ કરનાર પૈસાદાર થાય છે ટચલી આંગળીને સ્પર્શ કરે તો સારી આબરૂવાળો, વાચક આચાર્ય થાય છે જો રેખા બ્રાહ્મણને હોય તો વેદ, વેદાંગ જાણનાર થાય; ક્ષત્રીને હોય તો રાજ્ય વૃદ્ધિ અથવા વૈભવ આપે, વૈશ્યને હોય તો પૈસો આપે અને શુદ્રને હોય તો સુખ આપે.

૭ કનિષ્ઠીકા ( ટચલી ) ના નીચેના અને કરભના ઉપરના ભાગના વચ્ચેથી તર્જની અને અંગુઠા એ બેની વચ્ચે જનારી રેખા તે આયુષ્ય રેખાનું ફલ—આયુષ્ય રેખા જો તર્જનીના આરંભ પર્વના છેલ્લા ભાગને સ્પર્શ કરતી હોય તો આયુષ્ય ૧૦૦નુ કહે છે. કેટલાક આચાર્યો તેને ૮૦ વર્ષનુ ગણે છે. અને બબે આગળીઓના બરાબર વચ્ચેથી આયુષ્ય રેખાને સ્પર્શ કરતી રેખાના અંત સુધી ૨૦ અથવા શુદ્ધ આહાર નિરોગીનું ૨૫ વર્ષનુ આયુષ્ય માનેલ છે, તેથી પહેલા ભાગના ૨૦ કે ૨૫, બીજા ભાગનાં ૪૦ કે ૫૦, ત્રીજા ભાગના ૬૦ કે ૭૫ અને ચોથા ભાગના ૮૦ કે ૧૦૦ વર્ષ ગણવા. તેમા જ્યાં જ્યાં તે રેખા છેદાતી હોય ત્યાં ત્યાં તેને ઘાત કરનારી અને જ્યાં જ્યાં ઝીણી પાખડીઓ ફૂટતી હોય ત્યા ત્યા બીમારી સૂચવનારી રેખા મનાય છે.

જે માણસનુ આયુષ્ય ૧૦૦ કે ૮૦ નું હોય તેના કપાળમાં ત્રણ રેખાઓ હોય છે અને જો ચાર રેખાઓ હોય તો ૭૫ કે ૯૫ વર્ષનુ આયુષ્ય જાણવુ પાચ રેખાથી પણ ૧૦૦ વર્ષનું આયુષ્ય સમજવુ.

૮ ટચલી આંગળીના પહેલા પર્વ અને આયુષ્ય રેખાના આરંભ વચ્ચેની સ્ત્રી રેખાનુ ફલઃ—ટચલીના પહેલા પર્વ અને આયુષ્ય રેખાના આરંભ વચ્ચે જેટલી રેખાઓ પડી હોય તેટલી સ્ત્રીઓ થાય છે આ પ્રમાણે રેખા સ્ત્રીના ડાબા હાથમા જોવી તો તેથી પતિ માટે જાણી શકાય. રેખા તુટેલી હોય તો એક સ્ત્રી ગુજરી ગયા પછી બીજી થાય અને વાંકી હોય તો સ્ત્રીના મેળાપમા સંતોષ નહી, કજીઆ ટટા થયા કરે.

૯ મણીબંધને સ્પર્શ કરતી પિતા રેખાના આરંભથી અંગુઠાના મૂળ સુધી ગએલી પુત્ર પુત્રીની રેખાઓનુ ફલ—મણીબંધને સ્પર્શ કરતી ( પિતૃ ) રેખાના આરંભથી અંગુઠાના મૂળ ( પ્રથમ પર્વ ) સુધી જેટલી જાડી લાંબી રેખાઓ હોય

તેટલા પુત્ર અને ઝીણી ટુકી રેખાઓ હોય તેટલી છોકરીઓ થાય છે કોઈક એજ રેખાઓને ભાઇ બહેનની રેખા માને છે પણ તે સમજવી નથી જો એ રેખાઓ આખી હોય તો જીવે અને તુટેલી હોય તેટલાં મરે છે

૧૦ મણીબંધ અને આયુષ્ય રેખાના આરંભની વચ્ચે કરભમાં ભાઈ બેનની રેખાનુ ફળ—મણીબંધથી આયુષ્ય રેખારંભ સુધીમાં માંસલ (કરભ)માં ભાઇ બહેનની રેખાઓ હોય છે તે જેટલી લાંબી હોય તેટલા ભાઇ અને ટૂંકી હોય તેટલી બ્હેનો તેમ જ ખંડીત હોય તેટલા ભાઇ બહેનોનું મરન કહેવું. એ રેખાઓમાં અંગુઠા તરફ સીધી રેખા જતી હોય તેટલા ઘપ અને ક્ષીણ કરનારા હોય છે

૧૧ વચલી આંગલીના મૂળમાં રહેલી રેખા અધર્મ રેખા કહેવાય છે

૧૨ અનામિકાના મૂળમાંથી આયુષ્ય રેખા તરફ જતી રેખા વિદ્યા રેખા કહેવાય છે

૧૩ કનિષ્ઠીકાના મૂળથી જતી રેખા તે ભાગ્ય રેખા કહેવાય છે

૧૪ કનિષ્ઠીકા અને અનામિકાની વચ્ચે જતી રેખા તે ધર્મ રેખા કહેવાય છે એ રેખા જેટલી લાંબી જાડી, અને સરલ હોય તેટલુ ઉત્તમ ફળ આપે છે

૧૫ મણીબંધથી ઉર્ધ્વ રેખા તરફ હથેળીના આરંભમાં માછલી જેવી રેખાને મત્સ્ય રેખા કહે છે તે જેને હોય તે ધન વાન થાય છે પોતાના પરાક્રમે પૈસો મેળવે છે

૧૬ કરભથી આગળ હથેળીના માંસલ ભાગમાં ઉર્ધ્વ રેખા તરફ જતી રેખા તે શત્રુ રેખા કહેવાય તે સરલ, લાંબી અને મોટી હોય તો શત્રુ વધારે થાય અને નબળી ટુકી હોય તો શત્રુઓ જોર વિનાના, અશક્ત હોય કે જે ફાવી શકે નહીં

૧૭ કરભની આગળ હથેળીના માંસલ ભાગમાં ઉર્ધ્વ રેખા

અથવા ભંડાર તરફ જતી રેખા વિદ્યા રેખા કહેવાય છે તે જો સરળ અને લાંબી ગઇ હોય તો સારો વિદ્વાન થાય.

૧૮ હાથમાં ત્રિશુળ જેવી રેખા હોય તો ભીખ માગી ખાનાર થાય

૧૯ ગોત્ર રેખા અને ધન રેખાની વચ્ચે ભંડાર રેખા હોય છે તે ત્રિકોણ જેવી બરાબર બાંધેલી જેટલી મોટી હોય તેટલો ભંડાર વધારે સમજવો

૨૦ અંગુઠાના મૂળમાથી નીકળી પિતૃ રેખા તરફ જતી રેખા તે યાત્રા રેખા કહેવાય છે. તે જેટલી રેખા તેટલી યાત્રાઓ થાય. જો તે લાંબી હોય તો દૂરની યાત્રાઓ અને સરળ, શોભતી હોય તો સુખની અને વાંકી ને છેદેલી હોય તો દુઃખની થાય છે

૨૧ તર્જની નીચે ત્રીવેણી ( પિતાની રેખા તે ગંગા, માતાની રેખા તે સરસ્વતી અને આયુષ્ય રેખા તે યમુના, એ ત્રણેનું સંગમ મેળાપ ) તેમાં ઢળતી બે રેખાઓ તે માતાપીતાના આયુષ્યની છે તેમા પહેલી મ્હોટી હોય તો પીતા પહેલા જાય અને બીજી લાંબી હોય તો માતા વહેલી જાય.

૨૨ આંગળીઓના પર્વોમાં રાશીઓ છે તેમાથી પોતાની જન્મની અથવા ચાલુ રાશી જે પર્વ પર આવે ત્યાંથી ગ્રહો લખ્યા છે. તે પર નજર કરતા રાશી પર કયો ગ્રહ આવે છે અને બીજા ગ્રહો તેથી કેટલામા આવે છે તેથી ફળ કહેવુ વળી જે ગ્રહ કે રાશીનો ભાગ પુષ્ટ (ઉન્નત) અને સુંદર હોય તે ગ્રહ તેને પોતાના ગુણો આપે છે વિગેરે જાણી શકાય છે

૨૩ હાથમાં નંદાવર્ત (સાથીઓ) હોય તે માણસ પૂજા પાત્ર, માનવાળો અને શાંત થાય છે

૨૪ મણિબંધ ચતુષ્ય ( હાથના કાંડા પાસે ચાર રેખા ) જેને હોય તે માણુસે પિતા તરફથી યા વડીલો તરફથી સોનાનાં કડા કે આભુષણો પહેરેલાં હોય અર્થાત ગર્ભ શ્રીમંત હોય જો

તે ત્રણ રેખાઓ હોય તો તે પોતે પૈસો કમાય અને ધનવાન થાય. જો બે રેખા હોય તો કમાય અને સુખ ભોગવે પણ ધન ભેગું કરી શકે નહીં. જો મણીબંધમાં એક કે વધારે ચીરા હથની ઉપર હોય તો તે માણસ શાહ (ફકીર પણ ગજોટા રાજ્ય સુખવાળો) અથવા રાજા થાય એ પ્રમાણે જો કે રેખાઓનું ફળ છે પણ તેમાં ચીરી આડી રેખાઓમાં એક રેખા સુખ આપનારી અને બીજી રેખા સુખ તોડનારી હોય તે જાણવી આ સામુદ્રિક શાસ્ત્રમાં બહુ જોવાનું છે, એ માટે હાથનાં ચિહ્નો અને રેખાઓ અનેક જાતની થાય છે આ બાબત વિસ્તારથી શ્રી સામુદ્રિક કલ્પદ્રુમ નામના ગ્રંથથી જાણી શકાશે.

---

## श्री स्वरमंडळ *

### સાત સ્વર ઉપરથી માણસનું નસીબ જાણવાની રીત

સાત સ્વરનાં નામો—ષડજ, રીષભ ગાંધાર, મધ્યમ, પંચમ ધૈવત અને નિષાધ એ સાત.

સાત સ્વરનાં સ્થાનો—ષડજ સ્વરનું સ્થાન જીભનો આગલો ભાગ, રીષભ સ્વરનું સ્થાન હૃદય, ગાંધાર સ્વરનું સ્થાન કંઠાગ્ર, મધ્યમ સ્વરનું સ્થાન જીભનો મધ્ય ભાગ, પંચમ સ્વરનું સ્થાન નાસીકા, ધૈવત સ્વરનું સ્થાન દાંત તથા હોઠથી બોલાય તે અને નિષાધ સ્વર ભ્રકુટીથી બોલાય.

એ સાત સ્વર કયા કયા જીવ બોલે છે તે કહે છે— ષડજ સ્વરે મોર બોલે છે રીષભ સ્વરે કુકડો બોલે છે ગાંધાર સ્વરે હંસ બોલે છે મધ્યમ સ્વરે ગાડરો બોલે છે, પંચમ સ્વરે કોયલ બોલે છે ધૈવત સ્વરે સારસ તથા ક્રૌંચપક્ષી બોલે છે અને નિષાધ સ્વરે હાથી બોલે છે.

---

* શ્રી ઠાણાંગ સૂત્ર તથા અનુયોગદ્વાર સૂત્રને આધારે.

**એ સાત સ્વર અજીવ એટલે કયા કયા વાજીંત્રમાંથી નીકળે છે તે કહે છે:**—સડજ સ્વર મૃદંગમાથી નીકળે છે, રીષભ સ્વર ગૌમુખી વાજીંત્રમાથી નીકળે છે, ગાંધાર સ્વર શંખમાથી નીકળે છે, મધ્યમ સ્વર ઝાલર (ઘંટા) માંથી નીકળે છે, પંચમ સ્વર ચાર પગવાળી ગાયના આકારે ગોહીયા વાજીત્રમાંથી તથા દુર્દળી નામે વાજીંત્રમાથી નીકળે છે, ધૈવત સ્વર ઢોલમાથી નીકળે છે, અને નિષાધ સ્વર મહા ભેરીમાંથી નીકળે છે

**એ સાત સ્વરનાં લક્ષણ કહે છે'**—૧. જે માણસ સડજ સ્વરે બોલતો હોય તે લક્ષ્મીવાન જાણવો, લક્ષ્મી તેની પાસેથી ખસે નહિ તેમ જ ગાય, મિત્ર, પુત્ર વિગેરે પામે, અને સ્ત્રીને વલ્લભ હોય. ૨. રીષભ સ્વરે બોલનાર માણસ રાજાનો સેનાધિપતિ થાય, ધન પામે, વસ્ત્ર, ગંધ અલંકાર અને સારા આસન પામે ૩. ગાંધાર સ્વરે બોલનાર માણસ આજીવીકા કરવાવાળો, પ્રજ્ઞાવંત, કવિ, ધનુર્વિદ્યા શાસ્ત્રનો પારગામિ થાય. ૪ મધ્યમ સ્વરે બોલનાર સુખી, ખાય પીએ, સુખથી આજીવિકા ચલાવે. ૫ પંચમ સ્વરે બોલનાર પુરૂષ પૃથ્વીપતિ (રાજા) થાય, સંગ્રામ કરવામા શૂરવીર, અનેક માણસોનો નાયક અને ઠાકોર હોય ૬ ધૈવત સ્વરે બોલનાર માણસને કલેશ વ્હાલો હોય, કલેશી હોય, જીવહિંસા કરનાર, આહેડી અને શીકાર કરનારો હોય ૭ નિષાધ સ્વરે બોલનાર ચંડાળ, પાપી, ઘાતનો કરણહાર અને ચોરી કરનાર જાણવો.

હવે સાત સ્વર કયાથી ઉપજે છે અથવા ગાવાની કઈ યોનિ છે, કેટલા સમયનો શ્વાસોશ્વાસ (એટલે કેટલો કાળ) તથા કેટલા ગીતના આગાર થાય તે કહે છે—સાત સ્વર નાભીથી ઉપજે છે ગીત, રૂદન, રોવાની યોની, ગીત અને રોવુ એ એક જાતિ છે શ્લોક તથા પદ બોલ્યાનો કેટલો સમય અને ઉશ્વાસ તથા ગીતના ત્રણ આગાર કહે છે પ્રથમ મૃદુ એટલે કોમળ, ધીરજથી અને મધ્યમ મોટે અવાજે બોલે, ઉતરતાં છેડે હલકી ધ્વની એ

વર્ણે આચાર, ગીતના છ દોષ, આઠ ગુણ છે વળી મત ઘણા પ્રકાર જાણવા.

બીતો બીતો ગાય, ઉતાવળો ઉતાવળો ગાય, ઝીણું ઝીણું ગાય, ગાતાં તાલ સાચવે નહિ, કાગડાના સ્વરે આકરૂં ગાય, નાકમાં બોલીને ગાય; એ છ દોષ ગીતના કહ્યા છે

હવે આઠ ગુણ કહે છે—પૂર્ણ કળા સહિત ગાય રાગમાં રક્ત થઈ અલંકૃત ગાય, અન્ય સ્વર વિશેષે ગાય, સ્પષ્ટ સમજાય તેવું ગાય, વિસ્વરે ( ખોટા સ્વરે ) ન ગાય, મીઠી કોકિલ વાણીએ ગાય, છાતી કંઠ, મસ્તક એ ત્રણથી શુદ્ધ રીતે ગાય ગાતાં આકરો ન થઈ જાય સુકુમાળપણે ગાય, એ આઠ ગાવાના ગુણ કહ્યા

સરખા અક્ષર તે સમમત તે પહેલું પદ અને ત્રીજું પદ સરખું બીજું પદ અને ચોથું પદ સરખું

ગાવાની રીત ગાયક સ્ત્રી જાતિને વધારે હોય છે કેવી સ્ત્રી મધુર ગાય, કેવી સ્ત્રી લુખા સ્વરથી ગાય કેવી સ્ત્રી ચતુરપણે રહાપણથી ગાય, કેવી સ્ત્રી વિલંબથી ગાયકા ગાઈને ગાય, કેવી સ્ત્રી ઉતાવળું ઉતાવળું ગાય કેવી સ્ત્રી ખોટા સ્વરથી ગાય, તે કહે છેઃ—

સોળ વર્ષની સ્ત્રી મીઠું ગાય કાળા રંગની સ્ત્રી લુખા સ્વરથી ગાય ગોરી સ્ત્રી ચતુરાઈથી ગાય, કાંણી સ્ત્રી વિલંબથી ગાય, આંધળી સ્ત્રી ઉતાવળું ગાય, પીંગલા ( કપીલા ) સ્ત્રી ખોટા સ્વરે ગાય.

આ બાબત ટુંકામાં જણાવેલ છે તેમાં ત્રણ ગ્રામ છે, એકવીસ મુર્છના છે અને ઓગણપચાસ તાન છે એમ ગાવાની રીતો ઘણી જ છે વધારે ગુરૂગમથી સમજવું. ઇતિ સ્વર મંડળ.

# श्री अंग स्फुरण×

મસ્તકનો જમણો ભાગ ફરકે તો રાજ્ય અમલદારી મળે, જમણો હાથ ફરકે તો પ્રિયજનનો મેળાપ થાય, જમણી આંખ ફરકે તો પ્રિય વસ્તુનો સયોગ થાય અને નીચેનો હોઠ ફરકે તો સ્નેહી જન મળે

આ અગ સ્ફુરણ નિમિત્ત બાબતમા પુરૂષોને માટે જમણુ અગ અને સ્ત્રીઓ માટે ડાબુ અગ સમજવુ પુરૂષોને માટે ડાબા અગની કહેવામા આવે ત્યારે સ્ત્રીઓ માટે જમણા અગની સમજવી. મતલબ કે પુરૂષોનુ જમણું અને સ્ત્રીઓનુ ડાબું અગ શુભદાયક જાણવુ.

જમણી તરફનું મસ્તક ફરકે તેમ જ જમણી બાજુનુ લલાટ ફરકે તો પણ લાભ થાય, અને અમલદારીનો હોદ્દો મળે. નિમિત્ત જ્ઞાનના ગ્રથમા લખ્યુ છે કે.–" शिरसः स्पन्दने राज्य स्थानलाभो ललाटके "

જમણો કાન ફરકે તો પોતાનો યશ સાભળવામા આવે. તેમ જ ડાબો કાન ફરકે તો હલકી વાતો સાભળવામા આવે. જમણી ભ્રકુટી ફરકે તો હર્ષ ઉત્પન્ન થાય અને ડાબી ભ્રુકુટી ફરકે તો મિત્ર વર્ગ સાથે કકાસ થાય, પરતુ બન્ને ભ્રુકુટીની વચ્ચે સ્ફુરણ ઉત્પન્ન થાય તો સ્નેહીજનનો મેલાપ થાય. જમણી આંખ ઉપરથી ફરકે તો ધારણા સફળ થાય અથવા નીચેની ફરકે તો મુકરદમો હારી જાય. નિમિત્ત શાસ્ત્રમા કહ્યું છે કે–

" नेत्रस्याध स्फुरणमसकृत् सगहे भगभाहुः
नेत्रस्योर्द्ध दहति सकल मानुष दुःख जाल । "

ડાબી આખ ઉપરથી અથવા નીચેથી કયાંઇથી પણ ફરકે

× શ્રી ઉત્તરાધ્યયન સુત્રના આઠમા અધ્યયનમા કહ્યુ છે કે –जे लक्खणं च सुमिणं च વિગેરે, ના અર્થ તથા ટીકાને અનુસાર તેમ જ કેટલાક લૌકિક ગ્રથને આધારે આ હકીકત લખી છે.

ત્રણે આગાર, ગીતના છ દોષ, આઠ ગુણ છે ત્રણ વૃત્ત બે ભણિતિ પ્રકાર જાણવા.

ભીતો ભીતો ગાય, ઉતાવળો ઉતાવળો ગાય ઝીણું ઝીણું ગાય, ગાતાં તાલ સાચવે નહિ કાગડાના સ્વરે આકરું ગાય, નાકમાં બોલીને ગાય; એ છ દોષ ગીતના કહ્યા છે

હવે આઠ ગુણ કહે છે—પૂર્ણ કળા સહિત ગાય સર્વ રક્ત થઇ અલંકૃત ગાય, અન્ય સ્વર વિશેષે ગાય, સ્પષ્ટ સમજાય તેવું ગાય વિસ્વરે ( માઠા સ્વરે ) ન ગાય, મીઠી કોકિલ વાણીએ ગાય છાતી, કંઠ, મસ્તક એ ત્રણથી શુદ્ધ રીતે ગાય ગાતાં આકરો ન થઈ જાય સુકુમાળપણે ગાય, એ આઠ ગાવાના ગુણ કહ્યા

સરખા અક્ષર તે સમવૃત્ત તે પહેલું પદ અને ત્રીજું પદ સરખું બીજું પદ અને ચોથું પદ સરખું

ગાવાની રીત ગાયક સ્ત્રી જાતિને વધારે હોય છે કેવી સ્ત્રી મધુરું ગાય, કેવી સ્ત્રી લુખા સ્વરથી ગાય કેવી સ્ત્રી ચતુરપણે ડહાપણથી ગાય, કેવી સ્ત્રી વિલંબથી આંચકા ખાઇને ગાય, કેવી સ્ત્રી ઉતાવળું ઉતાવળું ગાય, કેવી સ્ત્રી માઠા સ્વરથી ગાય, તે કહે છે—

શામળા વર્ણની સ્ત્રી મીઠું ગાય કાળા રંગની સ્ત્રી લુખા સ્વરથી ગાય ગોરી સ્ત્રી ચતુરાઇથી ગાય, કાણી સ્ત્રી વિલંબથી ગાય, આંધળી સ્ત્રી ઉતાવળું ગાય, પીંગલા ( કપીલા ) સ્ત્રી માઠા સ્વરે ગાય.

આ બાબત ઠાણાંગમાં જણાવેલ છે તેમાં ત્રણ ગ્રામ છે, એકવીસ મૂર્છના છે અને ઓગણપચાસ તાન છે એમ ગાવાની રીતો ઘણી જ છે વધારે આગમથી સમજવું. ઇતિ સ્વર મંડળ.

**સ્વપ્નનાં ફલાફલ**—અનૂભૂત સ્વપ્ન એટલે અનુભવમા આવેલી વસ્તુઓનુ સ્વપ્ન આવે છે જેમકે કાપડના વેપારીને સ્વપ્નમાં કાપડ વેચવાનું સ્વપ્ન આવે છે. પણ તે ખોટું સમજવુ બીજુ સાભળેલી વાતોનું સ્વપ્ન આવે છે. જેમ કે ભૂત-પ્રેત કે પિશાચાદિકની વાતો કરતા સુઇ ગયા હોઇએ તો એજ વાતનું સ્વપ્ન આવે તે ખોટુ સમજવુ. ત્રીજું સ્વપ્ન દષ્ટ એટલે જોયેલી વસ્તુનુ સ્વપ્ન, દિવસે કે રાત્રીએ કોઈ વસ્તુ જોવામા આવી હોય તેનું સ્વપ્ન પુનઃ આવે તો ફળ વિનાનુ સમજવુ. ચોથુ પ્રકૃતિના વિકારથી સ્વપ્ન આવે છે, જેમકે પીત્ત પ્રકૃતિવાળા મનુષ્યને સ્વપ્નમાં જળ, ફૂલ, અનાજ, જવાહિર, લાલ પીળા રંગની ચીજો, બાગ, બગીચા ફુવારા જોવામા આવે છે, પણ પ્રકૃતિના વિકારથી ઉત્પન્ન થયેલા હોવાથી કશું ફળ આપતા નથી આવીજ રીતે બાદીના પ્રકૃતિવાળા પુરૂષોને પહાડ ઉપર ચઢવાના, વૃક્ષની ટોચ ઉપર બેસવાના, મકાન ઉપરથી ખસી જવાના, હરવા-ફરવા જવાના અને આકાશમાં ઉડવાના વિગેરે સ્વપ્નો જોવામા આવે છે પણ પ્રકૃતિના વિકારથી ઉત્પન્ન થયેલાં હોવાથી નિષ્ફળ સમજવા, એમ કફનું સમજવું. પાચમુ સ્વભાવથી, છઠ્ઠુ ચિંતા-ફીકરથી આવેલાં સ્વપ્નો નિષ્ફળ સમજવાં.

**કયું સ્વપ્ન ફળદાયક થાય છે તે**—દેવતાની સ્હાય, સતધર્મના પ્રભાવથી અને પાપના ઉદયથી આવેલુ સ્વપ્ન સાચુ અને ફળદાયક નિવડે છે મતલબ કે ઉપરનાં છ પ્રકારનાં સ્વપ્નો શુભ યા અશુભ હોય પણ તે નિરર્થક સમજવા જ્યારે બાકીનાં ત્રણ પ્રકારનાં સ્વપ્ન અવશ્ય ફળદાયી સમજવા.

**કેવું સ્વપ્ન કેટલા ટાઈમમાં ફળ આપે તે**—રાત્રિના પહેલા પ્રહરમાં આવેલુ સ્વપ્ન બાર મહીનામા, બીજા પ્રહરમાં આવેલ સ્વપ્ન છ મહીનામાં, ત્રીજા પ્રહરમા આવેલ સ્વપ્ન ત્રણ મહીનામા, અને ચોથા પ્રહરમાં આવેલ સ્વપ્ન એક મહીનામાં ફળદાયી નિવડે છે બે ઘડી રાત્રિ બાકી છતે જોયેલું સ્વપ્ન

તો લાભકારક નથી ઉલટું નુકશાન જ થાય. જમણી તરફનું કપાળ ફરકે તો એશ-આરામ મળે અને ડાબી બાજુનું ફરકે તો લડાઇ થાય. ઉપરનો હોઠ ફરકે તો રજ કલેશ પેદા થાય તેમજ નીચેનો ફરકે તો એશઆરામ મળે. ડાઢી ફરકે તો મુકદ્દમો-કેસ હારી જાય જમણી ગરદન ફરકે તો દોલત ધન મળે, પણ ડાબી ફરકે તો કલેશ પેદા થાય જમણી ખાંધ ફરકે તો સ્વજનો તથા મિત્રનો મેળાપ થાય અને ડાબી ફરકે તો કલેશ પેદા થાય. જમણી તરફની છાતી ફરકે તો સ્નેહીજનનો મેળાપ થાય અને ડાબી ફરકે તો ફિકર ચિંતા ઉત્પન્ન થાય જમણું પડખું ફરકે તો ખુશી તથા ડાબું ફરકે તો કલેશ થાય. પેટ ફરકે તો વાંછિત કાર્યની સિદ્ધિ થાય જ્યારે નાભી ફરકે તો કુકર્મ, હોદ્દા અમલ દારીના હોદ્દાથી ઉતરી જાય જમણા હાથની હથેળી ફરકે તો લાભ થાય અને ડાબા હાથની ફરકે તો નુકશાન થાય. જમણો પગ ફરકે તો દેશ પરદેશમાં સફર કરે પણ ડાબો પગ જો ફરકે તો નુકસાન થાય.

## સ્વપ્ન નિમિત્ત.

આ નિમિત્તની અંદર કેવા સ્વપ્નો જોવાથી કેવો લાભ થાય? અને કેવા સ્વપ્નો જોવાથી કેવું નુકશાન થાય? સ્વપ્નના કેટલા પ્રકાર હોય છે? વિગેરે હકીકતોનો સમાવેશ કરવામાં આવ્યો છે સ્વપ્ન શાસ્ત્રમાં મ્હોટાં એટલે સારાં-ઉંચા સ્વપ્નો બ્હોતેર ૭૨ બતાવવામાં આવ્યા છે તેમાં ત્રીશ સ્વપ્ન મ્હોટાં તેમાં પણ ચૌદ સ્વપ્ન સૌથી મ્હોટાં-શ્રેષ્ઠ ગણવામાં આવ્યાં છે તે તીર્થંકરોની માતાઓ તીર્થંકરના ગર્ભ સમયે અને ચક્રવર્તિની માતાઓ ચક્રવર્તિના ગર્ભ સમયે અર્ધનિદ્રિત અવસ્થામાં જુવે છે ૧ હાથી ૨ વૃષભ, ૩ કેશરી સિંહ, ૪ લક્ષ્મી દેવી, ૫ ફૂલોની માળા ૬ સૂર્ય, ૭ ચંદ્ર, ૮ ધ્વજ પતાકા ૯ કલશ ૧૦ પદ્મ સરોવર ૧૧ સમુદ્ર, ૧૨ દેવ વિમાન ૧૩ રત્ન રાશિ અને ૧૪ અગ્નિશિખા. આ ચૌદ સ્વપ્નો સૌથી શ્રેષ્ઠ છે વાસુદેવની માતા ચૌદ સ્વપ્નો પૈકી સાત સ્વપ્ન અને બળદેવની માતા ચાર સ્વપ્ન ગર્ભ સમયે જુવે છે.

**સ્વપ્નનાં ફલાફલ**—અનૂભૂત સ્વપ્ન એટલે અનુભવમાં આવેલી વસ્તુઓનુ સ્વપ્ન આવે છે જેમકે કાપડના વેપારીને સ્વપ્નમાં કાપડ વેચવાનુ સ્વપ્ન આવે છે પણ તે ખોટું સમજવુ બીજુ સાભળેલી વાતોનુ સ્વપ્ન આવે છે. જેમ કે ભૂત-પ્રેત કે પિશાચાદિકની વાતો કરતા સુઇ ગયા હોઇએ તો એજ વાતનુ સ્વપ્ન આવે તે ખોટુ સમજવુ. ત્રીજું સ્વપ્ન દષ્ટ એટલે જોયેલી વસ્તુનુ સ્વપ્ન, દિવસે કે રાત્રીએ કોઈ વસ્તુ જોવામા આવી હોય તેનું સ્વપ્ન પુનઃ આવે તો ફળ વિનાનુ સમજવુ ચોથુ પ્રકૃતિના વિકારથી સ્વપ્ન આવે છે, જેમકે પીત્ત પ્રકૃતિવાળા મનુષ્યને સ્વપ્નમાં જળ, ફૂલ, અનાજ, જવાહિર, લાલ પીળા રગની ચીજો, બાગ, બગીચા પુવારા જોવામા આવે છે, પણ પ્રકૃતિના વિકારથી ઉત્પન્ન થયેલા હોવાથી કશું ફળ આપતા નથી આવીજ રીતે બાદીના પ્રકૃતિવાળા પુરૂષોને પહાડ ઉપર ચઢવાના, વૃક્ષની ટોચ ઉપર બેસવાના, મકાન ઉપરથી ખસી જવાના, હરવા-ફરવા જવાના અને આકાશમાં ઉડવાના વિગેરે સ્વપ્નો જોવામા આવે છે પણ પ્રકૃતિના વિકારથી ઉત્પન્ન થયેલા હોવાથી નિષ્ફળ સમજવા, એમ કફનુ સમજવુ. પાચમુ સ્વભાવથી, છઠ્ઠુ ચિંતા-ફીકરથી આવેલાં સ્વપ્નો નિષ્ફળ સમજવા

**કયું સ્વપ્ન ફળદાયક થાય છે તે**—દેવતાની સ્હાય, સતધર્મના પ્રભાવથી અને પાપના ઉદયથી આવેલુ સ્વપ્ન સાચુ અને ફળદાયક નિવડે છે મતલબ કે ઉપરનાં છ પ્રકારના સ્વપ્નો શુભ યા અશુભ હોય પણ તે નિરર્થક સમજવા જ્યારે બાકીના ત્રણ પ્રકારનાં સ્વપ્ન અવશ્ય ફળદાયી સમજવા.

**કેવું સ્વપ્ન કેટલા ટાઈમમાં ફળ આપે તે**—રાત્રિના પહેલા પ્રહરમાં આવેલુ સ્વપ્ન બાર મહીનામા, બીજા પ્રહરમાં આવેલ સ્વપ્ન છ મહીનામા, ત્રીજા પ્રહરમા આવેલ સ્વપ્ન ત્રણ મહીનામાં, અને ચોથા પ્રહરમા આવેલ સ્વપ્ન એક મહીનામા ફળદાયી નિવડે છે બે ઘડી રાત્રિ બાકી છતે જોયેલુ સ્વપ્ન

કયા દિવસમાં અને સૂર્યોદયના ટાઇમે આવેલાં સ્વપ્ન બહુજ થોડા ટાઇમમા શુભાશુભ ફળનો અનુભવ કરાવે છે દિવસના નિદ્રાધીન થવાથી આવેલ સ્વપ્ન કશું ફળ આપતું નથી તેમ છતાં ક્વચિત્ ફળ પ્રાપ્તિ જોવામાં આવે છે પરન્તુ શાસ્ત્રકારોએ એ વાત પ્રમાણ ભૂત માની નથી. સમસ્ત રાત્રિપર્યન્ત એક પછી એક સ્વપ્ન આવે તેને માળા સ્વપ્ન કહે છે તે માળા સ્વપ્ન શારીરિક આધિ વ્યાધિથી ઉત્પન્ન થયેલાં સ્વપ્ન તથા મળ-મૂત્રાદિની બાધાથી ઉત્પન્ન થયેલાં સ્વપ્ન બધાં નિરર્થક સમજવાં.

સ્વપ્ન આવ્યા પછી શું કરવું તે:—ઇષ્ટ, સુંદર સ્વપ્ન જોઇને જાગૃત થયાં પછી પુનઃ સૂવું નહી પણ જાગૃત જ રહી શ્રી જિનેશ્વર પ્રભુના સ્તવનથી શેષ રાત્રિ વ્યતિત કરવી, જેથી પાછળથી આવનાર ખરાબ સ્વપ્નદ્વારા પૂર્વમાં આવેલ ઇષ્ટ સ્વપ્નનો નાશ થતો નથી એવી જ રીતે કોઇ ખરાબ સ્વપ્ન જોઇને જાગૃત થયા પછી રાત્રી બાકી હોય તો બ્હેતર છે કે પુનઃ સુઇ જવું પણ એ સ્વપ્ન કોઇ પણ પ્રકારે કોઇને કહેવું નહી સારાંશ એ જ કે—પાછળ આવેલું સ્વપ્ન પૂર્વગત સ્વપ્નના ફળનો વિનાશ કરે છે, એ બાબત ખાસ ધ્યાન રાખવા જેવી છે જે મનુષ્ય ધર્મમાં પ્રેમવાળો હોય, શુભ જિતેન્દ્રિય હોય, સ્થિર ચિત્તવાળો, અને દયાવાન હોય તેને આવેલું સ્વપ્ન જરૂર ઇષ્ટ ફળને આપનારું થાય છે

શુભ અથવા અશુભ સ્વપ્ન આવ્યા પછી સવારે ઉઠી મહારાજશ્રીના દર્શને જવું અને ત્યાં રાત્રીએ આવેલો સ્વપ્ન વૃત્તાંત મહારાજશ્રી સન્મુખ કહેવો, નિમિત્તીયાનો યોગ હોય તો તેની પાસે જ જવું અને સઘળો વૃત્તાંત કહેવો.

જે કોઇ માણસ સ્વપ્નમાં હસ્તિ ઉપર આરૂઢ થઇ સમુદ્રમાં આવ્યો જાય તે થોડા જ દિવસમાં મોટો પ્રાસ કરે, અને સબલ બને. જે કોઇ હાથી ઉપર સ્વાર થઇ નદી કીનારે ભાતનું ભોજન કરે તે અલ્પ દિવસોમાં અમલદારી પ્રાપ્ત કરે સબલ થાય, અને

સ્વપ્નમાં જે માણુસ પોતાના બાહુબળથી સમુદ્ર તરી જાય તે પણ થોડા જ સમયમાં રાજા થાય છે.

સ્વપ્નમાં દેવ, ગુરૂ અથવા તીર્થભૂમિનાં દર્શન થવાં લાભદાયક હોઇને ધારણા સફળ થાય છે. યદ્યપિ પૂર્વે જોયલી વસ્તુનું સ્વપ્ન ખોટું મનાય છે તથાપિ દેવ ગુરૂ ધર્મનું અને પૂર્વે જોયેલી તીર્થ ભૂમિનું સ્મરણ સ્વપ્નમા થાય એ લાભદાયક છે. કોઇ પણ મનુષ્ય સ્વપ્નમા ફૂલ–ગજરા ધારણ કરે અથવા તેના ઉપર પુષ્પની વૃષ્ટિ થાય તો જરૂર થોડા દિવસોમા દૌલત પ્રાપ્ત કરે.

જે કોઈ મનુષ્ય સ્વપ્નમા પાણીથી ભરેલ, સરોવર, નદી, કુંડ યા સમુદ્ર જુવે તેને થોડા જ દિવસમા સંપત્તિ સાપડે છે, પરન્તુ એ સ્વપ્ન પિત્ત પ્રકૃત્તિથી આવેલુ ન હોવું જોઈએ સ્વપ્નમા આકાશમાં ઉડવુ એ લાભદાયક છે પરન્તુ એ સ્વપ્ન વાયુ પ્રકૃતિથી આવેલુ હોય તો તે ફળ આપતું નથી. મતલબ કે પિત્ત પ્રકૃતિથી આવેલા સ્વપ્નો નિષ્ફળ નિવડે છે

સ્વપ્નમાં સૂર્યોદયનુ જોવુ, ધૂમાડા વગરનો બળતો અગ્નિ જોવો, ગ્રહ નક્ષત્રનું જોવુ, જિનમંદિરના શિખર ઉપર અથવા રાજમહેલ ઉપર આરૂઢ થયેલ જોવું લાભકારક છે. તેથી મનમાં ધારેલી ધારણા ફળીભૂત થાય છે તેમ જ સ્વપ્નમા પોતાના શરીર ઉપર ચંદનનો લેપ કરવો, જવાહીરના ઘરેણાં પહેરવાં અથવા શ્રૃંગાર સજેલો જોવો, એ લાભકારી છે વળી સ્વપ્નમાં શણગારેલા હાથી, ઘોડા દૃષ્ટિએ પડવા, અથવા બીજી કોઇ પણ ચીજ શણગારેલી નજર પડે તો તે શુભ છે, અને તેથી ફાયદો છે. સફેદ રંગનો બળદ જોવામા આવે તો ઘણુ જ શ્રેષ્ઠ, તેથી કીર્તિનો ફેલાવો થાય છે સ્વપ્નમા જેના ઘોડા, રથ, ગાડી, આસન યા વસ્ત્ર ચોર ઉઠાવી જાય તેનુ માન ભંગ થાય છે જે મનુષ્ય કેસરીસિંહ, વ્યાઘ્ર, હાથી યા ઘોડા જોડેલા રથ પર આરૂઢ થયેલ જુએ તેને થોડા દિવસમાં [illegible] પ્રાપ્ત થાય, અને બીજા લાભો મળે [illegible]

મનુષ્ય ઘોડા પર સવાર થઈ સફર કરે તેની ધારણા થોડા દિવસમાં પૂર્ણ થાય, સ્વપ્નમાં જે મનુષ્ય મોતીઓનો ભરેલો થાળ લેવે તેને લાભ થાય, અને તે ધર્મની ઉન્નતિ કરે એમ સમજવું સ્વપ્નમાં જે મનુષ્યને છત્ર, ચામર નજરે પડે તેને રાજ્ય તરફથી ફાયદો થાય અને જ્ઞાતિમાં ઇજ્જત વધે.

કોઈ માણસ ચંદ્ર-સૂર્યનું સ્વપ્ન નિહાળે તો શુભ સમજવું. કારણ કે તેથી થોડા જ દીવસમા માંદગી નાશ પામે છે સ્વપ્નમાં પોતાને ઘેર ઉત્સવ થયેલો જુવે તો હર્ષદાયક લાભ થાય. સ્વપ્નમાં પોતાના ઉપર વીજળી પડેલી જુવે તો કેદ મળે, વીણા અને ઝારીઓનું દર્શન શુભ હોઈને થોડા દિવસમાં લાભ થાય. જેને સ્વપ્નમાં વીણાનું ઇનામ મળે તેને સ્ત્રી તરફથી ફાયદો થાય, અને જેને ધ્વજ, પતાકા ઇનામમાં મળે તેની ઇજ્જત થોડા જ દિવસમાં વધવા માંડે

કોઈ માણસ સ્વપ્નમાં માટીના બનાવેલા હાથી ઉપર આરૂઢ થઈને સમુદ્રમાં પ્રવેશ કરે અને ડુબે નહી તો થોડા દિવસમાં રાજા બને છે જો સ્વપ્નમાં સોના-ચાંદીના થાળમાં ખીરનું ભોજન કરે તો શુભ ખબર મળે. સ્વપ્નમાં પાકેલું ફળ જોવું સારૂં છે અને તેથી ફાયદો થાય છે સ્વપ્નમાં વહાણ ઉપર ચઢીને સમુદ્રમાં સફર કરે તો દોલત પ્રાપ્ત થાય અને માંદગીમાં જો સ્વપ્ન જુવે તો માંદગી દૂર થઈ આરોગ્ય પ્રાપ્ત થાય.

સ્વપ્નમાં નાચ-રંગનું નીહાળવું જો કે સારૂં છે, કારણ કે તેથી હર્ષનો લાભ પ્રાપ્ત થાય છે, પરન્તુ ખુદ પોતે નાચ કરવો એ સારૂં નથી સ્વપ્નમાં ગાયન ગાવાં એ સારૂં નથી ધર્મ સ્થાનકે ભજન ગાવું એ સારૂં નથી, અને સ્વપ્નમાં કાળા રંગની વસ્તુઓનુ દર્શન સારૂં નથી પરન્તુ હાથી, ઘોડા, ગાય અથવા દેવ-જેવી શ્યામ વર્ણના નિહાળે તે શુભ સમજવું સ્વપ્નમાં સફેદ રંગની વસ્તુઓનુ દર્શન લાભદાયક પરંતુ કપાસ તથા ભસ્મના દર્શન શ્રેયસ્કર નથી.

સ્વપ્નમાં જે મનુષ્યની સ્રીનુ ચોર હરણુ કરી જાય તેને ગેરલાભ પ્રાપ્ત થાય. જેના પલગ અથવા પગરખાં ચોર લઇ જાય તેના ઉપર કષ્ટ આવી પડે છે. સ્વપ્નમાં પોતે પોતાનુ મરણુ જુવે એ જો કે જાહેરની દૃષ્ટિએ ઠીક નહિ ગણાય. પરન્તુ નિમિત્ત-શાસ્ત્ર કહે છે તેમ તેનુ ફળ શુભ છે, જેથી સુખ પ્રાપ્ત થાય છે. સ્વપ્નમાં ઉટ, બકરા, રાસભ ઉપર સ્વાર થવુ સારૂં નથી. તેથી દીલગીરી પ્રાપ્ત થાય છે સ્વપ્નમા ચદન, કપુર, નાગરવેલનાં પાન તથા સફેત ફૂલોનુ નિહાળવુ લાભદાયક છે. પરતુ કણેર અથવા કેશુ–ખાખરાના ઝાડ ઉપર ચઢવુ લાભદાયક નથી કારણુ કે તેથી કલેશ પેદા થાય છે

સ્વપ્નમા જે મનુષ્ય ગળાપર્યંત કીચડમા ખુંચી જાય તેનુ મરણુ નજીકમા જ સમજવુ પરંતુ જે મનુષ્ય પોતાના હાથ પગ લાબા વધી ગયેલા નિહાળે તેની આબરૂ વધે છે. સ્વપ્નમા કોઇ ગામ નગર મકાન અથવા પહાડ–અગ્નિથી બળી રહ્યો અને તેના મધ્ય ભાગમા અથવા શિખર ઉપર કોઈ માણુસ સહીસલામત ઉભો રહ્યો હોય એવુ સ્વપ્ન નિહાળનારને થોડા જ દિવસમા હર્ષોત્પાદક લાભ થાય છે સ્વપ્નમા જે મનુષ્યનુ સોનુ—ચાદી જવાહિર યા હથીયાર ચોર લઇ જાય તેની ઇજજત—આબરૂમાં ધક્કો પહોચે છે.

સ્વપ્નમાં જે મનુષ્યને આભુષણુ, કપડાં, મકાન, યા આસન ઈનામમાં મળે તે શુભ છે કારણુ કે તેથી હર્ષ પ્રાપ્ત થાય છે. સ્વપ્નામા શણુગારેલુ મકાન તથા હાથી ઘોડા નિહાળવા એ શુભ દિવસનું ચિન્હ છે સ્વપ્નમા જેને કાળા કપડા પહેરેલી, કાળા વર્ણની સ્રી દક્ષિણુ દીશા તરફ ખેચીને લઈ જાય તેના ઉપર મરણુની આફત આવે છે

સ્વપ્નમા જે મનુષ્યના મસ્તક ઉપર ખજુરનુ વૃક્ષ ઉગેલુ જોવામાં આવે તેનાઉપર થોડાજ દિસોમા મરણાંત કષ્ટ પ્રાપ્ત થાય છે. સ્વપ્નમા જે મનુષ્ય કાળા કપડા પહેરી કાળા ઘોડા પર સ્વાર

થઈ દક્ષિણ દીશામાં ગમન કરે તેને ખરાબ દિવસો ભોગવવાનો સમય આવે છે સ્વપ્નમાં જે મનુષ્ય કેળાના વૃક્ષ પર ચઢી ગયેલો જોવામાં આવે તો તેને થોડા દિવસોમાં ધનની પ્રાપ્તિ થાય, તેમજ સ્વપ્નમાં જે મનુષ્ય ગરમ ફણફણતું પાણી પીએ તેને શોકોત્પત્તિ પ્રાપ્ત થાય છે

સ્વપ્નમાં જે મનુષ્ય સૂર્ય અથવા ચંદ્રમાને પોતાના હસ્ત વતી સ્પર્શ કરે તેને કુકમ રોગો ગમતાથી પ્રાપ્ત થાય છે. સ્વપ્નમાં ઇનામના બદલામાં મેવા મીઠાઈ મળે તેને હલકાવક ફળ પ્રાપ્તિ થાય, અને માંદગીમાંથી આરોગ્ય પ્રાપ્ત કરે સ્વપ્નમાં જેને જવાહીરયુક્ત વીંટી ઇનામમાં મળે તેને લાભ થાય અને ગુમ થઈ જાય તો નુકશાન થાય સ્વપ્નમાં જે મનુષ્ય આકાશમાં તારા ચમકતા ભાળે તેના ઉપર રાજ્યની મહેરબાની થાય અને ઇનામ પ્રાપ્ત કરે.

સ્વપ્નમાં જે મનુષ્ય મોતીઓનો ભરેલો થાળ બીજાઓને વહેંચી દે તે થોડા દિવસોમાં ધન પેદા કરે અને ધર્મની વૃદ્ધિ કરે. સ્વપ્નમાં જે મનુષ્ય મિશ્રી—સાકરનો ભરેલો થાળ નિહાળે તેને લાભ થાય તેમજ બાગ—બગીચા કે લીલી વનસ્પતીના દર્શન થાય તો દરેક પ્રકારે ફાયદો પ્રાપ્ત કરે. સ્વપ્નમા જેના મસ્તકના વાળ ખરી પડે અને દાંત પડી જાય તેના ઉપર આફત આવે અને સ્મશાનનાં લાકડાં કે મનુષ્ય ઉપર પોતે પોતાને ચઢેલો જુવે તો મરણાંત કષ્ટ પ્રાપ્ત થાય.

સ્વપ્નમાં પોતાને પકડવા માટે કોઈ મનુષ્ય આવતો નજરે પડે તો રાજ્ય તરફથી દંડ થાય સ્વપ્નમા રીંછ જાનવરનું દ્રષ્ટિએ પડવું ખરાબ છે, કારણ કે તેથી કષ્ટ પ્રાપ્ત થાય. સ્વપ્નમાં કુતરાઓ ભસતા ભાળે તો હેરાન થાય. પેટ ઉપર વૃક્ષ ઉગેલું જુવે તો માંદગીનો રોગ થાય સ્વપ્નમાં લાંબા શીંગડાવાળું જાનવર જેને નસાડી મુકે અથવા ડુક્કર કે વાંદરો જેને બ્હીવરાવે તેના ઉપર રાજ્યની આફત થાય વળી સ્વપ્નમાં જેને કાળા

પીળા વર્ણનો મનુષ્ય આવીને બ્હીવરાવે તો તેના ઉપર મરણાંત કષ્ટ આવે.

સ્વપ્નમાં પાણીથી ભરેલા સરોવરમાં બેસીને જે મનુષ્ય ખીરનું ભોજન કરે તે થોડા દિવસોમાં સામ્રાજ્ય પ્રાપ્ત કરે અને રાજા થાય, વળી સ્વપ્નમા જે મનુષ્ય પોતાના શરીરના આંતરડાં વડે કોઇ ગામ અથવા શહેરને વીંટી લે તે અમલદારી પ્રાપ્ત કરે અને રાજા થાય. સ્વપ્નમાં પોતાને કોઇ કેદમા નાંખે અથવા પકડીને દોરડાના બંધનથી બાંધે તે લાભદાયક છે સ્વપ્નમાં કોઇ મનુષ્ય એવુ જુવે કે મે તેલથી મારા શરીરને મસળાવ્યુ તો તેને ખરાબ દિવસો ભોગવવા પડે

સ્વપ્નમાં જે મનુષ્ય પોતાની શક્તિથી પહાડને ઉખેડી નાખે તે થોડા દિવસમા અમલદારી પ્રાપ્ત કરે જે મનુષ્ય સ્વપ્નમાં ઉંદર, બીલાડી, ઘુંસ અથવા નોલીયા દેખે તે ઇષ્ટ નથી કેમકે તેથી તકલીફ પ્રાપ્ત થાય છે જે મનુષ્ય સ્વપ્નમા પોતાના મસ્તકમાથી લોહીની ધારા વહેતી નીહાળે તે થોડા જ દિવસોમાં સામ્રાજ્ય પ્રાપ્ત કરી હકુમત ભોગવે સ્વપ્નમા જે મનુષ્ય બળતો દીપક જુવે તેની ધારણા પૂર્ણ થાય છે, અને ફળયુક્ત આબાનું વૃક્ષ જુવે તો લાભ થાય છે

સ્વપ્નમા જે મનુષ્ય હજાર પાખડીવાળા કમળ ઉપર બેસી ખીરનું ભોજન કરે, તે હોદ્દો પ્રાપ્ત કરી રાજા થાય છે જે મનુષ્ય ખૂબ પવનના જોરથી આંધી ચડેલી જુવે તો તેના ઉપર થોડા દિવસમા આફત આવે. જે મનુષ્યના દાત સ્વપ્નમાં સોનાના બની જાય તે મનુષ્ય એશ–આરામ પ્રાપ્ત કરે સ્વપ્નમા ઘઉંનાં તેમ જ સફેદ સરસવના દર્શન લાભદાયક છે તેમ જ હાડકાં અથવા રાખના દર્શન ખરાબ દિવસોની નીશાની સમજવી. સ્વપ્નમાં દાવાનળ જોવાથી દુઃખ પ્રાપ્ત થાય છે અને મ્હોટા મ્હોટા ગામ કે નગરો નજરે પડે તો હર્ષદાયક લાભ પ્રાપ્ત થાય છે

સ્વપ્નમા તેલ, કપાસ, રૂઇ અને લોઢાનુ નિહાળવુ ઇષ્ટ

નથી તેથી દુઃસ્થાન થાય છે સ્વપ્નમાં પ્રકાશ વગરના સૂર્ય-ચંદ્રનાં દર્શન ઇષ્ટ નથી, કારણ કે તેથી દુઃખ પ્રાપ્ત થાય છે સ્વપ્નમાં જેના હાથ પગ, કાન, નાક કપાઇ ગયેલા નજરે પડે તો મરણાન્ત કષ્ટ ઉત્પન્ન થાય. ભુત-પ્રેતની સાથે કોઈ પણ શરાબ પીતું હોય અને તેને મનુષ્ય અથવા કુતરાં ખેંચી રહ્યા હોય એવો દેખાવ જે મનુષ્ય સ્વપ્નમાં નિહાળે તે મરણની નિશાની સમજવી. ક્ષય રોગની માંદગીવાળો મનુષ્ય ઉંટ, ભેંસ, કુતરાં કે ગધેડા ઉપર સવાર થઇ દક્ષિણ દિશા તરફ ચાલ્યો જાય તેનું મરણ નજીકમાંજ આવેલું સમજવું

સ્વપ્નમાં મકાન અથવા પહાડ પડી ગયેલો જુવે અથવા મગરમચ્છ પોતાને ભક્ષણ કરી ગયેલો જુવે તો અનિષ્ટ છે અને તેથી કષ્ટ ઉત્પન્ન થાય છે સ્વપ્નમાં જેના હાથ, પગમાં બેડી નાખેલી દ્રષ્ટિગોચર થાય તે ઇષ્ટ છે અને તેથી ફાયદો થાય છે

બીમાર માણસ સ્વપ્નમાં પાલખીમાં બેસીને દક્ષિણ દિશા તરફ જાય તો તેના ઉપર મરણાન્ત કષ્ટ પ્રાપ્ત થાય, વળી સ્વપ્નમાં કોઇ માણસ ગાયન કરે તેને રોવું પડે નાચ કરે તો વધ બંધનનો લોભ થવું પડે, હસે તો ચિંતા થાય અને પાઠ કરે તો કષ્ટ પ્રાપ્ત થાય. ભગવતી સૂત્રના ૧૬ માં શતકના છઠ્ઠા ઉદ્દેશામાં ફરમાવ્યું છે કે સ્વપ્નમાં કોઇ પણ માણસને બીજો માણસ પાન ફળ (હાથમાં) આપે તો થોડા દિવસમાંજ લાભ થાય, અને ધન મળે. સ્વપ્નમાં પોતાનો હાથી ઉપર સવાર થયેલો જુવે તો ધન તેમજ અમલદારી પ્રાપ્ત થાય. સ્વપ્નમાં ઘોડા ઉપર સવાર થઇ સફર કરતો જુવે તો થોડા દિવસમાં લાભ મળે છે સ્વપ્નમાં કોઇ મનુષ્ય આવીને એમ કહે કે– તમે અહીંથી ચાલ્યા જાવ એ ભવિષ્યમાં ખરાબ દિવસોની નીશાની સમજવી. સ્વપ્નમાં જેને કુપ વસ્તુ નજરે પડે તેને જમીનથી અથવા જવાહીરાતથી ફાયદો થાય છે

સ્વપ્નમાં અરિહંત દેવ, સૂર્ય, ચંદ્ર, દેવવિમાન, સરોવર,

સમુદ્ર, સિંહ, કલ્પવૃક્ષ, કલશ, રાજા, હાથી, વૃષભ કે લક્ષ્મી દેવીનાં જેને દર્શન થાય તે લાભદાયક થાય, થોડા દિવસમાં હકુમત પ્રાપ્ત કરે. તેમજ ભૂત, પિશાચ, ગાંધર્વ, રાક્ષસ, ચાંડાલ, સ્મશાન, કુવો, હાડકાં, કદ્રુપ સ્ત્રી, ચામડું, લોહી, પત્થર, કાંટા-વાળાં વૃક્ષ, અંધકાર, લુલા–લંગડા, વામન, મ્હોટો વાયુ અને ખુબ આકરો તડકો જે મનુષ્ય સ્વપ્નમાં જુવે તો તેને ખરાબ દિવસો ભોગવવાનો વખત આવે

જે મનુષ્ય પોતાને સ્વપ્નમાં હંસ ઉપર સવાર થયેલો જુવે તેની આબરૂ વધે. સિંહ ઉપર સવાર થયેલો જુવે તેને ઈનામ મળે, દોસ્તનો મેળાપ થયેલો દેખાય તો લાભ થાય, કપડાં ધોતો નિહાળે તો દેવાથી મુક્ત થાય, પોતે પોતાને હાથ પગ ધોતો જુવે તો એશ આરામ પ્રાપ્ત કરે. અને માત્ર પગજ ધોતો ભાળે તો આબરૂ વધે. સ્વપ્નમાં જે મનુષ્ય પોતાને જમણા હાથ ઉપર સર્પ કરડી ગયેલો જુવે તો દોલત પ્રાપ્ત થાય, તેમજ સફેદ વર્ણનો સર્પ જુવે તો લાભ થાય છે.

સ્વપ્નમાં જે મનુષ્ય કુવો ઉલ્લંઘી જાય તેને અચાનક ધન પ્રાપ્તિ થાય, પોતે પોતાને કડવું તેલ પીતો જુવે તો મરણાન્ત કષ્ટ પ્રાપ્ત થાય, તેમજ અગ્નિ–અંગારા, પત્થર, ધૂળ, કે લોહીના વરસાદનું જોવુ થાય એ ખરાબ દિવસોની નીશાની છે.

સ્વપ્નમાં વાંદર, શિયાળ કે કુતરો જો મનુષ્યના બીછાના ઉપર આવીને બેસે તો જાણવુ કે માંદગી પ્રાપ્ત થશે. રાક્ષસ, વેતાલ અથવા ભુત પોતાના બીછાના કે શરીર ઉપર આવીને બેસે તો જાણવુ કે મરણાન્ત આફત આવી પહોચી છે.

અગર સ્વપ્નમાં કોઇ મનુષ્ય પોતાને ઝેર પીતો જુવે તો તેની ઉમ્મર લાંબી છે એમ સમજવુ અને જે પોતાને વીણા વગાડતો સ્વપ્નમાં જુવે તો ખુબસુરત સ્ત્રીનો લાભ થાય છે

સ્વપ્નમાં જે મનુષ્યના મસ્તક ઉપર કાગડો વિષ્ટા કરે તેની આબરૂમાં કલંક લાગે. જે મનુષ્ય પોતે પોતાને સફેદ અથવા

લીલા રંગનાં વસ્ત્રો પહેરેલાં જુવે, અથવા આગથી પોતે પોતાને બળતો જાણે તો તેને ધન પ્રાપ્તિ થાય છે સ્વપ્નમાં જે મનુષ્ય શણગાર સજેલી કુમારી કન્યાને જુવે તો તેને ઉત્તમ સ્ત્રીનો લાભ થાય છે, તેમજ જે મનુષ્ય સ્વપ્નમાં તેજદાર હથીયારો વડે પર્વતને તોડી નાંખે તેને થોડા દિવસમાં નોકરી પ્રાપ્ત થાય અને તે રાજા બને છે

સ્વપ્નમાં જે મનુષ્ય નાચ કરતો મજુર જાણે તેના ઉપર રાજાની કૃપા થાય, અને ઇનામમાં જમીન પ્રાપ્ત થાય છે તેમજ જે મનુષ્ય સફેદ કપડાં પહેરેલી સ્ત્રી જુવે તો તેને લાભ થાય છે સ્વપ્નમાં જેના કેશ અથવા નખ વધી જાય તેની આબરૂ વધે અને ઇકબાલ-ચાંદ પ્રાપ્ત કરે.

---

# गणीत शास्त्र

---

## બે ઘડીની ગમ્મત

---

(૧) એક ઘણા માણસોની મંડળીમાંથી આઠ માણસોને દરેકને જાુદી જુદી સંખ્યાના આંકડાઓ ધરાવો. પછી તે દરેક પાસે તેમણે ધારેલા આંકડાને સાતે ગુણાવો. તેમાં અનુક્રમે પહેલા પાસે અગીઆર બીજા પાસે અઢાર ત્રીજા પાસે પચીસ ને ચોથા પાસે બત્રીશ. એ પ્રમાણે સંખ્યામાં ઉમેરાવો અને પાંચમાંથી આઠમા સુધીના દરેક જણ પાસે પાંચ-પાંચ ઉમેરાવો. પછી તે આઠે જણને કહેવું કે તમારી ધારેલી સંખ્યાને ચારથી ગુણો ને ઓર ભાગો એ રીતે કરતાં પહેલા ચાર જણ પાસે ૧૨-૧૨ શેષ રહેશે ને બાકીના ચાર જણ પાસે ૮-૮ શેષ રહેશે, એમ નક્કી સમજી રાખી પછી તે દરેકને પોતાની મરજી પ્રમાણે જુદા જુદા આંકથી ગુણાવો; એટલે પછી તેમણે ધારેલી સંખ્યાનો જવાબ આપી શકાશે.

દ્રષ્ટાંત :—

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | ૧૫ | ૧૬ | ૨૦ | ૨૪ | ૧૨ | ૧૪ | ૧૮ | ૨૫ |
| ગુણવાની સં | ×૭ | ×૭ | ×૭ | ×૭ | ×૭ | ×૭ | ×૭ | ×૭ |
| | ૧૦૫ | ૧૧૨ | ૧૪૦ | ૧૬૮ | ૮૪ | ૯૮ | ૧૨૬ | ૧૭૫ |
| ઉમેરવાની સં. | +૧૧ | +૧૮ | +૨૫ | +૩૨ | +૫ | +૫ | +૫ | +૫ |
| | ૧૧૬ | ૧૩૦ | ૧૬૫ | ૨૦૦ | ૮૯ | ૧૦૩ | ૧૩૧ | ૧૮૦ |
| ગુણવાની સ. | ×૧૦ | ×૧૦ | ×૧૦ | ×૧૦ | ×૧૦ | ×૧૦ | ×૧૦ | ×૧૦ |
| | ૧૧૬૦ | ૧૩૦૦ | ૧૬૫૦ | ૨૦૦૦ | ૮૯૦ | ૧૦૩૦ | ૧૩૧૦ | ૧૮૦૦ |
| ભાગવાની સ | −૧૪ | −૧૪ | −૧૪ | −૧૪ | −૧૪ | −૧૪ | −૧૪ | −૧૪ |
| શેષાંક રહેશે તે | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ | ૮ | ૮ | ૮ | ૮ |

આ પ્રમાણે જે શેષાક રહેશે તેને આપણી મરજી પ્રમાણે જુદા જુદા અંક કહી, ગુણાવવા, અને પછી તેમને જવાબ આપવો, એટલે તેમણે ધારેલો જવાબ આવેલો જાણી ખુશી થશે.

(૨) એક મંડળીમાં ગમે તેટલાં માણુસો બેઠેલાં હોય, તે હરેક્ને પોતપોતાના મનમા મરજી મુજબની સખ્યા ધારી લેવા કહેવું. તેમણે ધાર્યો પછી, હરેકે ધારેલી સંખ્યાને સાતે ગુણાવવી અને જે ગુણાકાર થાય તેમાં બે બે ઉમેરવા કહેવુ પછી જે સરવાળો આવે તેને હરેક પાસે વીશે ગુણાવવી, એથી જે ગુણાકાર આવે તેને હરેક પાસે ચૌદે ભગાવો. તે હરેક ભાગાકાર કરે એટલે જે શેષ રકમ રહે તે હરેક પાસે છાની રખાવો: ( એ શેષ સંખ્યા હરેક પાસે બાર-બાર જ રહેશે, એ ચોક્કસ છે. ) પછી તે શેષ સખ્યાને નવે ગુણાવવા એટલે ગુણાકારનો આક ૧૦૮ આવશે. તે હરેકને ખાનગીમાં બોલાવી દેખાડવાથી તે ખરો જાણીને ઘણુા ખુશી થશે.

(૩) એજ પ્રમાણે ગમે તેટલા માણુસોના મડળને ફરીથી હરેકની મરજીમાં આવે તેટલી જૂદી જૂદી સખ્યા ધરાવો, પછી તે ધારેલી સખ્યાને ચારે ગુણાવો. તેનો જે ગુણાકાર આવે તેમા

દરેક પાસે પાંચ ઉમેરાવો તેથી જે સરવાળો થાય તેને મધ્યથી સુધી આઠે ભગાવો; તે આગામર અને દરેક પાસે એ એ શેષ રહેશે, એમ મનમાં સમજી રાખી તે શેષ અંકમાં વધારી જુદી જુદી રકમો ધ્યાનપૂર્વક ઉમેરાવો ને પછી તેમના પાસેનો સરવાળો દરેકને જુદો જુદો જણાવો, જેથી તેઓ ખુશી થશે.

(૪) ૩) રૂ. નાં તેતર ૫ આવે છે; ૫) રૂ. નાં કબૂતર ૭ આવે છે; ૭) રૂ. નાં મોર ૯ આવે છે ને ૯) રૂ. ના હંસ ૩ આવે છે એક માણસ પાસે ૧૦૦) રૂ. છે તેનાં ૧૦૦ જનાવર લેઈએ છે, તો કેટલા રૂપિયાનાં ક્યાં ક્યાં જાનવર કેટલાં કેટલાં આવશે? એક માણસ પાસે રૂ. ૧૦૦) છે તેને સો જનાવર લેવા છે જનાવરોના નામ મોર હંસ, તેતર અને કબુતર છે કેવી રીતે સો રૂપીઆના સો જનાવર લઈ શકાય?

રીતઃ—પહેલા રૂ. ૩ ને ત્રણે; બીજા રૂ. ૫) ને ચારે; ત્રીજા રૂ. ૭) ને પાંચે ને ચોથા રૂ. ૯) ને ચારે ગુણવા.

જવાબઃ—રૂ. ૯ નાં તેતર ૧૫; રૂ. ૨૦ નાં કબૂતર ૨૮
રૂ. ૩૫ નાં મોર ૪૫; રૂ ૩૬ નાં હંસ ૧૨
રૂ. ૧૦૦) નાં જનાવર ૧૦૦)

(૫) કોઈ પણ જાતનો યંત્ર બનાવવાની રીત-પ્રથમ ૧૬ ખાનાનો ચોરસ આડી ને ઉભી લીટીઓથી એક યંત્ર બનાવરાવો. પછી, તેમાં ૨ જા, ૯ મા, ૧૬ મા, ૭ મા, ૮ મા તેમ ૧૫ મા, ૧૦ મા, ને ૧ લા ખાનામાં નીચેની સંખ્યા ઉપરની બંને તેટલી સંખ્યા લઈને તેનો ૦॥ ભાગ જે આવે તે પ્રથમ ૨ જા ખાનામાં લખાવી; પછી ઉપર જણાવેલા ખાનાઓમાં અનુક્રમે પ્રથમ લખેલી સંખ્યાથી ૧-૧ સંખ્યા ઓછી કરતા જે આંક આવે તે આંક લખાવવો. એ ખાનાઓ ભરાઈ ગયા બાદ, ખાલી રહેલા બાકીનાં ખાનાઓમાં ઉપરથી આડી હારમાં અનુક્રમે ૨ ૭, ૬ ૩ ૮ ૧, ૪ ને ૫ એ પ્રમાણે આંક લખાવવા, તે યંત્ર પૂરો થશે.

ઉપરની સમજ વીશ ઉપરની બેકી સંખ્યા ધારેલી હોય તેની છે; પણ કદાચ વીશ અંદરની એકી સખ્યાનો યંત્ર કરાવવો હોય તો, ઉપરની સમજ મુજબ તે ધારેલી એકી રકમને તે ખાનામાં લખાવવી, પછી અનુક્રમે એક એક એથી ઓછી રકમ મુજબ જ ભરાવવી પરતુ તેમા ધ્યાનમા રાખવાનુ એટલુ જ છે કે, સાત ખાનામાં જે આંક આવે તેટલો જ આક આઠ ખાનામાં ભરી લેવો. ત્યાર બાદ ઉપર મુજબ અનુક્રમમા બીજા બાકી રહેલા ખાનામા ૨-૭-૬-૩-૮-૧ ને ૪ નાં આક ઉપર મુજબ જ ભરવા ને ચૌદમા ખાનામા ૫ નો આંક ઉમેરવો, જેથી એ એકી સખ્યાનો યંત્ર પણ આ પ્રકારે પૂરો થશે.

બેકી યંત્ર

| | | | |
|---|---|---|---|
| ૨ | ૯ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૬ | ૫ |
| ૮ | ૩ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૪ | ૭ |

એકી યત્ર

| | | | |
|---|---|---|---|
| ૩ | ૯ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૬ | ૬ |
| ૮ | ૪ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૫ | ૭ |

આ પ્રમાણે ગમે તે પ્રકારના યંત્રો પોતાની બુદ્ધિઅનુસાર ગોઠવી શકાય. ઊપરની હકીકત પર ખાસ લક્ષ આપવુ જોઇએ.

**(૬) વીંટી ચોરી લીધેલા માણસનું નામ વિગેરે કહેવાની રીતઃ**—કોઇ એક મંડળીના સઘળા માણસોને અનુક્રમમાં નંબરવાર બેસાડી, પછી તેમની આગળ એક વીંટી મૂકવી, અને કહેવું કે તમારામાથી ગમે તે માણસ મને નહીં બતાવતા આ વીંટી ચોરી લઇ, પોતાના ગમે તે હાથની ગમે તે આગળીના ગમે તે વેઢ પર પહેરી લ્યો. એમ કહી આપણે મડળીમાથી બહાર નિકળી ગમે ત્યા જઇ ઉભા રહેવું, અને મંડળીમાના કોઇપણ એક

માણસે તે વીંટી ચોરી લઈ, પહેરી લીધા પછી આપણને પાછા બોલાવવામાં આવે ત્યારે આવી કહેવું કે તમારામાંથી એકાદ માણસ, જેને વીંટી કોણે લઈ કયાં પહેરી છે તેની ખબર હોય તે હું કહું તેટલો હિસાબ કરવા તૈયાર થાઓ. એ પ્રમાણે એક માણસ હિસાબ કરવા તૈયાર થયા પછી જેટલામા નબરના માણસ પાસે વીંટી હોય તેનો નબર મને નહીં બતાવતાં લખો પછી તે નબરને બમણો કરો પછી તેમાં પાંચ ઉમેરો. બાદ તે સરવાળાને પાંચે ગુણો, અને જે ગુણાકાર આવે તેમાં દશ ઉમેરો, અને પછી તેમાં વીંટી જમણા હાથે પહેરી હોય તો બે અને ડાબા હાથે પહેરી હોય તો એક ઉમેરો: પછી તેને દશે ગુણો, ને જે રકમ આવે તેમાં આંગળીનો નબર ઉમેરો જેમકે, અંગુઠા પાસેની આંગળી હોય તો એક વચલી આંગળી હોય તો બે, અનામિકા હોય તો ત્રણ ને ટચલી ( તર્જનિ ) આંગળી હોય તો ચાર એમ ઉમેરવા કહી, જે સરવાળો થાય તેને દશે ગુણાવવા પછી તેથી જે ગુણાકાર આવે તેમાં જેટલામાં વેઢા પર પહેરી હોય તેનો આંક ઉમેરવો. ઉપર પ્રમાણે હિસાબ કરાવ્યા પછી જે કુલ આંકડો થાય તે પુછી લઈ તેમાંથી ૩૫૦૦ ની સખ્યા બાદ કરતાં જે રકમ બાકી રહે તેનો પહેલો આંકડો તે વીંટી લેનારનો નબર બીજો આંકડો તે હાથનો નબર, ત્રીજો આંકડો તે આંગળીનો ને ચોથો આંકડો તે વેઢાનો નબર છે એમ કહેવું

(૭) બે પાસાના દાણા કેટલા પડયા છે તે વગર જોયે કહેવાની રીતઃ—પહેલા એક પાસાના જેટલા દાણા પડયા હોય તેટલા દાણાની સખ્યામાં બે ઉમેરવા કહેવું પછી તેમાં એક ઉમેરવો; અને તે રકમને પાંચે ગુણવા પછી બીજા પાસાના દાણા ઉમેરવા. જે સરવાળો આવે તેમાંથી દશ બાદ કરવા પછી બાકી રહેલી રકમ તે માણસોને પૂછવી, તે જે રકમ બતાવે તે રકમનો પહેલો આંકડો હોય તે પહેલા પાસા પરના દાણા અને બીજો આંકડો એ બીજા પાસા પરના દાણા સમજવા.

**(૮) અજાણ્યા ત્રાહિત માણસના છોકરા-છોકરીની સંખ્યા કહેવાની રીતઃ**—કોઈ માણસને કોઇ એક બીજા માણસના છોકરાની સંખ્યા મનમાં ધારવા કહેવુ. તેણે ધાર્યા પછી, તેનાં બમણુા કરી, પાંચે ગુણવા કહેવું. પછી જેટલી છોકરી તે બીજા માણસને હોય તેટલી સંખ્યા ઉમેરવા કહેવું. પછી તે સરવાળાની સખ્યા પૂછી લેવી. જે સંખ્યા કહે તેના પહેલા આંકડા જેટલા છોકરાઓ, અને બીજા આકડાઓ જેટલી છોકરીઓ છે, એમ જાણી તે મુજબ કહેવુ.

**(૯) કોઇ માણુસે કોઇ રકમમાંથી એકાદ આંકડો ભુસી નાખ્યો હોય તે કહેવાની રીતઃ**-કોઈ માણસને એક રકમ ગમે તેટલી સખ્યા લખવાને કહો, તે જે સંખ્યા લખે તેના સઘળા આંકડાઓનો સરવાળો કરી, તે લખેલી મૂળ રકમમાંથી બાદ કરવાને કહો પછી જે રકમ બાકી રહે તે બીજે કોઇ ઠેકાણે લખી, તેમાથી એકાદ આંકડો ભુસી નાખ્યા બાદ આપણુને બતાવવાને કહો. તે પ્રમાણે કરી આપણુને જે સંખ્યા બતાવે તેને નવે ભાગતાં જે શેષ રહે તે, નવમાંથી બાદ કરતા જે આકડો રહે તે ભુસી નાખેલો આકડો જાણવો

**(૧૦)અધિક મહિનો કિયો આવશે તે જાણુવાની રીતઃ**-શાલિવાહનનો જે શક ચાલતો હોય તેમાથી ૧૬૬૬ની રકમ બાદ કરવી, પછી જે બાકી વધે તેને ઓગણીશે ભાગ લેતાં જો કાઈ પણ બાકી ન વધે, અગર જો એક વધે તો જેઠ, બે વધે તો આશો, ત્રણ વધે તો ચૈત્ર, પાંચ વધે તો શ્રાવણ, અગિયાર વધે તો વૈશાખ, તેર વધે તો ભાદરવો અને સોળ વધે તો આષાઢ મહીનો અધિક આવશે, એમ સમજવુ. ઉપર લખેલા આંકડાઓ સિવાયનો કોઇ આકડો વધે તો જાણવુ કે તે વરસમા અધિક માસ નથી.

**(૧૧) વગર સાધને ઝાડની ઊંચાઈ માપવી**—ઝાડથી થોડે દૂર જઈ, ઝાડ તરફ પીઠ કરી ઉભા રહેવુ. બાદ વાંકા વળી બે પગ

વચ્ચે માથું રાખી, ઝાડ તરફ જોતાં જે જગ્યાએ ઉભા રહેવાથી ઝાડની ટોચ નજરે પડે તે જગ્યાથી ઝાડના થડ સુધીનું અંતર માપી જોતાં જેટલું થાય તેટલી ઝાડની ઉંચાઇ સમજવી. આ રીતથી ઝાડનો ગમે તેટલો ભાગ માપી શકાય છે

---

સૂર્ય-ચંદ્ર ગ્રહણ થાય છે તે જોવા-સમજવાની રીતઃ-

મઘા માસની બીજ અંધારી, જોશી જુઓ જોશ વિચારી;
ત્રીજનું નક્ષત્ર પુનમે મળે, તો નક્કી રાહુ ચંદ્રને ગળે. ૧

જે નક્ષત્રે રવી તપે અમાવાસ્યા હોય;
જેમાં પડવાથી બે મળે, તો સૂર્ય ગ્રહ જોય. ૨

ભાવાર્થ :—

૧ ચંદ્ર ગ્રહણ કેવી રીતે થાય ?—મઘા માસની અંધારી ત્રીજને દિવસે જે નક્ષત્ર હોય તે જ નક્ષત્ર ચાલુ માસની પુનમે હોય તો ચંદ્ર ગ્રહણ થાય.

૨ સૂર્ય ગ્રહણ કેવી રીતે થાય ?—સૂર્ય નક્ષત્રના આશરે નક્ષત્રના ૧૩-૧૪ દિવસ હોય છે અને ચંદ્ર નક્ષત્રના ચોવીસ કલાક હોય છે એટલે જે સૂર્ય નક્ષત્ર ચાલતું હોય તેમાં અમાવાસ્યા આવે, અને તે અમાવાસ્યાને જ દિવસે પડવાની ઘડી હોય ત્યારે ત્યાંથી અમાવાસ્યા ઉપર પડવો થયો ત્યાંથી તે વખતે સૂર્ય ગ્રહણ થશે જાણી લેવું

આવતે વર્ષે અધિક માસ કયો આવશે તે સમજવાની સહેલી રીત—આ વર્ષમાં સંક્રાંતિ જે ચોથે બદલાતી હોય તો તે જ મહીનો આવતા વર્ષમાં અધિક માસ સમજવો.

---

# જ્યેષ્ઠા તથા મૂળ નક્ષત્રમાં જન્મેલા બચ્ચાંઓ માટે સારા-નરસા વખતનુ ફળ.

**જ્યેષ્ઠા નક્ષત્રનો વિચાર**:—જ્યેષ્ઠા નક્ષત્ર બેસે ત્યાંથી સાત ઘડી સુધીમા જન્મ થયો હોય તો રાજ્ય જેવી સાહ્યબી મળે. આઠથી પદર ઘડીમા જન્મ થયો હોય તો તેની માતા મરે અગર મરણતુલ્ય દુખ ભોગવે. એકવીસથી ત્રેવીસ ઘડીમાં જન્મ થયો હોય તો બાપ મરે અગર મરણતુલ્ય દુખ ભોગવે. ચોવીસથી ઓગણત્રીસ ઘડીમાં જન્મ થયો હોય તો તેના ભાઈના માથે દુઃખ બોજો પડે. ત્રીસથી તેત્રીસ ઘડીમા જન્મે તો તેના મામાનુ મૃત્યુ થાય. ચોત્રીસથી તેતાલીસ ઘડીમા જન્મે તો સુખ સૌભાગ્યની વૃદ્ધિ કરે ચુમાલીસથી અડતાલીસ ઘડીમા જન્મે તો પોતે દુઃખી થાય ઓગણપચાસથી છપ્પન ઘડીમાં જન્મે તો સારા સુખ ભોગવનારો થાય. સત્તાવનથી અઠ્ઠાવન ઘડીમા જનમ્યો હોય તો ભ્રમીત ચિત્તવાળો થાય ઓગણસાઠથી સાઠ ઘડીમા જન્મ થયો હોય તો થોડા આયુષ્યવાળો જાણવો

**મૂળ નક્ષત્રનો વિચારઃ**—મૂળ નક્ષત્ર બેસે ત્યાથી પાંચ ઘડી સુધીમા જન્મ થયો હોય તો વડીલોની મહેરબાનીવાળો જાણવો છથી દસ ઘડીમા જન્મ થયો હોય તો પીતાનુ મૃત્યુ થાય. અગીઆરથી અઢાર ઘડીમા જન્મ થયો હોય તો પોતાના પરાક્રમથી ધનવાન અને સુખી થાય ઓગણીથી છવ્વીસ ઘડીમા જન્મ થયો હોય તો નઠારી બુદ્ધિવાળો હોય. સત્તાવીસથી અઠ્ઠાવીસ ઘડીમા જન્મ થયો હોય તો બ્રહ્મહત્યાવાળો થાય. ઓગણત્રીસથો છત્રીસ ઘડીમા જન્મ થયો હોય તો ધર્મિષ્ઠ થાય સાડત્રીસથી અડતાલીસ ઘડીમા જન્મ થયો હોય તો અલ્પ આયુષી થાય ઓગણપચાસથી એકાવન ઘડીમા જન્મ થયો હોય તો તે મરણ પામે બાવનથી ચોપન ઘડીમા જન્મ થયો હોય તો ધનવાન થાય પંચાવનથી સાઠ ઘડીમાં જન્મ થયો હોય તો પરદેશ ફરનારો, શીયળવંતો જાણવો

જ્યેષ્ઠ નક્ષત્ર ઉતરતાં છેવટની એક ઘડી અને મૂળ નક્ષત્ર બેઠા પછી બે ઘડી તેને અભુક્ત મૂળ કહે છે તેમાં બાળક જન્મે તો બાળકનુ મુખ બાર વર્ષ સુધી જોવુ નહિ. જોવે તો બાળકના માતા પીતા ઘણાં દરીદ્રી અને દુઃખી થાય.

શાન્તિ થવાના ઉપાય :—જો જ્યેષ્ઠ નક્ષત્રની પ્રથમ ઘડીમાં જન્મ થયો હોય તો બાળકના માબાપે ત્રણ મહીના પછી સત્તાવીસ દીવસ સુધી આંબિલ સહીત બ્રહ્મચર્ય પાળવું અને બીજા આંબિલના પારણે અઢાર બ્રહ્મચારી છોકરા પોતાના ઘેર જમાડવા અને એક એક આનાની દક્ષિણા દેવી તેમજ મૂળ નક્ષત્રમાં પણ ઉપરની વિધિ સહીત ઓગણીસ બ્રહ્મચારી છોકરાં જમાડવાં. આથી વિઘ્ન નાશ થશે અને સુખની પ્રાપ્તિ થશે એ નિશ્ચય જાણવું.



# અગાઉથી આશ્રય આપનાર

# સદ્ગૃહસ્થોનાં નામ.

### કઠોર

૧૦૧ શેઠ છગનભાઇ વમલચદ ગલીઆરા
૫ ભા પરશુદાસ વીઠલદાસ
૫ ભા ગુલાબચદભાઇ અવિચળદાસ (જી એ ભાવસાર) હા રાયચદ
૪ ભા હીરાલાલ રાયચંદભાઇ
૨ ભા ઠાકોરદાસ નરોત્તમદાસ વકીલ
૨ ભા હરકીસનદાસ ફુલચદ
૨ ભા નારણદાસ નરોત્તમદાસ હા નેમચદભાઈ
૨ શ્રી જૈન સ્થાનકવાસી લાયબ્રેરી હા. છોટુભાઇ મગનલાલ
૧ ભા મગનલાલ કુબેરદાસ
૧ ભા હીરાચદ જેચદ
૧ ભા મોહનલાલ નરોત્તમદાસ
૧ ભા લલ્લુભાઇ કુબેરદાસ

### ખભાત

૧૫ સ્વર્ગસ્થ બેન તનમનગૌરી તે પરીખ મોહનલાલ છગનલાલની દીકરીના સ્મર્ણાર્થે ભેટ
૧૦ પા જેઠાભાઇ બાપુજી હા બિહારી
૫ બાઇ મંછા તે શા ગાડાભાઇ અદેચદની વીધવા હા નેમ સરૂપ
૫ શા ભાઇચદ ખુબચદ
૫ બાઇ ઉજમ તે પા બેચરલાલ ભાઇલાલની સ્વર્ગવાસી પત્ની.
૪ બાઇ માણેક તે ચુનીલાલ નાથાલાલની વીધવા
૨ પા છગનલાલ પ્રાણજીવનદાસ
૨ પા ગીરધરલાલ ભાઇલાલ
૨ શા. નગીનદાસ અનુપચદ
૨ શા વખતચંદ તારાચંદ હા રૂપાળી
૨ શા છોટાલાલ મોતીચદ
૨ શા અંબાલાલ તારાચંદ
૨ પા. છોટાલાલ દામોદર
૨ પા છોટાલાલ ભોગીલાલ
૧ શા બાલચદ ખુશાલચંદ
૧ શા નગીનદાસ મગનલાલ
૧ શા સુદરલાલ ઉજમશી
૧ પા. ભગવાનદાસ લલ્લુભાઇ
૧ શા હીરાલાલ અબાલાલ ગાધી
૧ પા રતીલાલ નાથાલાલ
૧ શા સુખલાલ દોલતચદ
૧ પા હરજીભાઈ ગોરધનદાસ
૧ પા. હરીલાલ છોટાલાલ
૧ પા ચુનીલાલ ભુરાભાઇ
૧ શા છોટાલાલ જોઇતારામ
૧ શા વાડીલાલ ડાહ્યાભાઈ
૧ શા મણીલાલ ઉજમશી
૧ શા મોહનલાલ દોલતચદ
૧ શા. ચીમનલાલ રતનચદ
૧ પા ફુલાભાઇ ભગવાનદાસ
૧ પા નાથાલાલ મોહનલાલ

### અમદાવાદ

૬ જૈન સદ્ગૃહસ્થ હા ૨ જે શાહ
૨ વકીલ ગુલાબચંદ હીરાચંદ સઘાણી
૧ શા પોચાભાઈ પીતામરદાસ
૧ શા ગીરધરલાલ વૃજલાલ

